# પોયણાં

પ્રણેતા
જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ. એ.
પ્રૉફેસર (અંગ્રેજી ને ગુજરાતી સાહિત્ય), મગનલાલ ઠાકોરદાસ આર્ટ્સ કૉલેજ,
સંપાદક: થોડાંક છુટ્ટાં ફૂલ, ઝરણાં, હરિયશગીત, ધી 'રિવ્યૂ' ઇત્યાદિ.

' हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । '
—ईशबृहदारण्यकयोः ।

પ્રથમ આવૃત્તિ.

વિ. સં. ૧૯૮૫. સૂરત. ઈ. સ. ૧૯૨૯.

કિં. રૂ. ૨–૦–૦

મુદ્રક: નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

મુદ્રણસ્થાન: શ્રી "શંકર" પ્રિન્ટિંગ પ્રેસ, ચૌટાબ્રિજ, સૂરત.

પ્રકાશક: જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ. એ.

આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ.



# શુદ્ધિપત્ર

( નીચે દર્શાવ્યા પ્રમાણે સુધારીને વાંચવા વિનંતિ છે. )

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯ | ૧૩ | મનતો | માનતો | ૧૪૫ | ૨ | કબલ | કબૂલ |
| ૪૧ | ૧૨ | થય | થાય | ૧૫૨ | ૨ | ખેંચવા | ખેંચાવા |
| ૪૩ | ૧ | ભાઈઅ | ભાઈઓ | ૧૫૬ | ૨૩ | મોતીતી | પોસાતી |
| ૫૨ | ૭ | બીયેન્ટ | બીસેન્ટ | ૧૬૦ | ૩ | બને છે | બને છે કે |
| ૫૯ | ૧૧ | દૂ:ખો | દુ:ખો | ૧૬૭ | ૨૧ | સાંભરૂ | સંભારૂં |
| ૬૨ | ૪ | વૃત | વ્રત | ૧૮૦ | ૪ | બનાવવાવું | બનાવવાનું |
| ૧૦૩ | ૭ | If | It | ૧૮૯ | ૧૩ | છેલ્લે | છેલ્લે પાટલે |
| ૧૦૭ | ૧૧ | પ્રધાન્ય | પ્રાધાન્ય | ૧૯૭ | ૧ | રીને | રીતે |
| ૧૩૩ | ૨૪ | સંકૃતિ | સંસ્કૃતિ | ૨૦૨ | ૨૦ | ભગભગ | લગભગ |

# POYÑĀ

A COLLECTION OF

## Essays on Life and Letters

BY

Jayendraray Bhagwanlal Durkal M. A.

Professor of English and Gujarati, M. T. B. Arts College, Surat,

Author of 'Thodānk Chhuttān Phool' 'Zarnā' &c.





PRICE Rs. 2-0-0 1929 A D.

SURAT.

## આ ગ્રંથકર્તા તરફથી પ્રકટ થયેલાં પુસ્તકો.

**થોડાંક છુટાં ફૂલ:** સાહિત્ય, સમાજ, વિદ્યા, કલા, ધર્મ ને શિક્ષણ સંબંધે નિબંધો અને લેખોનો સંગ્રહ, પૃ. આશરે ૨૦૦. પાકું પૂઠું. કિં. રૂ. ૧–૪

**ઝરણાં, ટાઢાં ને ઊન્હાં:** સ્નેહસરિતા આદિ કાવ્યોનો સંગ્રહ, પૃ. આશરે ૨૦૦. પાકું પૂઠું, એન્ટીક કાગળ. કિં. રૂ. ૧–૪

**હરિયશગીત:** પૂ. ગં. સ્વ. જસબાએ રચેલાં જ્ઞાન, ભક્તિ ને વૈરાગ્યાદિનાં પદોનો સંગ્રહ. પૃ. આશરે ૨૦૦. પાકું પૂઠું કિં. રૂ. ૧૧ કાચું પૂઠું. કિં. રૂ. ૦–૮

**ધર્મની ભૂમિકા:** ધર્મના સ્વરૂપ, વિવેકબુદ્ધિ, આવશ્યકતા આદિ સંબંધે નિબંધ. પૃ. ૧૬. નકલો નથી.

**Indian Education:** A survey of the fundamental Indian educational problems P. P. 32+56 Cloth–bound. Re. 1–0

**The Harmony of Creeds:** The reprint of an article published in The Review P.P. 16. Re. 0–8

**The Review:** Three volumes, each of six numbers of The Review 1912–3–4, each Re. 1–0

**સિંહસ્થ યાત્રા વર્ણન:** પૂ. ગં. સ્વ. જસબાએ રચેલું વર્ણનાત્મક કાવ્ય. કિં. રૂ. ૦–૨

**પોયણાં:** સંસાર, સાહિત્ય અને વિદ્યાકલા આદિના નિબંધો. પૃ. આશરે ૨૫૦ પાકું પૂઠું, એન્ટીક કાગળ. કિં. રૂ. ૨–૦

### મળવાનાં સ્થાન:

ગ્રંથકર્તા: આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ. અથવા ખપાટીઆ ચકલા, સૂરત.

---

મુખ્ય એજંટ: મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ, ભાગાતળાવ, સૂરત.

---

અમદાવાદ: રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર, ત્રણ દરવાજા.

મુંબાઇ: રા. એન. એમ. ત્રિપાઠી એન્ડ કં. બુકસેલર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.

વડોદરા: રા. એમ. સી. કોઠારી, બુકસેલર, રાવપુરા.

# આમુખ.

સાહિત્ય–સુરભિનાં તેમજ સુસંસ્કારનાં પ્રેમીઓને સારૂ વિવિધ વિષયોના નિબંધનો આ સમુચ્ચય પ્રકાશમાં લાવું છું. જે બન્ધુભાવ અને આન્તર સ્નેહથી રસિકજનો સમક્ષ એ ધરવામાં આવે છે, તેને અનુરૂપ સહાનુભૂતિથી સુજ્ઞ બન્ધુઓ એને અપનાવી લેશે, એવી આશા છે. કોઈ સ્થળે ચિન્તવ્યો કે અણુચિન્તવ્યો કોઈ પ્રત્યે કટાક્ષ દેખાય ત્યાં પણ એ હાર્દિક બન્ધુભાવનીજ સંતતિ છે, એમ માની લેવા સુજ્ઞ વાંચકને મ્હારી વિનંતિ છે. હેતમાં જરાક કટાક્ષને અવકાશ ક્યાં નથી? આ પોયણાં સ્નેહનાં વારિમાંથીજ ઉદ્ભૂત થયાં છે.

આ પુસ્તકમાં પ્રકટ કરેલા લેખો લગભગ છેલ્લા બે વર્ષમાં લખાએલા છે. "થોડાંક છુટ્ટાં ફૂલ"માંના લેખો લગભગ વીસ વર્ષના ગાળામાં લખાયેલા હતા. એટલે અનેક રીતે એ એક બીજાથી છુટ્ટા હતા. આ લેખોને અંગે પણ ફૂલનીજ સંજ્ઞા ચાલુ રાખું, તો સુજ્ઞ વાંચકો તેને સહી લેશે. માત્ર આ બધાં પુષ્પોને કાંઈક સમાન રૂપનાં માની લઈ, એને 'પોયણાં'નું નામ આપું છું. તથાપિ કદાચ એ બધાંમાં જૂદા જૂદા રંગ દેખાશે. રસિક જનોને આંખમાંનાં કણાં, દાતણ, હીંચકો, ટોપી, ગુલાબના કાંટા, અને મચ્છરદાની જેવાં રક્ત પોયણાં પ્રિય લાગશે; ચતુર વિચારકો કે વિદ્વાનોને મોઇદંડા, ખોળાખોળનાં ફાંફાં, છેલ્લે પાટલે, અને સાહિત્યની માત્રા જેવાં જરા શ્યામલ રંગનાં કુસુમો કદાચ વધારે આકર્ષશે; અને નિખાલસ જનોને પ્રભુનાં રમકડાં, પાંદડાં, ચકલીનો માળો, અને માયાપુષ્પ જેવાં શ્વેત પોયણાં વધારે રૂચિકર થશે, એમ સંભવ છે.

પહેલાં આ પુસ્તકનું નામ 'બકુલ અને ચંપા' એવું રાખવાનું મ્હને મન થયું હતું. કારણ કે, કેટલાક લેખો એવા ન્હાના છે, કે

એને બકુલનું નામ ખુશીથી આપી શકાય; અને જો કે ચંપામાં એક અવગુણ છે—ભ્રમર પાસે જાય નહિ એ, તથાપિ એમાં પણ જાતોનું વૈવિધ્ય સારૂં હોય છે: ધોળો ચંપો, રાય ચંપો, કનક ચંપો, નાગ ચંપો ઈત્યાદિ અનેક જાતો હોય છે. સાદા ચંપામાં લ્હેરી મીઠી સુગંધ હોય છે. રાય ચંપામાં મોહક સુરભિ જણાય છે. કનક ચંપાની આકૃતિ લલિત સૌન્દર્યભરી અને સુવાસ મધુર હોય છે. નાગચંપાની સુગંધ આછી તથાપિ આઘે સુધી પ્રસરે એવી હોય છે. પણ આ બન્ને મનોહર પુષ્પોનાં નામો કરતાં પોયણાંનું ન્હાનું નામ રાખવાનું ઠીક ધાર્યું છે.

મ્હને આશા છે કે સાહિત્યરસિકો ઉપરાંત સત્ય, સુખ અને શ્રેયસ્‌નાં પ્રેમીજનો પણ મધુકરની પેઠે, આમાંથી સારમધુને લઇ આનંદિત થશે. જેને આ પુષ્પોમાંથી માળા સર્જવી હોય, તે પણ થોડા ઘણા પ્રયત્નથી તેમ કરી શકશે. કારણ કે, આમાંના વિચાર-સર્ગની કળીઓની માળા બનાવી લેવામાં માત્ર પોતાનું માનસસૂત્ર પરોવવાનીજ વાર છે. માળીને ત્યાંથી પરભારી આણેલી માળા કરતાં માળાને પરોવવામાં જે વિશેષ આનંદ આવે છે, એ રસિક નરનારીઓને અજ્ઞાત નથી.

છેલ્લાં બે વર્ષમાં લખાએલા નિબંધોમાંથી રસદૃષ્ટિના વિચારથી અથવા વિચારદર્શનના રસને અંગે ઠીક લાગ્યા તેટલા નિબન્ધો જ આ ગ્રન્થમાં મૂકયા છે, આમાંના કેટલાક લેખો 'વસન્ત,' 'ગુજરાત,' 'ગુજરાતી' ઈત્યાદિ પત્રોમાં પ્રસિદ્ધ થયેલા છે. તે સર્વે પત્રના તંત્રીઓના સ્નેહભર્યા પક્ષપાતને સારૂ તેમના તરફ આભારની લાગણી પ્રદર્શિત કરવાને આ અવસર લઉં છું. તે લેખોમાં કોઈક ઠેકાણે સુધારા-વધારા કર્યા છે. ઘણાક લેખો તો પહેલી જ વાર પ્રકટ થાય છે.

જયેન્દ્રરાય ભ. દૂરકાળ.

# અનુક્રમણિકા.


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| **આરંભ** | |
| સૂર્ય | ૧ |
| વાગ્દેવતા | ૨ |
| **ભાષા.** | |
| ફૂનાં કૌતક | ૪ |
| આપણાં ગામઠામનાં નામ | ૭ |
| અંગ્રેજીનું અગડંબગડમ | ૧૩ |
| **સંસાર ને સમાજ.** | |
| પ્રભુનાં રમકડાં | ૧૮ |
| સ્નેહીનું સુખ | ૨૪ |
| યૌવનના મોહ | ૨૮ |
| આંખમાંનાં કણાં | ૩૪ |
| પાંદડાં | ૩૮ |
| માનવ-કુટુંબ | ૪૩ |
| આંખમાંનાં કણાંના પ્રકાર | ૫૦ |
| મોઈદંડા | ૫૫ |
| કુશકા ખાંડવાનાં કારખાનાં | ૬૨ |
| નવા વહેમો | ૬૯ |
| **સાહિત્ય.** | |
| સાહિત્યની માત્રા | ૮૦ |
| નવી અંગ્રેજી કવિતા | ૯૭ |
| સાહિત્યચર્ચાનાં સૂત્રો | ૧૦૩ |

| લેખાંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | **વિદ્યા, કલા અને શિક્ષણ.** | |
| ૧૯ | જીવન – કલા | ૧૧૦ |
| ૨૦ | રસ | ૧૧૧ |
| ૨૧ | કલાનો વિનિયોગ | ૧૧૪ |
| ૨૨ | સંસ્કૃતિની કલા | ૧૨૪ |
| ૨૩ | ગુરૂ વિનાનું જ્ઞાન | ૧૨૫ |
| ૨૪ | શ્રદ્ધાનું દૃષ્ટિબિન્દુ | ૧૨૮ |
| ૨૫ | ખોળાખોળનાં ફાંફાં | ૧૪૭ |
| | **પ્રકીર્ણ** | |
| ૨૬ | દાતણ | ૧૫૩ |
| ૨૭ | હીંચકો | ૧૫૮ |
| ૨૮ | ચકલીનો માળો | ૧૬૬ |
| ૨૯ | ટોપી | ૧૭૧ |
| ૩૦ | કળિયુગની ફોઇ | ૧૭૯ |
| ૩૧ | છેલ્લે પાટલે | ૧૮૪ |
| ૩૨ | બારમો ચન્દ્રમા | ૧૯૦ |
| ૩૩ | ધતીંગશાહી | ૧૯૭ |
| ૩૪ | રાંધણછઠ | ૨૦૪ |
| ૩૫ | કીડીઓ ને ગોળ | ૨૧૦ |
| ૩૬ | આયુષ્ | ૨૧૬ |
| ૩૭ | વિલાયતના પોપટ | ૨૨૧ |
| ૩૮ | માયા–પુષ્પ | ૨૨૬ |
| ૩૯ | મચ્છરદાની | ૨૩૧ |
| ૪૦ | ગુલાબના કાંટા | ૨૩૬ |

# પોયણાં

## સૂર્ય.

સૂર્યને આપણે પ્રણમિયે.

સૂર્ય એટલે જ્યોતિનું આલય. સૂર્યમાંથી જ્યોતિનાં ઝરણો આપણી તરફ વહે છે, અને આપણને કાર્યમાં યોજે છે.

એ મહાજ્યોતિને જડત્વ કોણ આરોપે ? એ જડત્વની વ્યાખ્યામાં ચેતના સમાઈ જતી હશે.

સૂર્યમાં ચેતના ભરી છે, શક્તિ ભરી છે; નિરંતર ગતિનું તો એ દૃષ્ટાંત છે.

એ સ્વયં ગતિવાન છે; ચેતનવાન છે. પ્રાણી નથી, પણ પ્રાણનો પ્રેરક છે. માતરિશ્વા એને અર્ધ્ય આપે છે.

અંધકાર એને જોઈ શકતો નથી. ઉષા એની ઉપચારિકા છે. દિન એનો સહચર છે અને સંધ્યા એની અનુચારિકા છે.

સૂર્યબિંબ એ એનું શરીર છે, અને શરીરમાં આત્માની પેઠે એમાં સૂર્યદેવ વિરાજે છે.

સૂર્ય એ પ્રત્યક્ષ દેવ છે. વિરાટ્‌ની મહાવિભૂતિ છે. શુકલ ગતિના અધિકારી જીવાત્માઓનું નિવાસસ્થાન છે.

સૂર્યમાં શી શક્તિ છે, એનો શો પ્રભાવ છે, એ **યાજ્ઞવલ્ક્ય** જાણે છે, જેમણે એની ઉપાસનાવડે વેદમન્ત્રો પ્રાપ્ત કર્યા; નૈષ્ટિક બ્રાહ્મણો જાણે છે, જેઓ એના ઉપસ્થાનવડે અને સાવિત્રી મન્ત્રવડે અભ્યુદય અને નિઃશ્રેયસ્ સિદ્ધ કરે છે; વૈજ્ઞાનિકો જાણે છે, જે એનામાંથી જીવનતત્ત્વ અને પ્રકાશતત્ત્વ સંગૃહીત કરવા અહોનિશ મથન કરી રહ્યા છે.

એ પ્રત્યક્ષ દેવ **સવિતાને** નમસ્કાર હો.



# વાગ્દેવતા.

**વા**ગ્દેવતાને 'આત્માની અમૃત કલા' રૂપે ભવભૂતિ સ્તવે છે. આત્માની અમર કલા થવું એ ઘણીખરી વાણીનો તો પ્રાપ્તવ્ય પણ અપ્રાપ્ય આદર્શજ રહેશે. કેમકે ચિરંજીવિત્વ તો **માર્કંડેયને**, **બલિરાજને** કે હનુમાનને પણ મળી શકે, પણ અમૃતત્ત્વ તો દેવોનેય દુર્લભ છે. **ચિરં**જીવની ઉપાસના સાહિત્યમાં પણ અમૃતત્ત્વને સાધી શકતી નથી. જે અમૃતા **વા**ગ્દેવતાને આપણે સ્તવિયે છિયે તેના પુરાણ **કવિને** કે તેના મનોરમ કાવ્યને કોણ વર્ણી શકે?

स पर्यगाच्छुक्रमकायमव्रणम् अस्नाविरꣳ शुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ।

**શાશ્વતી સમાઓને** અર્થનું પ્રદાન કરનાર મહાવિરાટ્‌ની છન્દોમયી **વા**ગ્દેવતા સ્વયં પુણ્યદેહે શ્રુતિપ્રદેશમાં વિચરે છે. તેની ભવ્ય ચેતના-ભરી અને આનંદમયી છબી **વાલ્મીકિ** અને **વ્યાસ** જેવા કવિવરોની

શબ્દસૃષ્ટિમાં પ્રતિબિંબિત થાય છે, અને તેની મનોહર અનંત છાયાઓ પોતાના નિદાનના ચેતનવડે ચેતનવતી, અને આનંદવડે આનંદમયી થઈ આપણી માનવસૃષ્ટિમાં વિહરે છે. એ છાયામૂર્તિની દ્યુતિ, કાન્તિ અને શોભા માનવની મેધા, ભાવના અને કલા જેટલી અદ્‌ભુત, ભવ્ય અને અનેકરંગી છે. એ ચારુસર્વાંગીની મુખછવિ ઉપર સૌંદર્ય, એના ઉરમાં સર્વ રસો અને એના અખિલ શરીરે કોઈવાર આછા અને કોઈવાર ગાઢા અલંકારો વિરાજે છે. એનો આત્મા એના ઉરમાં વિરાજતો એના સર્વ દેહમાં વિલસે છે અને એની પ્રભાવડે સમગ્ર માનવપ્રદેશમાં પ્રકાશે છે. એ, ઘણુંખરૂં, સ્વેચ્છાએજ કવિહૃદયમાં આવિર્ભૂત થાય છે અને પાછી સ્વેચ્છાએજ કોઇવાર થાકીને કે કોઇવાર રીસાઇને કે કોઇવાર પરિતુષ્ટ થઇને હસતી હસતી અંતર્ધાન થઈ જાય છે. ઊર્મિ અને કીર્તિ એ એની સહચારિણી સખીઓ છે. દેવ, દાનવો અને માનવોના આનંદમય પ્રદેશોમાં વિચરવું એ તેનું નૈમિત્તિક કર્મ છે; અને માનવજીવનને પ્રેરવું એ તેની હૃદયે વસેલી સનાતન વાસના છે. ભગવતી સરસ્વતીની પ્રેરણા થાય ત્યારે કવિવરોના અક્ષરદેહમાંથી એ તેજોંશ રૂપે ઉદ્‌ભવે છે અને વશવર્તિનીની પેઠે એમને, કીર્તિ અને ઊર્મિ સમેત તથાપિ સંસાર-વૈભવથી નિસ્પૃહ રહેતી અનુસરે છે. માનવ જગત્‌ને એનું મુખ મીઠું લાગે છે, એનો સંદેશ એને રૂચિકર, પ્રિયકર થાય છે, અને એની પુણ્ય ભાવનાઓ એને મન અનુકરણીય અને આદરણીય વસે છે. સત્ય અને પ્રિય વાણી એ એનું ત્રણે લોકની પરકમ્મા કરતું વાહન છે, આત્મા પ્રસન્ન થાય એવી રીતે દિવ્ય આદર્શોની ઝાંખી કરાવવી એ એનો આશય છે અને પુણ્યજીવન, પૂજ્યની પૂજા અને પરાવરનું જ્ઞાન એ એના ભાવિક ભક્તને પ્રાપ્ત થતો 'અમૃત પેં અતિ મીઠો' પ્રસાદ છે.



# કૃનાં કૌતક.

જેમ સંસ્કૃતિના વિવિધ શાખા–સંબંધોની શોધ સંસ્કૃત ભાષાના અભ્યાસથી ઉત્પન્ન થઇ, તેમ સૃષ્ટિનાં તત્વચિન્તનોની વ્યંજના ભાવી પ્રજાઓને कृ ધાતુના અભ્યાસથી મળી આવે, તો એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. જુઓને કૃ ધાતુના બે અર્થમાંજ અથ અને ઇતિ આવી જાય છે. એક અર્થ 'કરવું,' અને બીજો અર્થ 'કાપી નાંખવું'. બનાવવું અને નાશ કરવું, એ બેમાં ઉપક્રમ અને ઉપસંહાર આવી ગયા. આ બે અર્થ તો અથ–ઇતિને અંગે કહ્યા. રા. આપ્તેના કોશમાં તો બધા અઠ્ઠાવીશેક અર્થો આપ્યા છે. કૃ ધાતુનો અર્થ એટલો વિશાળ છે, કે આખું જગત્ લગભગ એ શબ્દની સંતતિ કહી શકાય. કાર્લાઇલે એકાદ ઠેકાણે આ જગત્‌ને Do ધાતુનું રૂપાખ્યાન કહેલું છે. પણ એવા સહાયકારક ક્રિયાપદને મુખ્ય પદ મળે, એ કદાચ કોઇને ગમે કે ન ગમે; પણ કૃની ખુબી તો એ છે કે, એ પોતે મુખ્ય ક્રિયાપદ છે, એટલુંજ નહિ પણ તે હરકોઈ નામની જોડે અને વખત આવ્યે વિશેષણની જોડે પણ દાખલ થઈ જાય છે. ને લાગ આવે તો અવ્યયને પણ વળગી પડે છે. વળી ઉપસર્ગને તો આગળ કરીને એ કાંઈનું કાંઇ કરી નાંખે છે. કાર્લાઇલ શબ્દમાં પણ કૃ ધાતુ નહિ હોય, એમ કેમ કહી શકાય? 'કરો, કરો, કામ કરો' એ તો કાર્લાઇલનું સૂત્ર જ હતું. ક્રિયા કોને અસર કરતી નથી? અવ્યય બ્રહ્મને પણ વળગી પડીને, પ્રકૃતિએ આ બધો વિલાસ ઉભો કરી દીધો, તો બીજાનું શું ગજું? પ્રકૃતિ એને વળગી પડી કહો, કે પ્રકૃતિનો એણે અંગીકાર કર્યો કહો, સરવાળે એકનું એક છે. અથવા એમ નહિ, ગુણાકારથી એનાં બધાં છે.

વળી કર્ત્તા, ક્રિયા અને કૃતિ એ ત્રિપુટી પણ કૃ ધાતુનોજ પરિવાર છે, અને એ ત્રણ શબ્દોમાં શેનો સમાસ નથી, એ કોણ

કહી શકે ? ઈશ્વરથી પતંગિયા સુધી સર્વ કર્ત્તાઓનો, બ્રહ્માણ્ડથી પરમાણુ સુધી સર્વ કૃતિઓનો અને ઉત્પત્તિ જીવન અને લયની સર્વ ક્રિયાઓનો તેમાં સમાવેશ છે. વિચાર, વાણી અને વર્તન એને પણ એક અથવા બીજી જાતની ક્રિયાઓ કહી શકાય. ક્રિયા શબ્દ એવો નિખાલસ છે કે જેટલો લગ્નક્રિયામાં એ પ્રિય થઇ પડે છે, તેટલોજ મરણ સાથે પણ એ પૂજ્ય થઈ પડે છે. અને કૃતિ સંબંધે તો કાંઈ કહેવાનું હોયજ નહિ. કેમકે, ક્રિયામાં કોઈ થાકયું પાકયું આળસ કરે, પણ પોતાની કૃતિ જગત્ આગળ રજુ કરવામાં તો સાહિત્યવાળાઓ કહો કે સંસારીઓ કહો, વૈજ્ઞાનિકો કહો કે વેપારીઓ કહો, બધા એક સરખી રીતેજ ઉત્સુક દેખાય છે.

વળી ચાલાક રાજપુરૂષની પેઠે અથવા ચંચલ સ્વભાવની સ્ત્રીની પેઠે, ફૂની એ ખાસિયત છે કે એની અગાડી અમુક હોય, ત્યારે એનો પ્રકાર જૂદો, એની જોડે કોઈ બીજું હોય ત્યારે એની પ્રકૃતિ વળી જૂદી; એનો ભાવ જ બદલાઈ જવાનો, જાણે પ્રકરણજ બદલાયું. ફૂની ગતિ ગહન છે. તેમ ફૂમાંથી થએલી એની સંતતિની ગતિ પણ કાંઈ ઓછી ગહન નથી. એ બધાની અઘટિત-ઘટનાપટીયસી માયા છે. જુઓ ને પહેલવહેલી સામ્યાવસ્થાથીજ ફૂ પ્રકૃતિમાં બીજ રૂપે આવીને વસે છે. પ્રકૃતિમાં વિકાર થતાં વિકૃતિ થવા લાગે છે. વિકૃતિથી પંચ મહાભૂતો અને જગત્ સુદ્ધાં ઉત્પન્ન થાય છે. દૂધમાંથી દહીં, મનુષ્યમાંથી મનુષ્ય અને વૃક્ષમાંથી પુષ્પ એ સહુ વિકારનીજ ચેષ્ટા છે.

પ્રેમમાં પણ ક્રિયાનુંજ પ્રાધાન્ય છે, એમાં કોઇ ના નહિ કહે. સહકાર એજ સ્નેહનો મન્ત્ર છે, અને વિકાર એ એનો પિતા નહિ તો પુત્ર તો હોય છેજ. પણ ઘણુંખરૂં તો પહેલાં સ્નેહીનો સાક્ષાત્કાર થાય છે, પછી એનો કાંઇક ચમત્કાર દૃષ્ટિએ પડે છે, પછી બન્નેમાં સમાન વિકારો થતાં એક બીજાને એક બીજાનું વશીકરણ લાગે છે,

એક બીજાં પરસ્પરની કૃતિમાં રાચે છે, એક બીજાની પ્રકૃતિને અનુકૂલ થાય છે, પત્ની પતિનું અનુકરણ કરે છે, અને બન્નેના સ્નેહમાંથી બન્નેની પ્રતિકૃતિઓ પ્રકટે છે. બન્ને સ્નેહીઓ હંમેશાં ખાસ કાળજી રાખે છે કે સ્નેહમાં વિક્રિયા ન થાય, અને એમનું જીવન દિન પ્રતિદિન વધારે સંસ્કારી બને.

આપણા સામાન્ય જીવનમાં પણ કૃનાં કૌતકો અજાણ્યાં નથી. ઉપકાર કરનારને માણસ નમસ્કાર કરે છે, અને અપકાર કરનારનો તે તિરસ્કાર કરે છે, એ તો જાણીતું જ છે. પણ અત્યારના જમાનામાં તો આપણે ખાસ જોઇયે છિયે, કે બધા લોકો કહેવા મંડયા છે કે, "કાંઇક કરો, કાંઇક કરો." આટલી બધી ક્રિયા ચારે તરફ ચાલી રહી છે, જમીન ઉપર મોટરો, દરિયામાં સબમેરિનો અને આકાશમાં એરોપ્લેનો ધમધમાટ ચાલી રહ્યાં છે, તોય લોકોને હજી ઓછું પડતું હશે કે શું? ક્રિયા પ્રત્યેનો મનુષ્યોનો પ્રેમ અતિશય વધી ગયો છે, એટલુંજ નહિ પણ એ પ્રેમ એવો નિખાલસ છે કે કૃતિના ગુણદોષને જોતોજ નથી. કોઇ સારો ગ્રન્થ લખે કે એવોજ લખે, કોઇ સારૂં પત્ર નીકળે કે એવુંજ નીકળે પણ "ઠીક છે, કાંઇક નવું કર્યું ખરૂં" એવી ઉદાર બુદ્ધિથી ઘણાખરા લોકો એકસરખી રીતે એને વખાણવા લાગે છે. અને આમાં કાંઇ ખાસ તાજુબી નથી. સામાન્ય રીતે કોઇ જોડાની પ્રતિકૃતિ દુનિયામાં નવી જન્મે છે, ત્યારે લોકો સાકર વ્હેંચે છે જ ને. પછી ભલે એ ભાઈ કે બ્હેન ગમે તે પરાક્રમો કરે. માત્ર આપણે તો તે કૃતિને કૃતિ તરીકે વધાવી લઇયે છિયે. પછી તે કૃતિ કેવાં કાર્યો કરે અને પોતાના જીવનનાં ક્રિયમાણ કર્મોથી પોતાના રંગરાગ કેવા દેખાડે, તે ભવિષ્યની વાત છે. તેને અંગે તો આપણે કહી શકિયે કે જનસમાજ સત્કર્મ કરનારનો પુરસ્કાર કરે છે, અને દુષ્કર્મ કરનારને ચમત્કાર બતાવે છે, એમ થવાનું જ.

ભાષામાં તો કૃ નો પ્રદેશ વિશાળ જ છે; અને સાહિત્યમાં પણ તેમજ છે, એમ કોણ નહિ કહે? સાહિત્યમાં તો આગળના કરતાં

અત્યારે લેખનક્રિયા કેટલાગણી વધી ગઇ છે, એ નક્કી કરવાનું ગણિતનું પણ ગજું નથી. ભાષાએ કેટકેટલા નવા શબ્દોનો અંગીકાર કર્યો છે અને કટલાય પુરાણા શબ્દોને નવો અધિકાર આપ્યો છે. ભાષાના શબ્દોના જ નહિ, પણ માનવોના વિચારોના વ્યાકરણની પણ અભિવૃદ્ધિ થઈ છે. સાહિત્યમાં પણ નવા આકારોનો આવિષ્કાર થયો છે. નવલો અને નવલિકાઓએ જન્મીને આપણા સાહિત્યને નવી નવી સફળ કૃતિઓ આપી નથી, એમ કોણ કહેશે? સુવર્ણમાં સુંદર આકારનો આવિષ્કાર થાય કે અલંકાર થાય છે,—શબ્દમાં, સાહિત્યમાં ને સંસારમાં.

આપણી ભાવનાઓ અને ધ્યેયોમાં પણ કૃ ધાતુ વિના ચાલે એમ નથી. રાગીના વશીકારમાં કે યોગીના ચમત્કારમાં કે ભક્તના ઇષ્ટ સાક્ષાત્કારમાં ક્યે ક્રિયા વિના સિદ્ધિ નથી. વળી સુસંસ્કારવાળી તેમજ કર્ત્તાના અધિકારને અનુરૂપ એવી કર્તવ્યશીલ ક્રિયાની અપેક્ષા રહે છે. આ બધામાં કર્મ, વિકર્મ અને અકર્મનો વિવેક રાખી જો નિષ્કામ સતકર્મની સાધના થાય, તો આ જગતને પણ તરી જઇને મનુષ્ય નિરાકાર એવા પરમાત્માને પ્રાપ્ત કરે, એ કોને અજાણ્યું છે? કર્મની શાન્તિ અકર્મમાં છે.



# આપણાં ગામ ઠામનાં નામ.

એ તો જાણીતી વાત છે કે આપણી પોળો, શેરીઓ અને મોહોલ્લાઓનાં નામ ઘણું કરીને તે સ્થાનકના વાસીઓ ઉપરથી પડેલાં હોય છે. જેમકે ત્યાં મ્હોટી આંબલી હોય તો આંબલી શેરી; ટોકરશા રહેતા હોય તો ટોકરશાની પોળ; પારસીઓ રહેતા હોય તો પારસી મોહોલ્લો; ને ખપાટીઆ,—એટલે મજુરો ભેગા થતા

હોય તો ખપાટીઆ ચકલો. એજ રીતે વડ, લીંબડો, પીપળો, લાખો પટેલ કે ધનો સુતાર,—શેરી પોળ કે ચોકને નામ આપી શકે છે. આ નામ આપનાર હયાતજ હોય એમ કંઇ નથી, અને હોયે ક્યાંથી ? કેમકે જીવતું જણ તો પચાસ, સાઠ, એંશી કે સો વરસ જીવે પણ જગ્યા કંઈ જતી રહે છે ? વળી કેટલીક પોળો કે શેરીઓનાં નામ ત્યાંની કોઇ નિર્જીવ વસ્તુ ઉપરથી પણ પડેલાં હોય છે, જેમકે હુકાશેઠના કુવાની પોળ. અલબત્ત નિર્જીવ એટલે જીવના સંપર્ક વગરનું એમ નહિ, કારણ એ જૂના હવડ કુવામાં ઘણા માણસો વીંઝી નાખી જાય છે, એટલે એ કુવો એક કે બે જીવ સોતોજ નહિ પણ અનેક જીવ સોતો કહી શકાય. વળી માતા, મહાદેવ, કે દેરાસરના ઉપરથી પણ પોળ ચકલા, કે શેરીનું નામ પડે છેઃ જેમકે અંબામાતાનો ચકલો, વેરાઈ પાડો, નીલકંઠ મહાદેવની શેરી. વળી કોઈ વાર કોઇની ચાલુ કીર્તિને ટકાવી રાખવાને પણ પોળો, પૂલો, શેરીઓ કે રસ્તાઓનાં નામોના ટેકા અપાય છે. જેમકે સેન્ડહર્સ્ટ રોડ, હોપ બ્રિજ, ગાંધી ચોક, તિલક મેદાન ઇત્યાદિ. હાકેમો અને રાજાઓને આ પ્રકારની ધક વિશેષ હોય છે. પૃથ્વી એમને હસતી હશે કે અનેક રાજાઓ આ ભૂમિનું અભિમાન કરીને નામશેષ થઇ ગયા.

પણ વૈરાગ્યના પ્રદેશમાં આપણાથી હમણાં દાખલ થવાય એમ નથી. આપણે તો ઠામોને નામોનો રાગ કેવી રીતે થયો એ જોવા નીકળ્યા છિયે. વૈરાગ્યની નિવૃત્તિમાં દાખલ થઈ જઇયે તો અનેક ગામોની તપાસણી શી રીતે કરી શકાય ? ડિસ્ટ્રિકટમાં નીકળવું એ કંઇ સહેલું કામ નથી. એટલા સારૂ તો મામલતદારો અને ડેપ્યુટીઓને પાઘડીઓ મૂકી ફેંટા બાંધવા પડે છે.

એક વાર નડિયાદની વાત નિકળતાં તે નામ ' નટપદ ' ઉપરથી છે એમ એક વિદ્વાને જણાવ્યું; મક્કમ રીતે. આપણા સુધારાવાળાઓ

કહે છે ને કે 'આ વાત નક્કી તો કેદહાડાનીયે થઈ ચુકી છે.' કંઈકિ એવી રીતની ફડચો કાયમ થઇ ગયા જેવી નિશ્ચિતતા નડિયાદના નામ વિષે એમણે દાખવી. તોય મ્હારા મનમાં શંકા થઈ. શંકિત–કે શંકાન્વિત–હૃદયમાં અનેક પ્રકારના તર્કવિતર્ક ઊઠયા. હાઇકોર્ટનો ફેસલો હોય તોય અપીલ તો કરવી એમ વિચાર થયો. વિલાયત (એટલે ઘેર) જઈ શોધખોળ કરવા પ્રયત્ન કર્યો. અલબત એક બીજા વિદ્વાને 'વડોદરા' નામ વટપદ્રમાંથી નીકળ્યાનું જણાવ્યું છે એ હું જાણતો હતો, પણ એ ચુકાદો પણ મ્હને આખરી ચુકાદો લાગેલો નહિ. અલબત આખરી ચુકાદો, કોઈ વિષયનો, દુનિયાં ચાલે છે ત્યાં સુધી આવશે કે નહિ એ બીજી વાત છે. ઘણુંખરૂં તો એમ જ બને કે એકાદ પક્ષકાર થાકી જાય, હારી જાય કે મરી જાય એટલે એની મેળે કુદરતી રીતે એ વાત ત્યાંની ત્યાં રહી જાય. જુઓ ને, જૂના ગ્રંથકારોની તારીખ તવારીખની બાબતમાં આપણે ઘણુંખરૂં ચૂંથણાથી કંટાળીને, જે બે ચાર જણાએ નક્કી કર્યું તે ખરૂં એમ કરીનેજ પતાવિયે છિયે ને. જોકે આપણને ખાત્રી હોય છે કે આ પુરાવા પુરતા નથી ને ફરી એ પ્રકરણ ઉખેળિયે તો કંડિયામાં શો છે કે સાપ એ ખબર પડે ને વળી કંઈક ત્રીજું યે નીકળે. દુનિયાંની તવારીખનું એવું છે તો દુનિયાનાં માણસનું એમ હોય એમાં આશ્ચર્ય શું છે? કાર્લાઇલ કહે છે એમ આ બધું ભૂતાવળજ છે. આપણે આજ છિયે અને કાલ નથી. કેમકે જગત્ એ તો જગદીશનો જાદુઇ મહેલ છે. એની તવારીખનો પાર આવે તેમ નથી. કામ જેટલું કામ રાખે તે ચતુર.

આવી રીતે તવારીખનો આગ્રહ પણ મ્હારે નથી તો નામો કે તેનાં કારણનો આગ્રહ તો મ્હને હોય જ નહિ એ કહેવાની જરૂર નથી. કારણ આપણી ભૂલ પણ હોય. ભૂલ કોનાથી નથી થતી?–એક કે બીજી, આ જાતની કે એ જાતની. અખો કહે છે જે સંસાર

એજ ભૂલનું પરિણામ છે. ભૂલમાં ભૂલ. મ્હોટી ભૂલોમાંથી બચિયે તો પ્રભુનો પાડ. પાડ તો ખરોજ ને ? કેમકે પ્રવૃત્તિ પાછળની શક્તિ એનીજ છે. ઇશ્વરજ સર્વ ભૂતોના હૃદયમાં રહીને સર્વ ભૂતોને પોતાની માયાવડે ચક્રમાં ફેરવે છે. આપણે તો અમસ્તા બધું માથે લઇને ફરિયે છિયે. ભાગ્યદેવીના એક પ્રિય પુત્રે થોડા દિવસ ઉપર સ્વાનુભવ કહેતાં સૂચવ્યું હતું કે મનુષ્ય તો ભાવીના ચક્ર ઉપરનો એક જંતુ છે. પણ એટલુંજ શા માટે ? કેટલીકવાર મનુષ્યનું ડહાપણ એ એની ભૂલ હોય છે અને દુનિયાં જેને ભૂલ માને એ એના જીવનની કીર્તિ હોય છે.

પણ આપણે તો અહીં થોડાંક નામોનાં કારણો સંબંધે કલ્પનાઓ માત્ર સૂચિત કરિયે છિયે. એને સાચી મનાવવાનો સદાગ્રહ કે દુરાગ્રહ રાખ્યા વિના ફરી નડિયાદને હાથમાં લઇયે. નટોનું પદ્ર એટલે નટોનું ગામ આવો અર્થ નટપદ્રથી નીકળે. પછી બાકીનું બેસાડી લેવાનું. विदुषां किं नु दुष्करम्। પણ એનું મૂળ બીજી રીતે બેસાડિયે તો કેવું ? નડ્યાદ તે નડ્યા (=એક જાતનાં બરૂનો જથ્થો) નું અટ્ટ (=બજાર, હાટ કે સ્થાન) એમ પણ કદાચ ન હોય ? ત્યાં એવાં બરૂઓ કે સાંઠા થતા કે વેચાતા હોય તો એવું નામ સ્હેજે પડે. પદ્રમાંથી તો પાદર થયું છે. વળી નડિયાદ એ ઉત્તમ સાંઠીઓની અટારી પણ ક્યાં નથી ?

એવીજ રીતે પેટલાદ શબ્દ વિષે પણ મ્હને લાગે છે કે તે પિત્તલાટ્ટ એટલે પિત્તળના બજારનું ગામ હોવાનો સંભવ છે. જો ચરોતરી ભાઇઓ એનો ઉચ્ચાર કરે છે તેમ 'પટલાદ' હોય તો 'પાટલાટ્ટ' એટલે 'પાતલ' જાતની ડાંગેરનાં બજારનું ગામ એમ પણ હોઇ શકે.

મુંબાઇ તે મોહમયી છે ખરી પણ મૂળ તો મુમ્બાપુરી હશે; અને મુમ્બાદેવી, કે મમ્બાદેવી કે મમ્માદેવી એ બધાં 'મહામ્બાદેવી'

નાંજ રૂપો હશે એમ લાગે છે. મુંબાઇ એ મહામ્બાદેવીની પુરી અનેક રીતે છે જ ને.

**સૂરત** વિષે એમ કહી શકાય કે કેટલાક લોકો રંગરાગ, ખમણઢોકળાં, ઘારી ઇત્યાદિ વડે હ્રસ્વ ઉ ની કીર્તિ નભાવી રાખવા ખંતીલા હોય નહિ એમ જણાય છે. પણ ગંભીર લોકોને **સૂર્ય**ની પુત્રી **તપતી**ને કાંઠે સૂર્યપુર હોય એ વધારે સ્વાભાવિક લાગે છે. ગમે તેમ પણ લોકો એને '**સૂરત**' લખે તો હરકત નહિ. કારણ કે એથી કંઇ સૂરત રહેલાણી સટી જવાનું થોડું જ છે? એ તો એનું વાતાવરણ જ છે. સૂરત સંબંધે પણ કહી શકાય કે તે 'સૂર્યાટ્ટ' (અંગ્રેજો સૂરૅટ જ કહે છે ને) એટલે સૂર્યનું ગ્રામ, એ રીતે થયેલું હોય તો અસંભવિત નથી. 'अट्ट'નો અર્થ બજાર થાય છે જ અને અતિદેશથી અર્થવિસ્તાર વડે ગામના અર્થમાં તે શબ્દ વપરાતો થયો હોય. 'अट्ट'નો બીજો અર્થ અટારી પણ છે. અને સૂરતને સવિતાની અટારી કહેવાય એવું યે ક્યાં નથી?

**અમદાવાદ**નું મૂળ નામ અહમદાબાદ જાણીતું છે. પણ કેમ જાણે અંગ્રેજોના આવ્યા પછી એનો અહંતાનો મદ ઉતરી ગયો હોય એમ એ વાણીઆશાઇ 'અમદાવાદ' થઇ ગયું છે. બીજા એને મ્હોટું કરે છે એ એમની મ્હોટાઇ છે. તહોય હજી ત્યાં કુત્તા ઉપર સસ્સા આવે છે ખરા. સ્પષ્ટીકરણ નથી કરતો જેથી જેને જે સમજવું હોય તે સમજવાની સ્વતંત્રતા રહે. કેટલાક કહે છે કે ભાષા એ સત્યને સંતાડવાની કળા છે. કદાચ એમ હોય તોય શું? આપણે આપણા પ્રિયજનની મૂર્તિને હૃદયમાંજ સંતાડી રાખિયે છિયે ને. સત્ય એ સર્વનું પ્રિય છે તો ભાષાનું કાં ન હોય!

કાઠિઆવાડનાં કેટલાંક ગામોનાં નામો વધારે સરળ છે. **ભાવ**-સિંહજીનું તે **ભાવ**નગર. જીર્ણ—જૂના—ગઢવાળું તે **જૂના**ગઢ. **મંગલપુર**—માંગલપૂર તે **માંગ**રોળ. ગોમંડળનું સ્થાન તે **ગોંડળ**. **રાજકોટ** કે

**જામનગર**નો તો ખુલાસો કરવો પડે એમજ નથી. કંઇક સ્થાનનું માહાત્મ્ય પણ હશે ખરૂં તેમ કેટલાંક ગામો પોતાના નામનો મહિમા રાખે છે એમે જણાય છે. **ગોંડળ**માં ગૌનું રક્ષણ ઘણા સમયથી મહારાજા સાહેબે કરી દીધું છે; અને **ભાવનગર**નો મ્હેમાનો પ્રત્યેનો ભાવ ક્યાં અજાણ્યો છે ?

ખાનગી સ્થાનો એટલે કે, ઘરો ને ભવનો, વંડાઓ ને વિલાઓ, મંદિરો ને મહેલોને તો આપણે ટૂંકામાંજ પતાવી દઇયે; કારણ કે ખાનગી બાબતોની આ જમાનો વધારે પંચાત કરતો નથી, જાહેર વાતોનીજ નોંધ મુખ્યત્વે કરીને લે છે. તોય કહેવું પડશે કે કેટલાક વિલાઓનાં નામ મઝેદાર હોય છે. શહેરનાં ભવનો તો તેમના ન્હાના માલિકોનેજ કથે છે પણ 'લિલી કૉટૈજ' જેવાં આધુનિક ઝુંપડાં તો જાણે પ્રકૃતિ દેવીનાં ગીત ગાય છે. માત્ર, અંગ્રેજીમાં ગાય છે, એટલું ખરૂં.

કોઈ કોઈ પર્વતો, નદીઓ અને ગુફાઓ પોતાનાં નામોમાં કોઈ વાર કુદરતને અને કોઈ વાર સંસારને સપાટામાં લે છે. **અમદાવાદ** જેને તટે કલ્લોલ કરે છે એ **સાભ્રમતી**–વાદળાંને પોતાના નિર્મળ જળમાં પ્રતિબિંબિત કરતી–**ગંગા**જ છે. **પાલિતાણા** પાસેનો પહાડ '**શત્રુંજય**' સંસારની ધમાધમીનું સૂચક નામ ધરાવે છે. **એલીફન્ટા**ની ગુફાઓનું નામ એક મ્હોટા પથ્થરના હાથી ઉપરથી પડ્યું કહેવાય છે. **હિમાલય**ના ઊંચામાં ઊંચા શિખરનું નામ **એવરેસ્ટ** સાહેબના ઉપરથી પડ્યું છે. અંગ્રેજ લોકો આપણી સાથે સારાસારી રાખે તો એમને એક લાભ તો થાય કે એમણે પાડેલાં નામો કોઇ બદલે નહિ. નહિતર નવા રાજા થતાં નવાં નામોનો ભય ખ્યાલમાં રાખવા જેવો છે. કહે છે ને કે 'ભાઇ, આપ્યું લીધું કોનું રહ્યું છે, સારૂં નામ રહે તે ખરૂં.' પણ આ વાતનો એ લોકોને ઘુંટડો કોણ ઉતારે ?

**પ્રવાહી કીર્તિને પાર્થિવ પદાર્થથી કાલવવાને સારૂ ગામ ઠામનો ઉપયોગ થાય છે. કેમ જાણે નામ એજ નામના હોય નહિ ! ઘણુંય**

સ્થળોનાં અને શહેરોનાં નામ ફરી ગયાં. તો પણ નામ રાખવાની તૃષ્ણા મનુષ્યમાં સાહજિક છે, અને સૌ કોઈ જૂદી જૂદી રીતે પોતાનું નામ રાખવા મથે છે. મથવાની છૂટ છે. તથાપિ જેનું અમૃતમય સ્થાન છે એ તો અનામી છે.



# અંગ્રેજીનું અગડંબગડમ્

અંગ્રેજીનું અગડંબગડમ્ એટલે અંગ્રેજોનું અગડંબગડમ્ એમ ન સમજવું. એ વિષય તો બહુ વિશાળ છે. અહીં તો આપણે માત્ર અંગ્રેજી ભાષાની વાત કરિયે છિયે. અગડંબગડમ્ એટલે તૂત, ઢોંગઢાંગ, ધતિંગ એમ પણ છેક નહિ. અગડંબગડમ્ એટલે ગોટાળો, એ અર્થ કંઈક બંધ બેસે ખરો. તો પણ 'ગોટાળો' શબ્દ જરા કડક અને કડવો છે ત્યારે અગડંબગડમ્‌માં તે કડુતા નથી અને માત્ર મજાક છે. અંગ્રેજોની ચાળાની તો અત્યારે મજાક જ થઈ શકે એમ છે કેમકે મજાકને એ લોકો સારા ટેવાયેલા છે.

જ્યારે અંગ્રેજીનાં કોઈ હદપાર વખાણ કરવા લાગે છે ત્યારે આવી આવી વાતો મન આગળ તરી આવે છે, ને થાય છે કે અરે ભાઈ ! અંગ્રેજ સરકાર આપણા ઉપર બિરાજે છે એ થોડું છે કે વળી અંગ્રેજી ભાષાને ય સનોરાજ્યની દેવી થાપવાને મથો છો ! વિદ્યાર્થીઓમાં ઘણાને એ ચુડેલ જેવી લાગે છે. એ ક્યાં અજાણ્યું છે ? એનું વળગણ પણ સહેજમાં લાગે છે; અને કોઈ એનો વાંસો જોતું નથી. શું જુઓ ? વાંસો પોલો ભંભ હોય ત્યાં જુએ શું ? વાંસો એના અંગોસ્તર વડે ઢાંકેલો રહે છે તે ઠીક છે. અંધારે એનું જોર વધારે ચાલે છે અને કામી જનોને એ ઝટ પોતાના દાવમાં લઈ લે છે. લોકો કહે છે કે ચુડેલ જેને વળગી હોય તેને રોજ રાત્રે સતાવે છે અને તેની ધર્મપત્નીને હેરાન કરે છે. વળી એમ પણ

કહેવાય છે કે જ્યારે એ પ્હેલી દેખા દે ત્યારે એનાથી બોળવાઈ ન જતાં,–મોહિત ન થઈ જતાં, એનો ચોટલો ઝાલ્યો હોય, તો એ વશ થઈ જાય છે. અને ભૂત, જીન, ડાકણો ઇત્યાદિ વશ કરેલાં હોય તો બહુ કામ કરે છે, એ તો **શામળભટ્ટ** કહી જ ગયા છે.

પણ હવે અંગ્રેજી ભાષાનીજ વાત કરિયે. સારૂં છે કે ભાષા-ઓમાં પરીક્ષાઓ થાય છે, ભાષાઓની પરીક્ષાઓ થતી નથી. જો બધી **ભાષા**ઓને બોલાવી તેમની સ્હામસ્હામા વકીલો પાસે જુબાનીઓ લેવરાવી હોય તો જોવા જેવો તાલ થાય. બધીઓનું પાણી દેખાઈ આવે. જુઓને અંગ્રેજી ભાષાનું તૂત તે કંઈ થોડું છે! એ બી સી ડી થી જ શરૂ કરો. અક્ષરો લખવાના જૂદા અને છાપવાના જૂદા. કેમ જાણે હાથીના દાંત હોય નહિ, દેખાડવાના જૂદા અને ચાવવાના જૂદા. ચાર તો એબીસીડી. થોડી ને ઘણી, ને વળી ફેન્સી અક્ષરની બે બાજી. બે વગર તો પાણું ચાલે નહિ! જોડકુંજ જોઇયે. એ લોકો મ્હોંયેથી સર્વના સરખાપણાની વાતો કરે છે પણ છે તો અક્ષરમાંથી જ વ્હેરોવંચો. મ્હોટા ને ન્હાના. અત્યારના જમાનામાં એ સમાનતાના હિમાયતીઓએ પ્હેલી તો એ બી સી ડી માંથી જ મ્હોટાન્હાનાની ખટપટ કાઢી નાંખવા જેવું છે. જો એમ થાય તો કેટલી બધી માથાકૂટ મટી જાય–શિષ્યોની અને શિક્ષકોની? આપણે એમ જ કહેવાનું છે કે ક્ષર પદાર્થ તો ન્હાના મ્હોટા રહેવાના; તમારા અક્ષરને પ્હેલા ઠીક કરોને.

પણ ઠીક કરવાની વાત કરતાં તે અક્ષરોની ઉંચાઇ નીચાઈની ગડબડ આંખ આગળ ખડી થઇ જાય છે. નવનો આંકડો જ જુઓને. એ બીચારો એકરંગી છે ત્યારે એને નીચો કાઢવાનો. પણ એ વાત તો આઘી રહી. મૂળાક્ષરોમાંજ જૂઓ ને. કોઇ નીચો, કોઇ ઉંચો, કોઇ વચમાં. તે ઉંચાનીચા પણ કોઇ ખાસ કારણથી હોય તો તો કંઇ નહિ. પણ આ તો અમથાઅમથા જ.

વળી આગળ ચાલિયે. આ અક્ષરોનું બીજું તૂત વળી જૂઓ. એમનું નામ કંઇક અને કામ કંઇક. કહેવાય 'બી' અને કામ કરે 'બ'નું. આવી બેદિલાઇની શી ખાસ જરૂર હશે? આ બધામાં સુધારા કરવાનું ક્ષેત્ર કયાં ઓછું છે કે અંગ્રેજ લોકો હિન્દુસ્થાનમાં માથું મારતા હશે? પણ એમાં યે નવાઇ નથી. કોણ પોતાનો વાંસો જુએ છે? અરે માણસો પોતાનું હૃદય જ કયાં જોઈ શકે છે? વાંસાની તો વાત પછી. તથાપિ એટલું કહેવું પડશે કે એક વાતમાં તો જેવું એમના દેશમાં તેવું જ એમની ભાષામાં છે ખરૂં. ત્યાં જેમ ભાયડા-બાયડીઓનું અને અઢારે વર્ણનું ભેળસેળ ચાલે છે, એવું જ એમના મૂળાક્ષરોમાં પણ છે. સ્વર ને વ્યંજન હરકોઇ વર્ણ જેને જ્યાં ફાવ્યું ત્યાં પેશી ગયો છે. કોઇ કહેશે એનું નામ તો અવ્યવસ્થા. હા. પણ વ્યવસ્થા હોય તો સારૂં એમ માને છે જ કોણ? અને કદાચ માનતા હોય તો કોણ તેને અનુસરે છે? સૌને ભાતભાતની છૂટ જોઇએ ત્યાં વ્યવસ્થા બિચારી રહે ય કયાં? પણ વ્યંજનોના સ્થાન પ્રમાણે એમની ગોઠવણી નથી એ તો જાણે ઠીક. વર્ણવ્યવસ્થાને તેઓ ગણતા નથી એમ કહિયે. પણ સ્વરવ્યંજનનો ગોટાળો જરાક વધારે પડતો નથી લાગતો? વ્યંજનો એ વ્યંજના કરતા પુરૂષો અને સ્વરો તે સ્ત્રીઓ (જેના વિના પુરૂષોને રહેવું કઠણ થઇ પડે) એમ ગણિયે તો એ બે વિભાગને જૂદા રાખી પછી જરૂર પ્રમાણે કે આકાંક્ષા પ્રમાણે એમની વરણી કરી હોય તો શું ખોટું? અને પછી ભલે એક ચોકઠામાં તેઓ ભેગા રહે અને જાહેર શબ્દ કરે. પણ આ બોલ્શેવિકોના જેવો પશુમેળો તો કંઇ ઠીક લાગતો નથી.

ખેર, એ અવનવાં કૌતુક તો આ જમાનામાં જોવાનાં જ છે; પણ ચાલુ વિષય ઉપર આવતાં ફરી એક બીજી ગડબડ ઉપર ધ્યાન જાય છે. અક્ષરોનાં નામ ને કામમાં કંઇકનું કંઇક છે, એટલુંજ નહિ પણ એક અક્ષરનો એક જ ભાવ એમે નથી. 'યુ'નો ઉ થાય અને વળી અ પણ થાય. જુઓ 'પુટ'માં ને 'કટ'માં. અલબત્ત આવી

દેખીતી ગડબડનાં કારણો હશે: અને કયાં નથી હોતાં ? પણ એને ગડબડ તો કહેવી જ પડશે. વળી કેટલાક અક્ષરો બિચારા વચમાં આવે ખરા, પણ તેને લેખવવાના જ નહિ. માત્ર શબ્દને ભારે મારે. જેમકે જુઓ Reign 'રેઇન'. એમાં g ને બિચારાને અમથા જ g g કરતા અથડાવું પડે છે. કોઈ કહે છે કે આ અક્ષરો મૂળ સકારણ હતા. પણ ધારો કે g અક્ષર કદાચ राज्य શબ્દના જ નો વંશજ હોય ત્હોય હવે એ જૂના કુળને ગણે છે કોણ ? નરવાનર જે બાપદાદાઓ હોય તે ખરા. ભૂતકાળનું ચિંતન અત્યારના સમજુ જનો કરતા નથી તેમ ભવિષ્યનું પણ અનુસંધાન રાખતા નથી; વર્તમાન-ને જ હસતા હસતા અનુસરે છે. પૂર્વના માહાત્મ્ય કે માન્યથી તેમને હર્ષશોક થતો નથી.

આ તો જોડણીનું થયું. હવે ભાષાની ચપળતા જોઇએ. આમાં પણ આગલા ગુણો તરી આવે છે. ગુણો એટલે કે દોષો. ફરીને જુઓ. આપણે કૂતરા પ્રત્યે અંગ્રેજીમાં બોલવું હોય તો કહેવાનું 'યૂ'–તમે. તો પછી માણસ જોડે તો 'યૂ'–'તમે'જ વપરાય એમાં નવાઇ નહિ. પણ તે ક્યાં સુધી કે તેની જોડે વાત કરતા હો ત્યાં સુધી. જેવો પેલો તમારી પાસેથી વિદાય થયો કે પછી ભલેને એ મ્હોટો સંત મહંત કે સરદાર કેમ ન હોય પણ થયો 'હી'–તે: ગયો એકવચનમાં. સંસ્કૃતમાં આવું નથી. એમાં તો સ્હામે ય એકવચન અને ગેરહાજરી માં યે એકવચન. આપણી ગુજરાતી ભાષાને જરા વિવેકમાં વધવાનું મન થયું તે હાજરીમાં કેટલાકને સારૂ બહુવચન વાપરે છે પણ પૂઠ ફેરવી કે પલટાયા એવું નહિ. પાછળથી યે એવું જ માનાર્થે બહુવચન. 'તમે ભલે પધાર્યા' એમ કહેવાનું ખરૂં પણ પછીથી યે 'એ ગયા' એમ જ કહેવાનું. અલબત, આ બધી ભાષાની ખાસિયતો છે તેને જનસમાજના સ્વભાવ જોડે સંધાયેલી માની લેવી એ સાહસ છે, અને તેમ કદાચ માનિયે તો પણ ભાષાની એવી વ્યવસ્થા માટે જુના જમાનાઓ જવાબદાર છે એ ખુલ્લું છે.

અંગ્રેજી સાહિત્યના અગડંબગડમ્ વિષે બોલવા જઇએ તો નવો નિબંધ થઈ જાય. કારણકે અંગ્રેજી સાહિત્ય અંગ્રેજી માનસ જેટલુંજ વિશાળ છે. એમાં પ્હેલાં ઘણી યે શરૂઆત તો સ્પેન્સર જેવા શાણા લોકોએ શાણી રીતે કરી પણ સાહિત્યમાં યે એની માતા કે નિર્માતા ભાષાનો ગુણ આવ્યા વિના રહ્યો નહિ. હવે તો બધી યે ભાષાનાં સાહિત્યોમાં અગડંબગડમ્ ચાલ્યું છે ત્યાં અંગ્રેજીની સામે ક્યાં આંગળી ચીંધિયે? અંગ્રેજીમાં ડ્રાયડને ઘણી યે મ્હેનત કરી; સ્વિફ્ટે 'ચોપડીયોની લડાઇ'ની ચોપડી લખી કાઢી, કાર્લાઇલે ચોપડીયોમાં હવે આપણે ગડબડ બહુ કરવા માંડી માટે હવે લખવાનું થોડું કરો બંધ કરો, એમ કહીને ચોપડીઓની ચોપડીઓ લખી નાંખી તોય ગોટાળો વધતો જ જાય છે. યુરોપના બધા સાહિત્યમાંજ અગડંબગડમ્ વધી ગયું છે તે એટલે સુધી કે મો. બેન્ડા ને 'લેખકોનો દગો' એ ઉપર ગ્રંથ લખી આખા યુરોપને હલાવવો પડયો. યુરોપ હાલ્યો છે ખરો પણ જાગ્યો છે કે કેમ એ પ્રભુ જાણે.

અંગ્રેજી ભાષાની ગડબડોથી ખુદ અંગ્રેજી માતૃભાષાવાળાઓ પણ એવા કંટાળ્યા છે કે અમેરિકામાં જોડણી કરવાની નવી પદ્ધતિ નીકળી છે. તેણે નકામા વળગી રહેલા કે વચમાં આડા આવતા અક્ષરોને વિદાય કરવા માંડયા છે. પણ હજી અંગ્રેજ લોકો એને છોડતા નથી. કેમ જાણે એ હિંદુસ્થાન જેટલા જ કિંમતી હોય નહિ! પણ જૂની ચીજો તરફ એમનો પક્ષપાત કેમ ન હોય? વધારે લાભ એમને જૂની દુનિયાંથી થયો છે કે નવી દુનિયાંથી? એ ભાઇઓ એક અક્ષરને ય છોડે એવા નથી તો વધારેની શી વાત! પણ ખરેખર એઓ આપણને સુધારવા મથે છે તે કરતાં એમની અંગ્રેજીને સુધારવાની બહુ જરૂર છે. પછી કરવું ન કરવું એ એમની મરજીની વાત છે; આપણે તો કહી છૂટિયે.



# પ્રભુનાં રમકડાં

દુર્યોધને એકવાર કહેલું કે 'હું પુણ્ય જાણું છું છતાં એમાં મ્હારી પ્રવૃત્તિ થતી નથી અને પાપ જાણું છું છતાં એમાંથી મ્હારી નિવૃત્તિ થતી નથી, કોઇક હૃદયમાં રહેલો દેવ મ્હને દોરે છે એમ હું કરૂં છું.' આ વાત એક રીતે ખરી યે છે અને એક રીતે ખોટી યે છે. અર્જુન જે વખતે ભગવાનને કહે છે કે આતે માણસને ખોટે રસ્તે ચડાવતું કોણ હશે ? ત્યારે ભગવાન શ્રી કૃષ્ણ ઉત્તર દે છે કે એ કામ છેઃ એને કામ કહો કે ક્રોધ કહો; એજ આકરાંતિયો અને મહાપાપી છે, એને તું વૈરી જાણ, એજ ઉંધા પાટા બંધાવે છે. વળી ભગવાન બીજે સ્થળે એમ પણ કહે છે કેઃ—

ईश्वर: सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

ઇશ્વર સર્વભૂતોના હૃદયમાં રહે છે અને પોતાની માયા વડે તેમને ચક્ર ઉપર ચઢેલાંને ફેરવે છે.

ક્રિશ્ચિયન વિદ્વાનો મનુષ્યની સ્વતન્ત્ર ઇચ્છાશક્તિ ઉપર બહુ ભાર મૂકે છે અને કહે છે કે મનુષ્ય જો સ્વતન્ત્ર ન હોય તો પાપ પુણ્યની જવાબદારી એની કેમ રહે? એટલે પાપ પુણ્યની જવાબદારી આવવાને લઇને એમનો મત સબળ થતો ગણીને તે મત સારો હોય એમ ગણે છે. અલબત્ત ઉપરછલી દલીલથી સારો લાગે માટે તે મત કાંઇ સાચો હોવોજ જોઇએ એમ નિયમ નથી. વધારે ફાવટ આવે માટે આમ જ છે એમ કાંઈ કહેવાય નહિ. મ્હારી પાસે લાખ રૂપિયા હોય તો હું બીજા ઘણા શેઠિયાઓ કરતાં તેનો વધારે સારો ઉપયોગ કરૂં પણ તેથી ઇશ્વરે મ્હને લાખ રૂપિયા આપેલા છે, એમ કોઈ કહે નહિ. તેની ખાતરી તો તિજોરીની સ્થિતિ, બેન્કની રસીદો, અને શેરનાં કાગળિયાંથીજ થાય.

આપણા એક કવિએ આ બાબતમાં સારો તોડ પાડ્યો છે.
તે કહે છે કેઃ—

જો તું જીવ તો કર્તા હરિ, જો તું શિવ તો વસ્તુ ખરી.

આ વાક્યમાં મન્તવ્યને એક લહેરીની દૃષ્ટિથી જોવામાં આવ્યું
: કેમ જાણે આમ માનવું કે આમ માનવું એ મનને રમાડવાની
મત હોય ! અને ખરી રીતે તો એ રમત જ છે. કારણ કે ઉપનિષદ્
હે છે એમ આ બધું વાસ્તવિક રીતે બ્રહ્મરૂપ જ છે, અદ્વિતીય છે,
ક છે, બીજું કાંઈ નથી. અહિં આપણો કવિ એવો તોડ પાડે છે કે
મ માનો એમ ઠીક છે; પણ સદાચરણ પાળવામાં સહાયભૂત થાય
વું માનો કે જેથી પરમ સત્યની વધારે નજીક જવાય. એ કહે છે
જો તું પોતાને જીવ માનતો હોય, તો કર્તા હરિને માન એટલે,
ારે સાચાં ખોટાં કરવાનું કાંઈ રહેતું નથી, અને જો તું પોતાને
િવરૂપ —બ્રહ્મરૂપ —માનતો હોય, તો તો તે ખરૂંજ છે. અને ત્યારે
ણ ત્હારે કાંઈ કરવાપણું રહેતું નથી. આ રીતે બન્ને પક્ષે ત્હારે
યવહારની માથાકૂટમાં બહુ પડવાનું જ નથી; ચાલતું કામ ત્હારા
ાભિનિવેશને અંગે નિભાવી લે. આપણાં શાસ્ત્રો પાપપુણ્યના વિધિ-
નેષેધોની બારીક વ્યવસ્થા બતાવે છે પણ ભાર નિવૃત્તિ ઉપર
કે છે એમાં બહુ સરસ મુદ્દો છે. અને તે એ કે પ્રવૃત્તિનું મૂળ
ામના છે અને સર્વ પ્રવૃત્તિઓ કોઈકને કોઈક દોષને આધીન છે.
ેક ઇંગ્રેજી કહેવતમાં કહ્યું છે તેમ માણસ પોતાના સ્વાર્થ વિના
ેક તસુ પણ હાલતો નથી. ભગવાન મનુ પણ કહે છે કે મનુષ્ય
ે કર્મ કરે છે, તે બધું કામનુંજ ચેષ્ટિત છે. આપણમાં કહેવત છે
'વાણિયો લાભે લોભે તણાય'. અને એ કહેવત વાણિયાને તેમજ
નિયાના હરકોઈ વ્યવહારિયાને સરખી રીતે લાગુ પાડી શકાય,
ેટલે એ રીતે જોતાં સર્વ પ્રવૃત્તિઓનું મૂળ કામના જ હોવાથી અને
ામનાને લીધેજ પાપ તરફ પ્રવૃત્તિ થતી હોવાથી કામનાં ઉપરજ

કુઠારાઘાત કરવાનું આપણા વિદ્વાનોએ યોગ્ય રીતે દુરસ્ત ધાર્યું છે. જો દુનિયાંમાં પાપ ન હોય તો પુણ્યની ધમાધમીની આવશ્યકતા પણ ન રહે. પણ એ વિષય મોટો છે; આપણે અત્યારે એમાં નહિ ઉતરિયે.

ભર્તૃહરિએ એક ઠેકાણે એક સુંદર રૂપક આપીને આપણા જગત્‌ની રમતનો ખુલાસો કર્યો છે. તે કહે છે કેઃ—

कालः काल्या भुवनफलके क्रीडति प्राणिशारैः ॥

મહાકાલ મહાકાલીની જોડે ભુવનરૂપી ચોપાટની બાજી પ્રાણીરૂપી સોગઠાં વડે ખેલે છે. આ શ્લોક મ્હેં પહેલાં એક સારૂં રૂપક છે, એમ માની, મગજની અભરાઇએ રાખી મૂકયો હતો. માથાના મગજની અભરાઇએ રાખી મૂકેલો પણ ખાવાના મગજની અભરાઇએ મૂકી રાખ્યો હોય એવો એ મ્હને કામ લાગે છે. નકામી ચીજોને ઉંચે મૂકી છાંડવા સારૂ પણ આપણે અભરાઇઓ રાખિયે છિયે. કેટલાક ધર્મને આવી અભરાઇએ મૂકીને એક બીજાનાં માથાં ભાંગવાની કે માલ ખેંચવાની તજવીજ કરવા ઘરમાં જગ્યા કરતા જણાય છે. આપણને ઘણીવાર શું એમ નથી લાગતું કે અધર્મમાં કે પાપમાં, ભૂલમાં કે ભ્રમણામાં દોરાતાં મનુષ્યોનો પણ દોષ કાઢવા જેવું નથી? એમને યે ખોટાં શા માટે કહેવાં? એ પણ પ્રભુનાં રમકડાં છે. હાર જીત, સારી ચાલ અને ખોટી ચાલ, સત્વ, રજ અને તમ એ વગર બાજી જામે નહિ. અને લીલાને સારૂ તો એણે આ બાજી બનાવી છે.

એ પ્રભુની બાજીથી હું પહેલાં ગભરાતો અને એની કેટલીક ચાલો તરફ મ્હને હજીયે કેટલીકવાર અણગમો થઇ આવે છે. પણ હવે મ્હને એ બાજીથી જરાયે ગભરામણ થતી નથી. કાલે મ્હારા એક મિત્રે અમારા એક જોરદાર મિત્ર સંબંધે વાત કરતાં કહ્યું કે એ પહેલાં સુધારક હતા પણ હવે સંરક્ષક થઈ ગયા છે. અને એ ઉપરથી

પ્રભુ કેવી રીતે કાર્ય કરે છે અને કરી શકે એ વાત ઉપર વિચાર કરતાં અમે મુસોલિની, ગાંધીજી, વિગેરેનાં દૃષ્ટાંતો ઉપર આવી ચઢ્યા. દુનિયાને બદલવી હોય તો પરમેશ્વરે એક પાકેલી કાકરીને ગાંડી કરવી પડે, એટલે ધમાલ ચાલી. ગાંડી સોગટી ઉંધીજ ચાલે ને ગમે ત્યાં ગમે તેને મારે. ક્રમિક ઉન્નતિ કહેવામાં આવે છે તે ક્યાંય સૂઇ જાય. એવા અનેક યુગપલટાઓ આપણી દુનિયાંમાં આવી ગએલા જણાય છે. રોમન લોકો રાજ્ય કરતા હશે ત્યારે એમના મનમાં કદાચ એમજ હશે કે આપણેજ છિયે પણ એ રોમનો આજ નામશેષ થઈ ગયા છે. અંગ્રેજોએ પણ દિલ્હીમાં દરબાર ભરીને પોતાની જમાવટ દેખાડી કે બીજી તરફથી 'એનાર્કિસ્ટો' જાગ્યા. ખૂનરેજી અને બોંબનું કામ વધ્યું ત્યા ગાંધીજી નીકળ્યા, ને બધાને ઠંડાગાર કરી દીધા. એમનું બધું ઠીક હતું સિવાય કે ધર્મશાસ્ત્રના ઉપર એમણે પગ દીધો. એમની સ્વરાજ્ય ઉપરની ચોપડી આપણી પૌર્વાત્ય સંસ્કૃતિની વધારેમાં વધારે નજીક છે. એમનામાં હિન્દને હલાવવાનું બળ હતું, પણ હિન્દની સંસ્કૃતિનું તાત્વિક સ્વરૂપ એમણે શાસ્ત્રોદ્વારા ઝીલ્યું હોત તો એમની હાર થાત નહિ. એનીબીસેન્ટ પણ પહેલાં સમાજવાદી અને નાસ્તિક હતી અને પછીથી તે આસ્તિક થઇ ગઇ; અને હિન્દમાં અને બહાર કેટલું યે કામ કર્યું. મુસોલિનીએ પણ ઈટલીને મહાન કરી દીધો છે, એટલુંજ નહિ પણ કંઇક ધનીગોને એણે ઠોકર મારી છે. આમ એક મહાન વ્યક્તિ દુનિયાનો રંગ બદલી નાંખે છે, અથવા આ રીતે એક વ્યક્તિને બદલીને પ્રભુ દુનિયાનો રંગ બદલી નાંખે છે. બનાવોનું પણ આમજ છે. કલાઇવની જીતથી હિન્દનો રંગ બદલાઇ ગયો, અને નેપોલિયનની હારથી યુરોપનો રંગ બદલાયો, એ જાણીતી બિનાઓ છે.

દુનિયાના કેટલાયે મોટા મોટા પ્રસંગો એક એક નાના અકસ્માત્ કે નાના બનાવથી એક વા બીજી રીતે નિર્ણિત થઇ ગયા છે. પ્રભુનો હાથ જ સર્વત્ર છે, એમ જાણીને જ ડયુક ઑફ વેલિંગ્ટન પોતાની

જીત થયા પછી રોઇ પડ્યો હશે. ઇ. સ. ૧૮૭૦માં જર્મનો **પારીસના** કિલ્લા સુધી જઇ પહોંચ્યા હતા અને ૪૦ વર્ષની તૈયારી પછી ૧૯૧૪ માં **પારીસ** સર કરવા ઉપડ્યા ત્યારે અધવચથી પાછા ફરવું પડયું ને હાલ હવાલ થઇ ગયા. મુસલમાનો ખિલાફતને સારૂ લડ્યા અને ટર્કીના નવા સરદારે ખિલાફતનું નામનિશાન ઉડાવી દીધું. રુશિયામાં ઝારની જોહુકમીને લોકોએ રૂખ્સદ આપી અને હવે નવી જાતના જોરજુલમના લ્હાવા તેઓ લે છે. ઈશ્વરની લીલા અકળ છે.

મહાકાલ અને મહાકાલી ભુવનફલક ઉપર બાજી ખેલે છે; એમાં રંગબેરંગી સોગઠાં છે; એ વાત જેટલી મ્હોટા જગતને અંગે ગોઠે એવી છે, એટલી જ માનવજગતને અંગે પણ બંધબેસતી છે. એ ચોપાટમાં કાળાં સોગઠાં; પીળાં સોગઠાં; લાલ સોગઠાં અને આપણે કહીશું કે ધોળાં સોગઠાં હોય છે; તેમાં કોઈવાર કોઇ ને કોઇવાર કોઈ સોગઠાંઓ જીતે છે. એક તરફ **શિવની** સોગઠીઓ અને બીજી તરફ **મહામાયાની** સોગઠીઓ હોય છે. આમ મનુષ્યોને સોગઠીઓ કહેવામાં મ્હને ન્હાનમ લાગતી નથી. કારણ કે આપણે સૌ એનાં રમકડાં છિયે; એટલુંજ નહિ પણ **મીરાં**બાઇએ કહ્યું છે તેમ આ વ્રજમાં એકજ પુરૂષ છે, એટલે નારીજાતિની સોગઠીઓની ઉપમા આપતાં જાતિના વ્યુત્ક્રમનો દોષ મ્હને બહુ બાધક લાગતો નથી. આ સોગઠીઓમાં કોઇ વ્હેલી પાકે છે અને કોઇને પાકતાં બહુ વાર લાગે છે અને કેટલીક તો અફળાયેલી કેરીઓની પેઠે કેમે કરી પાકતી જ નથી. કેટલીક જરૂર જોગો સ્હામા પક્ષનો તોડ એકવાર કરીને સીધી પોતાના પડમાં ચાલી જાય છે અને પછી ઝટપટ બાજીના કેન્દ્રરૂપ ચોપાટના મધ્ય સ્થાનમાં પહોંચી જાય છે. કેટલીકને મારામારી કરવામાંજ આનંદ પડે છે ને કેટલીક લગભગ પોતાના ઘર સુધી આવી પહોંચી હોય છતાં બહુ દાવ ખેલવા જતાં પાછી આખી ચોપાટનું ચક્કર ખાય છે. બહુ દોડાદોડ કરવાની ટેવ હોય તેને ચક્કરે ચઢાવવા સારૂ બાજી રચનારે ઠીક ગોઠવણ રાખી જણાય છે.

પુરૂષ અને પ્રકૃતિની આ બાજીની ગમ્મત જોવા તટસ્થ રીતે જો કોઇ બેસે તો તેને એ આનંદમાંથી ઉઠવાનું યે મન ન થાય. એ બે તો પ્રેમથી એકબીજાની જોડે બાજી રમે છે પણ સોગઠાં મારામારી કરે છે. કાળાં જાણે અમે ધોળાંને મારિયે અને ધોળાં જાણે અમે કાળાંને મારિયે. બાજી પાકવા આવે પણ સુવાનો વખત ન થયો હોય તો મહામાયા કે મહેશ પોતાની પાકેલી કાંકરીને ગાંડી પણ કરે છે અને એ પાછી પડમાં આવીને આડા અવળા સપાટા લગાવીને ધમાધમી કરી મૂકે છે. પોતાના સ્થાનકમાંથી પાછી નિકળીને ગાંડી થયેલી કાંકરીને—બુદ્ધની પેઠે વેદને પડતા મૂકીને—ઉલટી રીતે ચાલવાની ટેવ હોય છે. એ કાંકરીઓ ચીલે ચીલે ચાલતી નથી પણ એ એના પ્રેરકના બળે ધમાધમ મચાવી ઝટ સ્હામાના ઘરમાં પેસી જાય છે. વળી એમ પણ કહી શકાય કે આ બધાં સોગઠાં હોય છે તેમાં **શક્તિનાં** સોગઠાંને ચક્કર લેવાનો શોખ વધારે હોય છે અને તેથી એને મારામારી પણ વધારે કરવાની આવે છે. શિવનાં સોગઠાંને એકાદ ચક્કર તો લેવુંજ પડે છે; પણ પછી જો પોતાના ઠામમાં દાખલ થઇ જાય તો સુખે રહે છે. ત્યાંથી મહેશ કદાચ પ્રસંગવશાત્ સોગઠીને ગાંડી કરી ચક્કર લેવા મોકલે તો ના ન કહેવાય. પણ ઘણુંખરૂં એમ થતું નથી. ઘણુંખરૂ તો બે જણાંને ઊંઘ આવે એટલે બાજી પડતી મૂકી બન્ને એકરસ થઇ મીઠી ઊંઘમાં ઊંઘી જાય છે અને જ્યારે પાછી મહાદેવની નિદ્રા ઉડી જાય છે, એટલે એકલાં ન ગમવાથી એ પોતાની માયા શક્તિને જગાડે છે અને પડતી મૂકેલી બાજીને પાછી પહેલાંની પેઠે **यथापूर्वम्** આગળ ચલાવે છે.



# સ્નેહીનું સુખ.

અહીં હું 'સુખ' શબ્દ ખાસ આનંદના અર્થમાં નથી વાપરતો પણ તેના ઘરગથ્થુ અર્થમાં વાપરું છું. આપણે કહિયે છિયે કે અમારે પાણીનું સુખ છે, કે અમારે નોકરનું સુખ છે, કે અમારે દીવાબત્તીનું સુખ છે, એ જગ્યાએ આપણે ' સુખ ' શબ્દ સગવડ, લાભ, ખાસ અનુકૂળતા એ અર્થમાં વાપરિયે છિયે. એવો કૈંક અર્થ મ્હારા મનમાં છે, એમ કહું તો ચાલે. એટલે સ્નેહી જનોના પરિચય, પરિમલ અને પ્રસાદથી જે અનેક આનંદો પ્રાપ્ત થાય તેનો ઉલ્લેખ કરવાનો મારો હેતુ નથી. કારણ કે એ આનંદો સુહાગીઓને સહજ પ્રાપ્ય અને સુજ્ઞાત છે અને વિરાગીને અપ્રાપ્ય અને અપ્રમેય છે. એટલે એની મીમાંસામાં ક્યાં ઉતરિયે ?

હવે રહ્યો 'સ્નેહી '—એટલે એ શબ્દ. સુભાગ્યે એને સમજાવવો પડે એમ નથી, સ્નેહથી ઘેરાએલુંજ આપણું જીવિત છે. સ્નેહમાંથી માનવનો જન્મ છે, સ્નેહમાં એનું જીવન છે અને સ્નેહમાંજ એનાં પ્રયાણ છે. એ સ્નેહ માતાનો હોય કે પિતાનો હોય, મિત્રનો હોય કે મહિલાનો હોય, પ્રાણધારીનો હોય કે પ્રભુનો હોય. રસથી છલકાતી મીરાંને પ્રભુનો હતો. ફરહાદને શિરીનમાં હતો. અને રામકૃષ્ણ પરમહંસને પોતાની તેમજ જગતની જનનીમાં હતો. આપણને યે કોઈ કોઇનામાં હોય છે. એ સ્નેહને જગત્ જુએ તો શરમાવું ન પડે એવો હોય તો સારૂં, વેરીઓ વખાણે એવો હોય તો વધારે સારું, અને વિશ્વ વંદે એવો હોય તો તો વાતજ શી ?

પણ સ્નેહ એ એવી ચીજ છે કે એ સંબધે ઝાઝું ચૂંથણું કરવા જેવું નથી. એને તો જેમ પવિત્ર મૂર્તિની આપણે ધીમે હાથે ભાવથી પૂજા કરિયે છિયે એમ સુપૂજિત રાખવા જેવો છે; અત્યારના સમયમાં વળી વિશેષે. એની પ્રભાવડેજ એ પ્રમેય છે

એટલુંજ નહિ પણ વિશ્વના અનુસ્યૂત સૂત્ર જેટલો એ વિશાળ છે. આપણે એટલું ધ્યાનમાં રાખવાનું કે તેને ' પ્રેમ ' શબ્દથી જરાક જુદો પાડી શકાય. 'પ્રેમ' શબ્દ ' જેક ને જીલ ' 'તે' અને 'તેણી' વચ્ચેના સ્નેહને સારૂ રાખી મૂકિયે. વળી જેમ ' પ્રેમ ' શબ્દ જરાક ખાસ અર્થમાં વાપરવા જેવો છે તેમ ' રાગ ' શબ્દ જરાક વધારે વિશાળ છે. આપણને અમુક વસ્તુનો, વાનીનો કે વાસણનોયે રાગ હોઇ શકે. પણ સ્નેહ તો જીવતા જીવમાંજ હોય, અને તેયે સજાતીયમાં હોય. અન્ય પ્રાણીઓ તરફ હોય તેને સ્નેહ કહેવા કરતાં ' માયા, ' ' ભાવ ' કે ' મમતા ' આપણે કહિયે છિયે. ઘરની ગાય કે પાળેલા પોપટ તરફના રાગને મમતા, માયા કે ભાવ કહેવાય. ભરતને હરણમાં સ્નેહ હતો એમ આપણે કહિયે છિયે પણ તે શબ્દાર્થના અતિદેશથી. અને જુઓ ને એમને ય સ્નેહને લીધે હરણ થવું જ પડ્યું ને. સ્નેહ વસ્તુ જ એવી છે.

હવે આ રીતે શબ્દોનો સાર કહ્યા પછી આપણે પ્રસ્તુત વિષય ઉપર આવવું ઘટે છે. મ્હેં સુચવ્યું છે કે સ્નેહીઓના અનેક આનંદોને અહીં લખવાની ભાંજગડમાં ઉતરવાનો મારો હેતુ નથી. અહીં તો એક વિશિષ્ટ, અનન્ય લાભ સ્નેહીને સ્નેહી જોડે મળે છે તેનુંજ સ્મરણ કરાવવાનો મ્હારો વિચાર છે. એટલા સારુ કે એનો મહિમા આપણે વીસરી ન જઇયે. સંધ્યાની રૂપેરી વાદળીઓ કેવી આલ્હાદક હોય છે? પણ આપણે તેની શોભા કવિઓ કે કોઇ સ્મરાવે ત્યાં સુધી ક્યાં ધ્યાનમાં લઇયે છિયે? એ વાદળીઓ કેવી ક્ષણે ક્ષણે નવતા અથવા કહો કે નવનવાં રૂપોને ધારણ કરનારી હોય છે! અને તે છતાં સર્વ રૂપોમાં પણ કેવી કમનીય ને રમણીય લાગે છે! મ્હોટી હોય કે ન્હાની હોય, મ્હોટી થાય કે ન્હાની થાય કોઇવાર વધારે ચમકે કે કોઇવાર ઘેરાએલી હોય પણ એ મનોહરજ લાગે છે. કારણ કે એમાં પ્રભુના ઘરની શ્રી છે, વિભૂતિ છે, ઊર્જિતતા છે. એ જાણે પ્રભુના પ્રકાશમાંથી ઉત્પન્ન થએલી લાગે છે.

એમાં ઓજસ્‌નાં બિંદુઓ ભર્યાં હોય છે અને સવિતાના ભર્ગનો સંસર્ગ થતાં એ બધાં ઝળહળી ઉઠે છે.–વાદળીએ આપણને ધાર્યા કરતાં વધારે રોક્યા. પણ સંભારણાં કરતી વેળા એ ક્યાં નવાઇની વાત છે ?

સ્નેહીનું સુખ હું કહું છું તે એ કે સ્નેહીની પાસે મ્હોટાંથીયે ન્હાનાં થવાય છે. ન્હાનાં હોય તે મ્હોટાં થવા મથે એ તો દુનિયામાં ચાલતુંજ છે. સૌને એની હોંશ હોય છે. અને ઘણાખરા કૈંક ગુણથી, કૈંક ડોળથી, કૈંક દમામથી મોટા થવા મથે છે. કોઇ ફાવે છે ને કોઈ નથી યે ફાવતા. કેટલાક કોઈ વાર ફાવે છે ને કોઈ વાર નથી ફાવતા. કોઈ, કોઈની જોડે ફાવે છે ને કોઈની જોડે નથી ફાવતા. પણ એ બધી ચાલુ વહેવારની વાત. પણ સ્નેહીની પાસે તો મોટું હોય તે ન્હાનું થઇ શકે છે અને તે અપવાદ કે આરોપ વિના. પ્રૉસ્પેરોની કુંવરી મિરેન્ડા પોતાના બાપના કેદીને કહે છે કે, 'લાવો તમારી ભારી હું ઉચકીશ,': ત્યાં સ્નેહે જ એને ન્હાની બનાવી દીધી છે. દુષ્યન્ત શકુન્તલાને કહે છે કેઃ–

संवाहयामि चरणावुत पद्मताम्रौ ।

ત્યાં મધુર સંવનન તો છે, મૃદુસ્પર્શનું આંતરસ્વપ્ન પણ છે, પણ એ ઉપરાંત એક સમ્રાટ્‌ની નાના થવાની અભિલાષાનો આવિર્ભાવ છે. સ્નેહી જન જોડેજ એ અભિલાષા સફળ થવા છતાં નિર્બલતાની ઘોતક થતી નથી. સ્નેહીના સ્નેહે પાર્થિવ નવયૌવન આવે છે, ન્હાનપણ આવે છે એ વાતે ખરી પણ હું હમણાં એની વાત નથી કરતો; હું તો માત્ર મ્હોટાં ન્હાનાંનું અંતર તિરોહિત કરી ન્હાનાંને મ્હોટાં અને મ્હોટાંને ન્હાનાં કરી દેવાની સ્નેહની જાદુઇ શક્તિની વાત કરું છું. એજ સ્નેહવડે માતા પોતાના પુત્રને મ્હોટો કરતી કહે છે કે "ભાઇ, તું કહે એમ કરિયે;" એજ દૃષ્ટિએ પુત્રથી પિતા પરાભવ ઇચ્છે છે, પોતાનાથી એ સવાયો થાય એમાં દુનિયાનો અનેરો લ્હાવો માને છે. એજ દૃષ્ટિએ મ્હોટો સત્તાધીશ પોતાનાં સગાંઓ

પાસે ન્હાનમમાં પોતાનો કુટુંબસ્નેહ માણે છે. એજ સ્નેહે કરીને આપણે ન્હાનાં બાલુડાં જોડે રમવા મંડી જઇયે છિયે. આવા સ્નેહના નવવિધાનથી અનુભવાતા ન્હાનાપણાથી આપણને આનંદ થાય છેઃ કેમ જાણે સર્વના પિતાની પાસે આપણે સૌ બાળકોજ છિયે એનો આપણને સાક્ષાત્કાર થતો હોય નહિ !

આ સ્નેહશક્તિવડેજ ભક્તોની ભક્તિ બલવતી થઇ જાય છે. એ વડેજ હાર આપતાં **પ્રભુ** વાર કરે છે ત્યારે **નરસિંહ મહેતા પ્રભુને** મેહણાં મારી શકે છે અને પ્રભુ રોષે ભરાતા નથી, ચ્હીડાતા નથી પણ મ્હારી ભૂલ થઇ એમ જાણે કહેતા કાર્ય કરવા દોડી આવે છે. એજ સ્નેહવડે, નાદ ઉતારવાની શક્તિવાળા **શ્રી**કૃષ્ણચંદ્ર ગોપીને પોતાને ખભે બેસાડે છે. **પ્રભુ રાધિકાને** પાયે પડે છે તે **રાધાજી** એમના કરતાં જરાક મ્હોટાં હતાં માટે નહિ પણ સ્નેહની આ લઘુલાઘવી લીલાને સારૂ. **પ્રેમાનંદે** પોતાની ભાવવાહિની વાણીમાં એ ભાવભર્યું ચિત્ર હુંડીમાં આલેખ્યું છે. **શામળશા નરસિંહ** મહેતાની હુંડી તો સ્વીકારે છે જ પણ ભેગા એમે કહે છે કેઃ—

> અમે નરસૈંયાના કહેવાઇયે રે,
> જ્યાં નરસૈંયો વેચે ત્યાં વેચાઇયે રે.

જે પ્રભુ **મહતો મહીયાન** મહાનથી પણ મહાન્ છે એને સ્નેહની ખાતર નવી રીતે **અણોરણીયાન્** અણુથી પણ ન્હાનો થતો આપણે અહીં જોતા નથી શું? પ્રભુ પાસે કે પ્રિયજન પાસે આપણે ન્હાનાં થઇયે છિયે તે એટલા સારૂ હશે કે આપણે તેના હૃદયમાં સમાઈ શકિયે ?



# યૌવનના મોહ.

થોડા વખત ઉપર સૌ.—બ્હેને અહીં સૂરતમાં ભાષણ કરેલું ત્યારે ઘરડાં ન હોવાનો—મતલબ કે ન્હાનાં હોવાનો દાવો કરેલો અને તેની ખાત્રી આપવા કાંકરા ઉછાળવાની પણ તેમણે ઉત્સુકતા બતાવેલી. અને તે પછી પાંચ પંદરે રા.—(તેમના પતિ) આવ્યા તેમણે ભાષણમાં પોતે ઘરડા હોવાનો દાવો કર્યો. એક દક્ષિણી ગૃહસ્થ આવ્યા હતા તેમણે પોતાની ઉમર ૪૫ વર્ષ ઉપરની બતાવીને પોતે જુવાન હોવાનું જોરસાબંધ જણાવ્યું. એમની વાત કોરે મૂકીશું. પણ કાયદો ભણ્યા વિનાયે મ્હને લાગે છે કે પ્હેલાં બન્નેના દાવા તો કાઢી નાંખવા જેવા છે. સૌ.—બ્હેન ન્હાનાં નથી અને રા.—ઘરડા નથી. બન્ને સારી મધ્યમ વયનાં હોય એમ મ્હને તો લાગે છે.

પણ હમણાં હમણાંમાં યુવકસમાજો અને યુવકસંઘોનો પ્રચાર થવાથી યૌવનની કક્ષા પણ વધી ગઈ હોય એમ જણાય છે. એક ગૃહસ્થ કહેતા હતા કે જે ભવિષ્ય તરફ જુએ છે તે જુવાન અને ભૂતકાળ તરફ જુએ છે તે ઘરડા. બીજાએ કહેલું કે પોતાને જુવાન માને તે જુવાન. અને એકે તો વળી એમજ કહેલું કે જેનામાં ઉત્સાહ અને આશાઓ ભર્યાં હોય તે જુવાન. આવી બધી અવનવી વ્યાખ્યાઓ જાહેર રીતે નેતાઓ આપે છે છતાં યુવકસંઘો ૩૦-૩૫ પાર્થિવ વર્ષોની મર્યાદા કેમ રાખતા હશે? શું નવા સિદ્ધાન્તીઓના માનની ખાતરજ તેઓ તેમની વાત સાંભળી રહેતા હશે? કે કદાચ એમના મનમાં એમ પણ કેમ ન હોય કે "પાંત્રીસે મહેરબાનીની રાહે કર્યાં છ, ખરાં તો પચીસજ." પચીશી તો જાહેર જ છે. પાંત્રીસ સંઘોને સારૂ થયાં હશે. સંઘમાં દસ વધારે જ હોય ને?

'પચીશી'ની વાત કરતાં કવિ નર્મદાશંકર યાદ આવે છે અને સાથે સાથે નવલરામ. કવિ નર્મદ કહે છેઃ—

ફરી જોબનિયું આપે,
હરિ, ફરી જોબનિયું આપે.

ફરી જોબન માગવામાં ઇરાદો, એનો જરા વધારે સારો ઉપયોગ કરવાનો હશે કે એમને એમજ ગાળવાનો? કહે છે કે આગળ લોકોને મ્હોટા થવાનું મન થતું, હવે ન્હાના થવાનું મન થાય છે. આગળ લોકોને પાઘડી પ્હેરવાની હોંશ થતી હવે ટોપીમાં વધારે ફાવટ આવે છે. ટોપીનો ચાલ વધવાનું કારણ ટોપીવાળાનું રાજ્ય છે એ જ નથી. પણ કંઇક ટોપીની મનોદશા યે આવી છે. માણસના પ્હેરવેશ ઉપરથી એની મનોદશા સમજાય એ કયાં નવી વાત છે?

કહે છે કે જે ન હોય તેની કિંમત વધારે થાય. તે શું હવે આપણા યુવાનોનાં શરીરો નબળાં થતાં જાય છે એટલે જુવાનીનું માહાત્મ્ય વધ્યું હશે? કે જે આધેડ ઉમરના છે તેમણે પોતાની પાસેથી ચાલી ગયેલી હોવાથી એનાં વધારે વખાણ કરવા માંડયાં હશે? બળ એ જુવાનીની એક નિશાની છે. એક નિશાની કહું છું એનું કારણ એ કે એ નિશાનીથીજ નક્કી કરવા માંડિયે તો ઘણાનો કાંકરો કાઢી નાંખવો પડે. માટે ઉત્સાહ, સાહસ ઇત્યાદિને પણ એની નિશાનીઓમાં મૂકિયે તો ઘણાને પસંદ પડશે.

ઉમરની બાબતમાં એટલો બધો મતભેદ છે કે યૌવન કોને કહેવું એની કક્ષા નક્કી કરવામાં ઉતરવું એ જોખમ ભરેલું છે. કોઇ દાક્તરને પૂછિયે તો તે કંઈ જૂદુંજ બતાવે, અને કોઈ વૈજ્ઞાનિકને પૂછિયે તો તે વળી તેની જૂદીજ મર્યાદા બાંધે. આદર્શવાદી તો કદાચ એમજ કહે કે મૂછનો દોરો ફૂટવાથી શરૂ થાય તે બ્રહ્મચર્ય

અખંડિત રહે ત્યાં સુધીજ યૌવન. આવા ઘણા મતભેદ હોઈ શકે. તથાપિ તેથી કંઇ હરકત નથી. ધર્મ કે નીતિની બાબતમાં મતભેદ ઉપર ભાર મૂકી જેમ તેને લોકો કોરે મૂકે છે તેમ અર્થની ગુંચવણથી યૌવનને લોકો કોરે મૂકે એવો બહુ ભય નથી. એટલે યૌવન અનિશ્ચિત હોવા છતાં નિશ્ચિન્ત છે.

પણ હવે તો આદર્શ પ્રેમીઓને અખંડ યૌવનની અભિરૂચિ થઇ આવે છે. હું આદર્શવાદીઓની વાત કરૂં છું, પ્રત્યક્ષવાદી વૈજ્ઞાનિકોની વાત નથી કરતો. એમણે તો નાણાથી યૌવન વેચાતું આપવાનો બંદોબસ્ત કરવાની તજવીજ કરવા માંડી છે; અને બિચારા વાંદરાઓના ભોગ મળ્યા છે. પણ એની વાત આપણે કરતા નથી. તેમ રોજ ખાટું દહીં ખાય તો ઘડપણ જ ન આવે એવા અખંડિત યૌવનની પણ આપણે વાત કરતા નથી. એક વૈદ્યરાજે એવી સલાહ એક રાજાને આપેલી કારણ રાજાને દહીંનો બહુજ શોખ ને દહીં છોડે નહિ. વૈદ્યે ખુલાસો આપ્યા પછી રાજાએ પસંદ કર્યું એમ ઘણા લોકો એવા અખંડ યૌવન કરતાં પાકટ વયના કે છેવટે ઘરડા પણ થવાનું વધારે પસંદ કરશે. જો કે તે છતાં દહીં મૂકવું એ અઘરૂં કામ છે એમ તો કબૂલ કરવું જ જોઇયે. કદાચ ખાટું દહીં મૂકાય પણ મીઠા દહીંની તો હમણાં દાક્તરો યે ભલામણ કરે છે. પણ એ બીજી વાત છે.

આપણે કેહવું પડશે કે નવો જમાનો ટૂંકે ને ભૂશકે આગળ વધતો જાય છે. રોમની સેનેટમાં ઘરડા માણસોને જ દાખલ કરવામાં આવતા; અને તેમને પસંદ કરવામાં યે કેટલીક ખટપટ હતી. હવે તો જુવાનોને સંઘબળેજ દુનિયાના ટંટા અટકી જશે એમ બધા કહેવા લાગ્યા છે. આગળ કહેતા કે ઘરડા ગાડાં વાળે. પણ એ બધું જૂના જમાનામાં ગયું. હવે તો જે હોય તે આવીને જુવાનિયાઓનેજ ચાની ચઢાવ્યે જાય છે. પણ યુવકો યે કંઈ કાચા નથી.

એ જાણે છે કે ઠીક છે, ગાજરની પિપુડી ચાલે છે ત્યાં સુધી ચાલવા દ્યો; આપણે પીઢ ઉમરના થઈશું ત્યારે વળી જોઈ લેવાશે.

માણસ યુવાન થવાને ઇચ્છે છે એનું એક કારણ એ પણ હશે કે એ અવસ્થામાં માણસની નબળાઈઓ તરફ જરા ઢીલથી જોવામાં આવે છે. ઢીલ શું એનું પતંગ ચગાવનારાઓને પૂછવું.—ખૂબ દોર છોડવાની. પણ અંગ્રેજીમાં કહે છે તેમ 'લાંબી દોરી આપવાની' તે ફાંસો ખાવાને નહિ પણ જે પતંગની સાથે પેચ થયા હોય તેને જીતવાને. ઢીલ મૂકવામાં પતંગો ઘણીવાર કપાઈ જાય છે એ ખરી વાત છે પણ એ તો એની દોરીજ નબળી હોય છે. પતંગના પેચ જેને લેવા હોય એને સીવવાનું સાદું રીલ તો નજ ચાલે પણ સ્હેજ સાજ જાડા કાચ પાયેલી દોરી યે ન ચાલે. એને તો 'નંદબત્રીશી'ની પદ્મિનીની બુદ્ધિ જેવી ઝીણો કાચ પાયેલી દોરી જોઇયે, જે વિલાસની વાસનાવાળા મ્હોટા રાજાને ય મ્હાત કરીને પાછો મોકલી દે, અને તે ખંજર મારીને નહિ પણ ખાંડ ખવડાવીને. પણ એવા પેચ લડાવવા સ્હેલા નથી. એમાં તો ભલભલાના પતંગો કપાઈ ગયા છે. કોઈ કહેશે કે એક પતંગ જવાનુંજ જોખમ ને; પતંગ તો ચોર્યાશી લાખ આવશે. જેને એ પતંગની રમતજ હોય તેનું એ જાણે. પણ પોતાનો જીવ એ પતંગની દોરીએ ટાંગ્યો રહે છે એમ જે જાણે છે તેને તો પોતાનો પતંગ કપાય એ પોતાની આબરૂની વાત છે. ભેગાભેગું એ પણ કહું કે ઢીલ મૂકયા ઉપર કે ન મૂકયા ઉપરજ પતંગ કાપવા કપાવાનો આધાર નથી; એ તો પતંગને ચગાવવાની કળાની નિપુણતાનો વિષય છે. પણ એટલું ખરૂં કે ફાનસવાળાં મ્હોટાં ટુકલવાળાઓ પેચ લેતા નથી. અને વિજ્ઞાનીઓ તો મ્હોટા પતંગ પર પોતે આકાશમાં ચઢીને દુનિયાને નિરખતા આનંદ કરે છે. યૌવનની વાતમાં પતંગની વાતને કોઈ વિષયાન્તર નહિ ગણે એમ મ્હને ખાત્રી છે કારણ કે યૌવનનો "આ તન રંગ પતંગ સરીખો" છે એ કોને અજાણ્યું છે?

પણ એને "જાતાં વાર ન લાગે જી" એમ આપણા કવિ કહી ગયા છે. ગમે એટલી જાતનાં સીરમો કે ગમે તેવાં કાયાકલ્પો તૈયાર કરવામાં આવે પણ લોકો કહે છે એમ 'જવાની તે જવાની'. યૌવનનો વધારે મોહ હોવાનું કારણ મ્હને એ લાગે છે કે એમાં બળ છે, એમાં શક્તિ દેવી વિરાજે છે. એ દેવી તે સમયે શક્તિરૂપે તેમજ શોભા, પ્રભા, કાન્તિ અને સૌંદર્યશ્રીરૂપે દેહમાં દેખા દે છે. એટલે એનાથી મનુષ્ય અંજાઈ જાય તો આશ્ચર્ય નથી. એટલેજ એ સનાતન યૌવનનાં સ્વપ્નાં સર્જે છે. પણ સનાતન યૌવન તો અઘરાં છે. શક્તિ એજ યૌવનનું મુખ્ય તત્ત્વ છે અને શક્તિનો હ્રાસ ન થાય તોજ યૌવન બન્યું રહે. જીવવું એટલે વૈજ્ઞાનિકો કહે છે તે પ્રમાણે, શક્તિનો વ્યય. અને આપણે બધા જીવિયે છિયે એમ જીવવું એટલે તો જીવનનો ઘસારો. અને તેમાં યે કેટલાક જીવે છે એમ જીવવું એમાં તો જીવનનો ક્ષય, એમ કહેવું પડે. એવા જીવનનાં યૌવન પણ ચાર દહાડાનાં હોય છે. જુવાની ચાર દહાડાની કહેવાય છે, પણ એના ચાર દહાડા યે ટૂંકા હોય છે. બાકી તો જુવાની ચાર દહાડાની કહેવાય છે, એટલેજ એમાં જુવાનો ધમાધમી ખૂબ કરતા હશે એમ કેમ ન કહેવાય, ત્રણે 'વાન'વાળાને પાણિનિએ એક સૂત્ર હારમાં રાખ્યા તે છેક અજાણતાં નહિ કર્યું હોય. એ વૈયાકરણનામાં યે અટકચાળાપણું નહિ હોય એમ કોણે કહ્યું?

કહે છે કે આગળ આયુષ્ય લાંબાં હતાં અને આગળના લોકો હૃષ્ટપુષ્ટ અને મજબૂત હતા. મ્હને લાગે છે કે એનું કારણ એ પણ હશે કે અત્યારના કેટલાક લોકોને પૈસા ઉડાવવાનો શોખ હોય છે એમ યૌવન ઉડાવવાનો શોખ એમને ઓછો હશે. એ શોખ એમને નહિ હોય એમ હું નથી કહેતો—કારણ કે એકંદરે દુનિયામાં રાગરંગ એના એજ ચાલ્યે જાય છે—પણ કંઈક ઓછો હશે. કારણકે

નહિ તો આપણા જુવાનીઆઓના વાળ ન્હાનપણમાં ધોળા કેમ થવા માંડે? અને યુવતીઓ બિચારીઓ કુમળી અવસ્થામાં હોય ત્યારથીજ એમના મ્હોં નિસ્તેજ કેમ થઈ જાય? અખંડ યૌવન તો અખંડબ્રહ્મ-ચારિણી સરસ્વતીને સારૂ સર્જ્યું છે પણ આપણે ય સંયમવડે ચિર-યૌવન કેમ ન રાખી શકિયે? યૌવનના ઓરતા તો સૌને વીતે છે પણ યૌવનનો જેને મોહ હોય એને સારૂ સંયમની પડીકી કામની છે.

પણ આવા યૌવનના મોહો એ પાર્થિવ મોહો છે. સનાતન જીવનમાં જ સનાતન યૌવન છે. સનાતન જીવન એટલે અમૃતત્ત્વ. એ અમૃતત્ત્વ સાધનારને જ સનાતની યુવા વરે છે અથવા વશવર્તિનીની પેઠે એને અનુસરે છે. પાર્થિવ યુવાને પોતાના સ્હામે નૃત્ય કરતી જુએ તો ય એને મોહ થતો નથી. જયા ને જયન્તે જેમ સ્હામે કાંઠે રાખી એમ એને સ્હામે કાંઠે રાખવાની યોજના એને કરવી પડતી નથી. એનાં ઉડવાં તો એવાં ઊંચા હોય છે કે મંદહાસ્ય કરતી પાર્થિવ યુવાને પણ એને જોવામાં ઉન્નત અને ગગનગામિની દૃષ્ટિ કરવી પડે.

યુવા મંદહાસ્ય કરતી હશે તે એમ કરીને હશે કે “લોકો તે મ્હારા ઉપર શું મોહતા હશે?” પણ એમ હોય તોય અસંભવિત નથી. કારણ કે કહે છે ને કે ગમે એની ગાળે ગમે. માનવને યુવા વ્હાલી છે, પછી એનું હાસ્ય એની સ્હામે હોય તોય કાં ન ગમે?



# આંખમાંનાં કણાં

એક દિવસ એકાદ છોકરૂં ઘરમાં બખાળા કરી પડયું હતું અને લગભગ પછાડા મારવા મંડી ગયું હશે. શું છે શું છે થતાં જણાયું કે એની આંખમાં કણું પડયું હતું. હવે એમે કહેવાય એમ નહોતું કે કેમ રુવે છે. મરચાંવાળો હાથ આંખે અડી ગયો હોય તેના જેવીજ દશા. કેં ઘી ચોપડયાં, કેં લુગડાંની વાટો આંખમાં ફેરવી, કેં પાણીની છાલકો મારી, ઉપલી પાંપણ નીચે નીચલી પાંપણ દબાવી એમ કેંક ઉપચારો કર્યા હશે. છેવટ અનેક જાતની ખટપટ પછી કાંટો અનાયાસે નીકળી જાય અને કયાં ગયો તે ખબરે ન પડે એમ કયાં અને કયારે કોણ જાણે કીયે માર્ગે કણું નીકળી ગયું ને શાંતિ થઇ.

એમ આપણા આ પ્રભુના મ્હોટા ઘરમાં પણ ન્હાનાં નાનડિયાંની આંખમાં કણાં પડે છે. એ બધાં કણાં કોણ કાઢી શકે? અને નીકળી જાય છે ત્યારે પત્તો યે લાગતો નથી કે એ કણાં કયાં ગયાં: કેમ જાણે જ્ઞાનીની દૃષ્ટિમાંથી જગત્ નીકળી જાય છે એમ. જડભરતને જે વખતે રહુગણ રાજાએ પોતાની પાલખીએ જોતરાવી દીધા તે વખતે અથવા જ્ઞાનમયી દેહવસના ગાર્ગી જે વખતે જનકરાજની સભામાં આવીને ઉભી રહી તે વખતે જગતનાં દ્વંદ્વોનો એમને મન એવોજ હિસાબ હશે.

પણ એ ચિત્રોની કલ્પના કરતાં તો તેમાં લીન થઇ જવાય છે. મને લાગે છે કે પુરાણકથાઓના ટકા જે ગૃહસ્થો બાદ ગણે છે તેઓ અદ્ધરીઆંજ ચલાવતા હશે—કેંક કોઈવાર કથા સંભળાઇ ગઈ હોય, કે એવા કોઈ આધારે. હા, એટલું ખરું કે 'ત્રિકોણમિતિ' ભણવી હોય તો અમુક લાયકાત મેળવ્યા પછીજ તે ભાગી શકાય. જેની દૃષ્ટિ વિશાલ છે, જેની કલ્પના વિસ્તારવતી છે જેની મેધા નવનવા ઉન્મેષો ઝીલવાને શક્તિમતી છે તેને તો પુરાણો એ

રત્નોની ખાણ છે. હમણાં હમણાંમાં પુરાણકથાઓને આધારે કેટકેટલાં સુંદર નાટકો નવીન પ્રતિભાના ઉલ્લાસભર્યા લેખકોએ પણ લખ્યાં છે !

વળી એક રીતે જુઓ તો નવીનતા એ પણ શું છે ? અંગ્રેજીમાં એક એવી કહેતી છે કે 'સુરજની નીચે નવું કૈં નથી,' માત્ર આપણે માણસો બદલાયા કરિયે છિયે. એટલે પાછાફેર કરીને આણ્યું એટલે એ નવું. ફિલસુફીમાં એના એ વાદો ચક્રાવા લઇને ફરીથી આવે છે. વિજ્ઞાનવાળાએ આપણી જુની વાતો તરફ આવતા જાય છે. કહે છે કે પારીસમાં ફેશનનોમાં પણ એના એ વાયરા વારાફરતી આવે છે. પણ પારીસ સુધી કયાં જવું ? આપણે અહીંજ પહેલાં બદરાંઓ, કમખા પહેરતાં; પછી કબજા આવ્યા, સાદી બાંયના; પછી ફુલેલી બાંય આવી; પછી એ ટુંકી થઈ ગઇ અને હવે પછી સાદી બાંય ફેશનમાં આવી છે. અને કબજાની અંદર કમખાનું રૂપાંતર છેલ્લામાં છેલ્લી ઢબ મુજબ દાખલ થતું જાય છે. એટલે એમ કહી શકાય કે દુનીઆને કૈં નવું નથી અને વ્યક્તિને તો ન જોએલું બધું નવું છે. અથવા નવાનો મોહ પોતાની અપૂર્ણતાને કે કદાચ અજ્ઞાનતાને અંગે હશે ? પેટ ભરીને જમ્યા પછી ભાત-ભાતનાં પકવાનનો પણ મોહ થતો નથી. પણ કોઇ કહેશે કે પેટ ભરીને જમી ઉઠયા હોઇયે તો ય કોઇ ફરસી ચીજ હોય તો તે ખાવાનું મન થાય છે. પણ એ બધાનો આધાર પોતપોતાની ખાવાની રીત ઉપર અને પોતાના મનના સ્વભાવ ઉપર છે, એમ કહિયે તો ચાલે.

અહીં કોઇને લાગશે કે વિષયને અંગે સહેજ આવતા આગંતુક વિષયની આટલી ચર્ચા શી, તો મ્હારે કહેવું પડે કે એમજ સહેજમાં આંખમાં આવી પડેલું કણું મ્હોટું થઇ જાય છે, ધમાલ કરાવી મૂકે છે, ને આંખોને રાતી રાતી કરી દે છે. અહીં મ્હારે કહી દેવું જોઇયે કે, જો કે, માનવને પ્રિય સ્નેહકણાં એની આંખમાં પડે છે તથાપિ તેનો ઉલ્લેખ કરવાનો મારો હેતુ નથી. એને તો કણાં કહેતાં પણ વિચાર કરવો પડે. એને તો આંખની કીકીમાં વસેલી

છબીજ કહેવી પડે. સામે હોય તેનું જ ચિત્ર આયનામાં દેખાય તેમ જે વસ્તુ ચક્ષુની કે અંતર્ચક્ષુની સામે હોય તેનુંજ ચિત્ર કીકીમાં રમી રહે એ તો સ્હેજ સમજાય એવી વાત છે. એને કણું ન કહેતાં કીકીની છબી કહેવાનું કારણ એટલું કે કણું હાલે છતાં જડ હોય છે અને આ આંખને રાતડી કરે છતાં આંખને ગોઠે છે.

વળી કણાં કહી શકાય એવાં બીજા કર્મસંજોગોનાં છમકલાંની પણ હું આહીં ચર્ચા કરવા નથી ઇચ્છતો. આપણે કહિયે છિયે ને કે ફલાણું તો એને આંખમાં કણા જેવું ખુંચે છે. જ્યારે સ્હામું માણસ આંખમાં આવ્યાથી વધારે પડતું જણાતું હોય ત્યારે આમ થાય. પણ એનું કારણ તો એમ બને છે કે એને માણસ પારકું કે પ્રતિસ્પર્ધી માનતું હોય છે. જો એ પારકાને પોતાનું માની લે કે પોતાનું કરી લે તો એટલું દુઃખ ન લાગે. કહે છે ને કે કણું યે આંખમાંથી ખસી જાય કે ઓગળી જાય એટલે પછી કંઈ નહિ. માત્ર પરાયા પદાર્થને ગાળીને પોતાની આંખમાં સમાવી દેવા જેટલો ઉમળકો કે ઉષ્મા જોઇએ. કોઈ કહેશે કે પરાયો પદાર્થ લોઢા જેવો કે પથ્થરના જેવો કે અંગ્રેજ સરકાર જેવો કે કુમારિકાના હૃદય જેવો કઠણ હોય તો પછી શું ? અલબત્ત, આ શંકાને સારૂ મારી પાસે તુરત 'જડતો' જવાબ નથી. પણ મારી સલાહ તો એજ થાય કે ફ્રાન્સના પ્રધાન ક્લીમેન્શોની પેઠે—ન આશાવાદ, ન નિરાશાવાદની વ્યવહારુ ફિલસુફીનું અવલંબન કરી કર્તવ્ય કર્યે જવું, અને ફલ પ્રાપ્તિનો વિચાર મહાનિયામકને સોંપવો.

પણ, આ બધી વાતમાં જે વિષય ઉપર મારે મુખ્ય કહેવાનું છે તે તો રહીજ જાય છે. પણ તે માણસો જેમ પોતાના જીવનનું મુખ્ય કર્તવ્ય પાછળ રાખે છે તેમ નહીં પણ આપણે ત્યાં ચાર પાંચ માણસો આવી ચઢયાં હોય ત્યારે અલફાઉ હોય તેને જેમ પહેલું પતાવી દઇયે છિયે એમ આગંતુક બાબતોને પતાવવી પડે છે. વળી એમ પણ છે કે આસપાસની બાબતો જેટલી પ્રિય થઇ

પડે છે એટલી મુદ્દાની વાત મીઠી લાગતી નથી. અથવા કદાચ મીઠી તો લાગે છે પણ જરા આકરી પડે છે. બધા તત્ત્વચિન્તનનું એમજ છે. કીયા ચિંતનનો માર્ગ અઘરો નથી ? અને કપરા અથવા દોહ્યલા હોયા વગરના આનંદોની કિંમત કોણે પૂરી આંકી છે ? વનલતાઓની અને મંદ શીતલ શુભ્ર સમીરની કીંમત શહેરનાં ધુમાડીઆંથી ગુંગળાયા પછીજ થાય છે ને. પણ શહેરી જીવન અને ગ્રામજીવન સંબંધે કોઇ એમ કહેશે કે વાંદરાની પેઠે આ ડાળેથી આ ડાળે ને એ ડાળેથી પેલી ડાળે કુદવું એ મનનો કુદરતી સ્વભાવ છે; આ હોય તેને પેલું ગમે અને પેલું હોય તેને આ ગમે. કૈંક એમે હશે ખરૂં તથાપિ દુનિયાં વસ્તુઓને વધુ કિંમતી કે થોડી કિંમતી ગણતી હશે તે છેક પાયા વગરનું તો નહિ હોય. કઇ તરફ મન દોડે તે મનના તે વખતના દોડની દિશા ઉપર આધાર રાખે. હાલમાં ગ્રામજીવનને છોડી મજુરી કરવા માણસો શહેરની મીલોનાં ધુમાડીઆં તરફ જાય છેજ ને.

જે આંખનાં કણાંની મ્હારે વાત કરવાની છે તે અંતરની આંખનાં કણાંની અને તે એવા કણાની કે જે આપણા અંતરને ખુંચે છે; છતાં એવું ભરાઇ પેઠું હોય છે કે આપણને વ્યાકુળ કરી નાખે છે અને સીધી રીતે કામ કરવા દેતું નથી. ખરાંખોટાં અવનવાં મંતવ્યો એ પણ એક જાતનાં કણાંજ છે ને. કોઇ એમજ માનશે કે આપણે સ્વરાજ્યને સારૂ લાયક નથી; કોઇ એમજ ધારશે કે ધર્મ એટલે વ્હેમની પોટલી; કોઇક એમજ લઇ બેસશે કે તોફાન કરે તે વધારે હોંશીઆર; કોઇ એમજ સમજે છે કે પૈસાથીજ સુખ મળે. આ સૌને આપણે અંતરની આંખનાં કણાંની વાનીઓ કહી શકિયે. આ વખતે તો આ વિષયના આટલાજ દર્શનથી સંતુષ્ટ થવું જોઇશે. કારણ કે દાદરે ચઢેલા કોઇને આપણે અંતરથી આમંત્રતા હોઇએ અને એ તો ના પાડતું જ જાય, એમ વિચારપ્રતિભાનું બને ત્યારે બીજો શો ઉપાય ?

# પાંદડાં.

કોઇને લાગે કે 'પાંદડાંમાં લખવા જેવું શું હશે ?' તો તેનો એક સચોટ ઉત્તર તો એજ છે કે, આગળ પાંદડાંમાં જ લખાતું. ગ્રન્થોના ગ્રન્થો પાંદડાંમાં લખતા, અને શકુન્તલાઓની ન્હાની પ્રેમ-પત્રિકાઓ પણ પાંદડામાં લખાતી. એટલે પાંદડાંમાં લખવા જેવું તો કાંઇકિ હશેજ. આગળના લહીઆઓ પાંદડા ઉપર લખતા અને સુંદર લખતા તેની યાદગિરીમાં આપણે કાગળનાંને પણ પાનાં કહિયે છિયે.

'પત્રંપુષ્પં'વાળા શ્લોકમાં ભગવાને પત્રને પહેલું મૂક્યું છે, તે સંબંધે શંકા કરવા જેવું નથી. બધાં પુષ્પો અને બધાં ફળો કરતાં ભગવાનને તુલસીપત્ર વધારે પ્રિય છે, એ કોને અજાણ્યું છે ? અને મહાદેવને બિલ્વીપત્ર પણ એવું જ પ્રિય છે. આવી પાંદડાંની કિંમત પ્રભુએ આંકી છે. મ્હને લાગે છે કે આપણે પણ પાંદડાંની કિંમત એવી જ આંકિયે, પણ પાંદડાં પ્રભુએ ઘણાં કર્યાં છે, એટલે આપણને એની બહુ કિંમત નથી.

પાંદડાંથી કેટલાં બધાં પશુઓનું પોષણ થાય છે અને એ પશુઓમાંથી આપણે આપણું પોષણ ખેંચિયે છિયે, એટલે પરંપરાએ તો પાંદડાંઓ આપણાં પોષક છે જ. પણ સીધી રીતે ય પાંદડાં કેટલાં બધાં આપણા કામમાં આવે છે ? પાકટ વયના માણસને ઘરડું પાન કહેવામાં આવે છે, પણ પાનના એ રૂપકની વાત આપણે હમણાં કરતા નથી. એવાં પાન, લીલાં, સૂકાં, ન્હાનાં, મ્હોટાં, કુમળાં અને પાકાં બધાંય બહુ કામમાં આવે છે, એ ભાગ્યે જ કહેવું પડે. પણ આપણે તો જીવતાં જાગતાં ન્હાનાં મ્હોટાં ઝાડોનાં પાંદડાંની વાત કરિયે છિયે. એ પણ કેટકેટલાં કામમાં આવે છે ? જમવાની પત્રાળીથી પાંદડાનો ઉપયોગ શરૂ થાય છે. પત્રાળી પાંદડાંની થાય

છે, એટલુંજ નહિ પણ એમાં મુકવાની ભાજી અને ભજિયાં પણ પાંદડાંનાં બને છે. જમીને ખાવાનું બીડું પણ પાનનું બને છે. અને ખાવાપીવાની ગડબડથી પેટમાં દુઃખે, તો પણ ઓસડ તરીકે પાંદડાં કામમાં આવે છે. પાંદડાંનાં ભજિયાંને કેટલાક પાનાં-પોથાંનાં ભજિયાં કહે છે. પણ એ નામ એમ વાપરી દેવા જેવું નથી. પાનાં પોથાં હાથમા રાખીને પોતાની પાસેનું ખીરૂં બે બાજુ લગાડી પ્રવચન કરવામાં આવે છે, તેને સારૂ એ ઉપનામ રાખી મૂકવું જોઇયે. એમાં પાનાંપોથાંના ગોળ વાટા કરી નાંખવામાં આવે છે, એટલે બધી રીતે તે લાગુ પડે એવું નામ છે. અને એમ પણ છે કે આ મીઠામરચાંવાળું ખીરૂં લગાડતા જઈ ન્હાના ન્હાના ગોળ વાટા કરી, તળી તળીને ભજિયાં કરીને આપ્યાં ન હોય તો એ પાનાંપોથાં લોકોને બહુ ભાવે પણ નહિ.

એમ કહેવાય છે કે કેટલાંક પાંદડાંઓમાં એટલું બધું જીવન તત્ત્વ હોય છે કે એના રસ ઉપરજ માણસ રહી શકે. અને ગાય ઇત્યાદિ અનેક પશુઓ વનસ્પતિના આહાર ઉપરજ રહે છે, એ આપણે જોઇયે છિયે, ત્યારે એમાં કાંઈ આશ્ચર્ય જેવું આપણને લાગતું નથી. પણ ચાહ, તમાકુ અને વિજયા એ પણ એક જાતનાં પાંદડાં જ છે, એ યાદ દેવડાવ્યાથી જ આ વિષયમાં ઘણા તો નિઃસંદેહ થઈ જશે. કારણકે આ લોકપ્રિય પાંદડાં વિષે કાંઈ નહિ તો પોતાની તળે રેલો આવવાના કારણે પણ તેમાં જીવનની સ્ફૂર્તિ આપવાની શક્તિ છે, એમ ઘણાને કબૂલ કરવું પડશે.

એક આધુનિક અંગ્રેજ કવિ કહે છે કે એને સૂકા ઘાસના પાંદડાંમાં સંગીત સંભળાય છે; એમાં આશ્ચર્ય નથી. જો પાદડાં હસે ને વાતો કરે, તો ગાય પણ શા માટે નહિ? એ હસે છે અને વાતો કરે છે, એ તો આપણા કવિઓએ પણ કહ્યું છે. માત્ર વાત પીપળાનાં પાનની છે; એ કહે છે:

પીપળ પાન ખરંતાં હસતી કુંપળીઆં,
અમ વીતી તમ વીતશે ધીરી બાપુડીઆં.

કુંપળોને જેણે હસતી ન જોઈ હોય, એને એની વાતો યે ન સંભળાય; તો પછી સૂકા ઘાસનું આછું સંગીત તો તે ક્યાંથી જ સાંભળી શકે? ગમે તેમ પણ મ્હોટાં પાનામાં ચિત્તને તર્કવિતર્કે ચઢાવવાનો ગુણ તો હશે જ. કેમકે, કહેવાય છે કે એકવાર મુસાફરીમાં તળાવને કિનારે એક મીયાંભાઈ મ્હોટાં પાંદડાંવાળા ઝાડ નીચે લાંબા થઈ સૂતેલા, તે વખતે પાંદડાં જોઈ તેમને થઈ ગએલું કે "અગર યે પત્તેકી પોલી ઔર પાની કા ઘી બન જાય, તો બંદા પોલી ઝબોલ ઝબોલ કે ખાય" બિચારા મીયાંભાઈના તરંગ તરંગ જ રહ્યા.-વિલાયતમાં તો ઘણાયે પાનાંની પોળીઓ બનાવે છે. પૉળીઆંમાંથી પોળીઓ બનતાં શી વાર?

પાનામાં અનેક રંગો હોય છે, એ કોને અજાણ્યું છે? પણ એમાં અનેક જાતની સુગંધ પણ હોય છે. ચન્દન, મેંદી, કપૂર ઈત્યાદિના પાંદડાંની સુગન્ધ કોને અજાણી છે? વળી યુકેલિપ્ટસની ત્રણ ચાર જાતોની તો પ્રત્યેકની ફોર જાતજાતની હોય છે. વળી તુલસીપત્ર બિલ્વીપત્ર ને તમાલપત્રની સુગંધો તો અનેરી જ છે. ડમરાનાં, લિંબુનાં, અને ફુદીનાનાં પાનની સુગન્ધ પણ ગમે એવી હોય છે. આપણા કાગળનાં પાનાંઓમાં આવી સુવાસ હોય તો કેવું સારૂં?

છંદોને પણ વેદવૃક્ષનાં પર્ણો જ કહ્યાં છે. કહ્યું છે કે છંદરૂપી પત્રાવાળા વેદવૃક્ષને જે જાણે તેને વેદવિત્ સમજવો. મ્હને લાગે છે કે સંસારરૂપી મહાવૃક્ષના છંદોને જે જાણે તેને પણ પંડિત કહેવો જોઇયે. કારણકે છંદોને છંદોરૂપે જાણવા, એ કાંઈ ન્હાની સૂની વાત નથી. એ વાત તો આઘી રહી, પણ એક પાંદડાંમાં પણ કેટલો પ્રકાશ રહ્યો છે, એ જો આપણે જોઇયે તો આપણે એમાં

લીન થઈ જઈયે, એમ કહેવામાં મ્હને અતિશયોક્તિ લાગતી નથી. એક પીપળાનું પાંદડું લઈને આપણે જોઈયે, તો એમાં કેવી તાજગી, કેવા રંગો, કેવું જીવન, કેવી અકળ કળા, કેવી અપ્રમેયતા આપણને દૃસ્યમાન થાય છે ? એમાં જે સુંદર પીળી નસો દેખાય છે, એ કોણે કરી ? એમાં જે રસ વહે છે તે કોણ વહેવરાવે છે ? એમાં જે જીવન અણુએ અણુમાં પ્રવર્તે છે, એ જીવનનો પ્રવર્ત્તાવનાર કોણ હશે ? એ મહાન પ્રશ્નો નાસ્તિકને પણ આસ્તિક કરી દે એવા નથી શું ? આપણે જીવિયે છિયે અને જીવવામાંજ તરબોળ થઈ જઈયે છિયે, પણ આપણું જીવન અસ્તિત્વમાં બીજેથી આવ્યું, અત્યારે પણ એ જીવન આપણા હાથમાં નથી, અને બીજી કોઈ સત્તાની ઘટનાથી જ કોઈ કાળે પણ એ જીવન વિલય થવાનું છેઃ એ વસ્તુસ્થિતિનું જો આપણને સમ્યક્ પ્રકારે ભાન થય, તો એ આપણા જીવનની નિયામક સત્તાને, એક જડ તત્ત્વ કહેનારને આપણે આપણું અપમાન કરનાર ગણ્યા વગર રહિયે નહિ. પાંદડાંમાં જીવન ન્હાના રૂપમાં વ્યક્ત થાય છે અને મનુષ્યમાં વધારે વિશિષ્ટ રૂપે વ્યક્ત થાય છે. પણ બન્નેના જીવનનો મહિમા એનો એજ છે. એમાંની ચેતના એ આપણને પ્રભુના પ્રકાશનાં પગલાં ન દેખાડે, તો કોણ દેખાડશે ?

આટલો મહિમા જે પાંદડાંઓનો હોય, તે પાંદડાં ઋષિઓને પ્રિય હોય. ઋષિ–પંચમી અને અનંત–ચતુર્દશીને દિવસે ખાસ એ વડે આપણે એમને પ્રસન્ન કરિયે, એમાં શું આશ્ચર્ય હોઈ શકે ? આપણે ગભરાએલા ગુંચાએલા હોઈયે, ત્યારે પાંદડાંના પંખાનો વાયુ આપણને શાંતિ પણ આપી શકે. એ પાંદડાંનો પાર્થિવ તેમજ દિવ્ય મહિમા ઋષિઓએ જરૂર જોયો હશે. **માર્કંડેય** મુનિએ એક વટના પત્રમાં **બાલ**મુકુન્દને જોયા, વિષ્ણુને જોયા, બાલજીવનને જોયું, એમાં કાંઈ આશ્ચર્ય નથી. બાલમુકુન્દને જોવાનું વટપત્ર એ એક સ્થાન ન હોય,

તો બીજું કયું સ્થાન હોઈ શકે ? કહેવાય છે કે મુંબાઈમાં કેટલાક વર્ષ ઉપર એક પરમહંસ આવ્યા હતા તે લોકોને ઈશ્વર પ્રત્યક્ષ બતાવતા હતા. કેટલાકને દેખાતા ને કેટલાકને નહોતા દેખાતા: જેમ પાંદડાંમાં કેટલાકને દેખાય છે ને કેટલાકને નથી દેખાતા.

કેટલાક લોકોને તો પાનાંની ગણત્રી જ હોતી નથી, ત્યારે કેટલાક ઋતુપર્ણની પેઠે પાનાં ગણવામાં જ કુશળ હોય છે. અલબત્ત ઋતુપર્ણની કળા તો ગણિતની કળા હતી અને એવું ગણિત તો આપણા નવા ગણિતવેત્તાઓએ પણ તૈયાર કર્યું જાણ્યામાં નથી. એક ન્હાની ડાળખીને લઈ તેનાં પાંદડાં ગણી, પછી વ્યાસની ગણત્રીના હિસાબથી આખા ઝાડમાં કેટલાં પાંદડાં હશે, તેનો હિસાબ કાઢીને ગણત્રી થતી હશે કે કેવી રીતે તે નજર પહોંચતી નથી. તેમ, જે નવી નવી શોધો થાય છે, અને તેજની ગતિનો વેગ પણ મપાય છે, તે ઉપરથી આ વાતને કેવળ કપોલકલ્પિત અથવા માત્ર સમસ્યારૂપ માનવાની પણ આવશ્યકતા માનવી પડે એવું પણ નથી. મ્હને તો એ ગણિતની શુષ્કવિદ્યા માત્રજ નહિ પણ એક આકર્ષક કળા લાગે છે. પણ આખા વૃક્ષનાં પાંદડાંઓની ગણત્રી કરવા કરતાં પણ એક પાંદડાંનું જીવન નિરખવાની કળા મ્હને એથી યે વધારે લલિત અને મહિમાભરી લાગે છે.



# માનવ-કુટુંબ.

આપણે સામાન્ય રીતે કહિયે છિયે કે આપણે બધા ભાઇઓ છિયે. આ બન્ધુત્વની ભાવના આપણને થોડી કે વધારે અસર કરતી હોય, પણ તે સમગ્ર માનવજાતિમાં વ્યાપક છે. આપણે એક પિતાનો પરિવાર છિયે, એ માન્યતા લગભગ બધા ધર્મોમાં પણ અનુસ્યૂત છે. પણ આવી માન્યતાને સામાન્ય રીતે સ્વીકારવી એ એક વાત છે અને જીવનમાં તેને અનુસરવી એ બીજી વાત છે ને જરા વધારે કઠણ છે.

મ્હને લાગે છે કે આપણી અત્યારની કેળવણીની અસર ખરી રીતે ભાઇચારા તરફ બહુજ થોડી છે. કેટલાક કેળવણીકારો એમ સમજતા જણાય છે કે માણસો પરસ્પર વધારે સહવાસમાં આવે તો ભાઇચારો વધારે વધે. અને તેથી તેઓ કેળવણીમાં બહારનો દેખીતો શંભુમેળો કરવા જાય છે, પણ હકીકત એવી છે કે બન્ધુત્વનો આધાર અંતઃકરણની ભાવનાઓ ઉપર છે. અને સહવાસ કે પરિચય તો જેમ કોઇવાર સ્નેહ ઉત્પન્ન કરે છે, તેમ ઘણીવાર વિસંવાદો, વિદ્વેષો અને વૈરો પણ ઉત્પન્ન કરે છે: અને અદેખાઇ એ તો એક સામાન્ય નબળાઈ થઇ પડે છે. એટલે જો સહવાસની પાછળ ઉદાત્ત ભાવના, મીઠી પ્રેરણા, અને ઉદાર સહનશીલતા ન હોય, તો તેના હિસાબના ચોપડામાં લાભના જમે પાસા કરતાં નુકસાનનું ઉધાર પાસું ઘણી વાર વધી જાય છે. આજ પરિસ્થિતિ અત્યારની કેળવણીની અસરરૂપે હિન્દુ મુસલમાનોના, બ્રાહ્મણ અબ્રાહ્મણોના, નાગર ક્ષત્રિયોના, દક્ષિણી ગુજરાતીના, બંગાળી મદ્રાસીના, અમદાવાદી પેટલાદીના ઈત્યાદિક અનેક પ્રકારના ન્હાના મ્હોટા ઝગડાઓમાં ફલિત થયેલી દેખાય છે.

ખરી રીતે વાત એ છે કે, મનુષ્ય સામાન્ય રીતે અને સ્વાભાવિક રીતે રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મદ, મોહ, મત્સર, ઈર્ષા, અસૂયા ઈત્યાદિ

વિકારોને પાત્ર છે. અને સંજોગો એકઠા થતાં સહેલાઇથી તે કોઈ કોઈ વખતે તેમાંના એક અથવા બીજાને અથવા અનેકને થોડો ઘણો વશ થઈ પડે છે. આદર્શ શિક્ષણનું કર્તવ્યજ એ છે કે તે વિકારો તેનો પરાભવ ન કરે, અને તે પોતે તેમના ઉપર અંકુશ રાખી શકે એવા સંસ્કારો મનુષ્યના અંતઃકરણ ઉપર નાંખવા. સ્વાભિમાન, અદેખાઈ, પરસ્પર સ્પર્દ્ધા ઇત્યાદિક અપલક્ષણો એવાં ઝીણાં છે, અને એનો કેટલીકવાર એવો સારો ઉપયોગ થઈ શકે છે કે યદ્યપિ ઘણુંખરૂં આપણે એને ખાસ નિન્દતા નથી પણ એ અવગુણો ન્હાના અને ન સમજાય એવા હોવાથી જ ઉલટા ઘણીવાર લોકોને વધારે હેરાન કરે છે, અને વધારે વ્યાપક બને છે. તેમાં અત્યારની કેળવણીમાં જેમ થાય છે તેમ પોતાના હક ઉપર, વ્યક્તિવાદ ઉપર, સ્વતંત્રતા ઉપર કે સ્વાર્થ ઉપર વધારે ભાર મૂકો, એટલે પછી જોઈ લ્યો. આવા પ્રકારની પ્રેરણાઓવડે નવી કેળવણીએ, કહો કે નવા વાતાવરણે, આપણામાં હતા તેના કરતાં વધારે ભેદો ઉત્પન્ન કર્યા છે. અથવા કહિયે કે વધારે વિદ્વેષો ઉત્પન્ન કર્યા છે. પહેલાં વિભાગો હતા, જાતિઓ હતી, વર્ણો હતા, ન્યાતો હતી; પણ ભાવના કલુષિત નહોતી. કારણ કે, ધર્મભાવનાથી સમગ્ર જીવન પ્રેરાએલું હતું. અને તેથી પોતપોતાના વિભાગનું અથવા વર્ણનું કર્તવ્ય–કર્મ મનુષ્ય કર્યા કરતો. અને ધર્મને લઇને સર્વ તરફ દયા, મૈત્રી, મુદિતાના ભાવો રાખવા તરફ સામાન્ય વલણ હતું. ભારતવર્ષની યાત્રાએ જતા યાત્રાળુ જગન્નાથજીના ઉડીયાઓને કે કાશી મથુરાના ભૈયાઓને, રામેશ્વરના મદ્રાસીઓને કે દ્વારિકાના ગુજરાતીઓને, નાથદ્વારના મારવાડીઓને કે નેપાળના ગુરખાને, શ્રીનગરના કાસ્મીરવાસીઓને કે હરદ્વારના સાધુઓને પરમાત્માની વિભૂતિરૂપેજ જોવાને પ્રેરાતો. એમનાં દર્શનવડે એ પોતાના જીવનને સફલ માનતો, અને દેશ કે જાતિના કે એવા કોઈ બીજા પ્રકારના અભિમાનથી ઘેરાઇને તેમના તરફ વિદ્વેષથી પ્રેરાવાના સંસ્કારોજ તેનામાં નંખાતા નહોતા.

કેટલાક કહેશે કે સંકીર્ણ જનસમાજમાં ભેદનાં કારણો હોય જ અને તે રહેવાનાં; અને પ્રજાઓ વચ્ચે વિગ્રહોનાં કારણો જેવાં જ તે વ્યાપક અને સ્વભાવસિદ્ધ છે. આ વાત કેટલેક અંશે ખરી છે. જ્યારે ખૂબ માર ખાય, ત્યારે યુરોપના લોકોને અત્યારે થયું છે તેમ એકાએક સલાહ શાન્તિ રાખવાનો ઉભરો માણસમાં ઉછળી આવે, એમ બને. પણ વિસંવાદ એ પણ સૃષ્ટિના સામાન્ય ક્રમનો એક ભાગ છે, એમ આપણને જણાયા વિના રહેતું નથી. જેટલે અંશે સંવાદ વ્યાપક છે, તેના કરતાં વિસંવાદ કાંઇક વધારે વ્યાપક છે એમ કહિયે તો ચાલે. વિસંવાદમાંથી સંવાદ પ્રેરવો, એ કામ સત્પુરુષોનું.

આ વિષય ઉપર જરા આગળપાછળ દૃષ્ટિ ફેંકતાં જણાય છે કે વિસંવાદ એ જેમ અસ્વાભાવિક નથી, તેમ છેક અનિષ્ટ પણ નથી. અને કદાચ એમ પણ કહી શકાય કે, કેટલીક વાર તે મનોહર સ્વરૂપમાં પણ દેખા દે છે. આપણે બાળકને ચાર જાંબુ આપિયે, વધારે આપવાની ના પાડિયે અને એ જક કરીને બીજાં બે આપણી પાસેથી લે એમાં પણ વિસંવાદ છે. ગૃહજીવનના બીજા વધારે કોમળ પ્રસંગોમાં પણ વિસંવાદ હોય છે. તથાપિ એ વિસંવાદો આપણા જીવનને વધારે રસમય કે વધારે આહ્લાદમય નથી કરતા એમ કોણ કહેશે ! આપણે કદાચ એમ પણ કહેવાને પ્રેરાઇયે કે એ વિસંવાદો સંવાદનાં રૂપાન્તરો છે. ફિલસુફની દૃષ્ટિએ તો બધા વિસંવાદો સંવાદનાં રૂપાન્તરો જ છે.

દેશની ભાવના એ ધર્મભાવના કરતાં ઉતરતી છે, એનું સૂચન મેં આગળ એકાદ ઠેકાણે કરેલું છે. અને એ વાત અન્વેષક બુદ્ધિને એટલી બધી સુસ્પષ્ટ છે કે ભાગ્યે જ તે સંબંધે દલીલો કરવી પડે. દેશાભિમાનના દૃષ્ટિબિન્દુનું પ્રાધાન્ય હોય ત્યારે સ્વાભાવિક રીતે જ બીજાં દૃષ્ટિબિન્દુઓ ગૌણ રહે. પછી તો આપણા દેશનું તે સારૂં, મ્હોટું કે માન્ય એવી સ્વાભાવિક વૃત્તિ ઘણાની રહે. આ વૃત્તિ

આડકતરી રીતે સત્યની અને સદ્‌ગુણની એવી વિઘાતક કે વિસ્મારક છે કે થોડાં જ વર્ષોમાં એ વૃત્તિનો પ્રત્યાઘાત યૂરોપમાં થયો છે. અને થોડા જ્ઞાન અને થોડા સુસંસ્કારવાળા દેશોમાં જો કે સ્થાનિક અભિમાનની ભાવના સ્વાભાવિક છે, તો પણ યૂરોપના લોકોએ એ દેશાભિમાન વૃત્તિની ન્યૂનતાઓ ને ત્રુટિઓ તેમજ તેના દુરૂપયોગોને જોઈ લીધા છે; અને તેમની સ્વાર્થપરાયણ બુદ્ધિએ પણ સ્વાર્થને અંગે વિશ્વબન્ધુત્વની ભાવના વધારે યોગ્ય અને વધારે આદરણીય ગણવા માંડી છે. જો આપણે દુનિયાંના સમગ્ર ઇતિહાસનું વિમાનાવલોકન કરિયે અથવા માત્ર દુનિયાંના જૂદા જૂદા સૈકાના નકશાઓના બદલાતા રંગોનું પણ નિરીક્ષણ કરિયે, તો આપણને જણાશે કે દેશાભિમાન એ મહિષાસુરના જેવી લડાઈઓમાં વખતોવખત બદલાતી વસ્તુ છે. યૂરોપ કે હિન્દુસ્થાનના જ નકશાઓના પચીશ પચાસ વર્ષે બદલાતા રંગો ઓછા સૂચક નથી. ઇંગ્લાંડ જેવા ન્હાના સંકુચિત પ્રદેશમાં જ્યાં રીતરિવાજો, ધર્મ, રાજ્ય, ભાવનાઓ, સાહિત્ય એ બધાં, બધા લોકોનાં લગભગ એક જ પ્રકારનાં હોય ત્યાં કાંઇક એવા દેશાભિમાનને વધારે સાર્થકતા ને અવકાશ રહે છે. પણ જ્યાં મ્હોટા ખંડો તરફ આપણે દૃષ્ટિ ફેરવિયે ત્યાં આપણને સહેજ એમ લાગ્યા વિના રહેતું નથી કે, આવી દેશાભિમાનની ભાવના કાં તો સફલ થતી નથી, કાં તો કૃત્રિમ અને બનાવટી દેખાય છે, કાં તો દુરુપયોગને અર્થે એની સાધના કરવામાં આવે છે, કાં તો રાજકીય નેતાઓની એક યુક્તિ રૂપેજ માત્ર તે કાર્યકારિણી થાય છે; અને આપણને લાગે છે કે સમગ્ર માનવકુલના હિતને અર્થે તેમજ મનુષ્યોની ઉન્નતિ અને શાન્તિને અર્થે દેશાભિમાન કરતાં કોઈ વધારે પવિત્ર અને ઉન્નત ભાવનાની આપણને જરૂર છે. બધી પ્રજાઓમાં અને લગભગ બધા દેશોમાં આ દેશાભિમાનનું પ્રાબલ્ય અત્યારના વખતમાં અમુક કારણોને અંગે વધી ગએલું હોવા છતાં મનુષ્યનો સદ્‌ગુણ અને સદાચાર સંબંધેનો નૈસર્ગિક ભાવ એટલો બધો સ્વાભાવિક અને સુસ્પષ્ટ છે કે ધર્મ

અથવા પંથોને અંગે મહાન્ સમુદાયો સંગઠિત થયા છે. ધર્મનું ઐક્ય એ દયા, તપ, સદ્દગુણ અને સત્યની સદ્ભાવના ઉપર સ્થપાએલું હોવાથી એજ ઉંચામાં ઉંચા પ્રકારનું અને ચિરસ્થાયી ઐક્ય છે; અને ઉત્તમ આદર્શો ઉપર સ્થિત થએલું હોવાથી, એ ઐક્ય જ મનુષ્યના જીવનને દૃઢ અસર કરે છે. એવું ઐક્ય પ્રજાઓના જીવનમાં પણ મ્હોટી અસર કરે છે; એટલુંજ નહિ પણ પ્રજાઓને માનવસમૂહોને અને સૈન્યોને અનેરી શક્તિ, અપૂર્વ બળ અને બલભર્યું પ્રોત્સાહન આપવામાં વિજયી થાય છે. એક પાશ્ચાત્ય વિદ્વાને નોંધ્યું છે કે દુનિયાંના મ્હોટામાં મ્હોટા સંગ્રામો અને વિજયોની પાછળ પ્રેરક બળ અથવા તો મુખ્ય સહયોગી કારણ ધાર્મિક હોય છે. ધર્મ એજ જીવનનું મ્હોટામાં મ્હોટું તત્વ છે અને તેનો નાશ થતો હોય, ત્યારે તેનું રક્ષણ કરવા મનુષ્ય ન છૂટકે સંગ્રામ કરવાને તૈયાર થઇને પણ તેનું રક્ષણ કરે એના કરતાં વધારે ઇષ્ટ બીજું શું હોઈ શકે? ધર્મયુદ્ધને આપણા વિદ્વાનોએ સ્વર્ગનું ઉઘડેલું દ્વાર માનેલું છે, એમાં કાંઇજ આશ્ચર્ય નથી. વધારે ધનને સારૂ ભાટકાં મારતી પ્રજા યુદ્ધમાં કરોડો રૂપીઆ ખરચી નાંખી, જર્મની કે ઈંગ્લાંડની પેઠે પૈસે પાયમાલ થઈ જાય—જે પૈસાને સારૂ હજારો લોકોનાં દિલ દુખાવ્યાં હોય, અથાગ મજુરીઓ કરી હોય, કૈંક ઉધાંચતાં કર્યાં હોય, જેને સારૂ લડાઈ ઉભી કરી હોય, તે પૈસાનો લાખોને થોકડે લડાઇમાં ધૂમાડો કરી દેવો એના કરતાં તે પ્રજાને સારૂ બીજી વધારે મ્હોટી મોહાન્ધતા કઈ હોઈ શકે? વળી માત્ર સત્તાને ફેલાવવા સારૂ કે બીજા દેશોને દબાવવા સારૂ યુદ્ધ કરીને પોતાની પ્રજાનાં હજારો માણસોને હોમી દેવાં અને પ્રજાના શાન્તિમય જીવનને ખલેલ પહોંચાડવાની જોડે તેના ધનની ખુવારી કરવી, એને પણ મદાન્ધતા સિવાય બીજું નામ ભાગ્યેજ આપી શકાય. જો કોઈ હેતુને સારૂ ઇચ્છા કે અનિચ્છાએ યુદ્ધ સ્વીકાર્ય હોય, તો તે જીવનની ઉચ્ચ ભાવનાઓના પ્રેરણા—બળ જેવા ધર્મના રક્ષણને અર્થે જ હોઈ

શકે. અને તેથી જ માનવજીવનના જીવનહેતુને અંગે જ પુરાતન કાળથી યુદ્ધને મંજુર કરવામાં આવ્યું છે. જો કે યુદ્ધ એ અનિષ્ટ વસ્તુ છે, જીવનની વિઘાતક છે, શાન્તિની વિનાશક છે અને ભાવનાઓની વિપ્લાવક છે, તથાપિ જ્યારે વધારે ઉદાર ધ્યેયનો નાશ થવાનો સંભવ હોય, જીવનના વિવેક, મર્યાદાઓ અને મહાશયો ઉપરજ આઘાત થતો હોય, જ્યારે પરિણામે વધારે મ્હોટા, વધારે ભયંકર અને વધારે વિનાશક વિપ્લવોનો સંભવ ઉભો થતો હોય—ટૂંકામાં જ્યારે માનવની માનવતા અને દિવ્યતા ઉપર આક્રમણ થતું હોય, ત્યારે યુદ્ધ એ રાજ્યદંડની પેઠે અણગમતી છતાં આવશ્યક વસ્તુ થઈ પડે છે. દુનિયામાં ઔદાર્ય, શાન્તિ, અને સ્વાર્થત્યાગના તેમજ ઉચ્ચ આદર્શોના પ્રેરક રૂપે ધર્મનું સ્થાન એવું અદ્વિતીય છે કે તેના રક્ષણને અર્થે કરાતું યુદ્ધ, એ માત્ર અનેક યુદ્ધોને અટકાવવાનુંજ સાધન છે.

બીજી દૃષ્ટિથી જોતાં કહિયે કે આપણી દુનિયામાં સંવાદપ્રેરક બળના પ્રચારની અને સંરક્ષાની જરૂર છે. એ જો થાય, તો કલહો ઓછા થાય, અને માનવ સંસ્કૃતિના સંજોગોમાં બની શકે તેટલી વધારે શાન્તિ આપણને મળે. સારાંશ, એ છે કે તહનામાંઓ, સલાહના કોલકરારો, આર્થિક સંબંધો, મસલતો અને મેળાવડાઓ આપણને શાન્તિ આપી શકે, એ બધા કરતાં પ્રજાજનની જીવનભાવના ઉદાર થાય, માનવ કુટુંબ પ્રત્યે સ્નેહભરી થાય અને તેની સ્વાર્થપરાયણતા ઓછી થાય તે વધારે અગત્યનું છે. અને આપણા પ્રયત્નો તે દિશામાં થાય, તો તે વધારે ફલદાયક અને અસરકારક થવાનો વધારે સંભવ છે. પણ આવા પ્રયત્નો અત્યારે ઉલટા ઓછા થઈ ગયા છેઃ ગમે તે કારણથી. અને કેટલાક તો એમ માનવા લાગ્યા છે કે, ધર્મ એ ઝઘડાનું મૂળ છે. આ માન્યતા ભ્રમમૂલક છે એ સૂચન તો આપણે કરી ગયાજ છિયે. પણ કેટલાક ધર્મિષ્ઠ જનો પણ પોતાના કેટલાક સત્યાગ્રહોથી કે દુરાગ્રહોથી નજીવા ઝગડાઓ

પ્રેરી એ માન્યતાને પુષ્ટિ આપતા દેખાય છે. આવા પ્રસંગોમાં આપણે ધ્યાનમાં એ રાખવાનું છે કે જે આધ્યાત્મિક બળના સર્વ ધર્મો પ્રતિનિધિઓ છે, તે બળમાં ભિન્નતા નથી પણ, તે તે ધર્મો અથવા પંથોના અનુયાયીઓની વ્યક્તિગત સમજણોના ભેદથી ઝગડા ઉત્પન્ન થાય છે. અને તેવા નાના ઝગડાના નિવારણનો ઉપાય પણ એજ છે કે એવી કલહપ્રિય વ્યક્તિઓને પ્રાધાન્ય ન આપતાં જે મહાત્માઓના આન્તરજીવન અને બાહ્યજીવનમાં ધર્મની શાન્તિ, ઉદારતા અને પરોપકાર ઓતપ્રોત થયાં હોય તેવાઓનુંજ નેતૃત્વ જનસમાજે પ્રયત્ને કરીને સાધવું.

જ્યારે હું સનાતન ધર્મના સન્ત સંન્યાસીઓને કે ખ્રિસ્તીધર્મના સ્વાર્થત્યાગી પાદરીઓને કે મુસલમાન ધર્મના ઓલિયા ફકીરોને કે પારસીઓના સફેદ સાદાં વસ્ત્રવાળા મોબેદોને કે કોઈપણ જીવની હિંસાથી ડરનાર દયામય જૈન યતિઓને જોઉં છું ત્યારે સર્વ ધર્મોના વાસ્તવિક ઐક્યનું મ્હને ભાન થયા વગર રહેતું નથી. મ્હને એ બધાય પૂજ્ય જણાય છે. અને એવાઓને આધારે આપણા માનવ-કુળની શાન્તિ અને સમભાવ થોડે ઘણે અંશે જળવાઈ રહ્યાં છે, એમ મ્હને લાગે છે.

શૈકસપીઅર ઇત્યાદિ જન સ્વભાવના અનુભવી અને સંસાર સ્વભાવના પંડિતોએ આપણને થોડામાં ઘણું કરી જણાવી દીધું છે કે આ દુનિયાંને આપણે એક ધર્મશાળા અથવા નાટકશાળાની રંગભૂમી જેવી સમજવાની છે. એમાં આપણે આવિયે છિયે ને જઈયે છિયે, એમાં સુવાસ મૂકી જવી અને નશીબે જે પરિસ્થિતિ આવી ચઢે, તેને નભાવી લેવી અને સુધારી લેવી, એ મનુષ્યનું કર્તવ્ય છે. પ્રો. રેલે કહે છે તેમ મનુષ્ય એ શિકારી નથી, પણ શિકાર છે. અને જ્યાં સુધી તે પોતાના અભિમાન અને તજ્જન્ય રાગદ્વેષમાં અને સ્વાર્થમાં ભ્રમિત થઈ ભમે, ત્યાં સુધી ભૂલા ભટકનારની

પરિસ્થિતિ જ એને ભોગવવાની. મનુષ્યને આ રીતે અસારમાંથી સાર કાઢવાનો છે. બગડી બાજી સુધારવાની છે અને ન્હાના સુખને મ્હોટું કરી માનવાનું છે. આવી પરિસ્થિતિમાં સંવાદ, તાલબંધ, સહ-સંગીત, સમન્વય, બન્ધુભાવ એ બધાંની આવશ્યકતા કેટલી છે, એ કોને કહેવું પડે ? અને એ બધાંની કિંમત કોણ આંકી શકે ? એ તો આપણા માનવજીવનની શાન્તિનાં, સુખનાં, ઉલ્લાસનાં, પ્રગતિનાં અને ચિરંજીવિત્વનાં આધાર-સૂત્રો છે, જીવન-તંતુઓ છે. એ ભાવના જો આપણાં અંતઃકરણમાં વધારે સુસ્થિર થાય, તો આપણું માનવકુટુંબ કેટલું બધું વધારે સરલતાથી રહી શકે ?



# આંખમાંનાં કણાંનાં પ્રકાર.

આંખમાંનાં કણાં કોને અજાણ્યાં છે ? સૌની આંખમાં કોઇને કોઇ વખતે કણું પડયું જ હશે. જે પોતાના સ્વભાવથી વિરૂદ્ધ હોય, પરાયું અને આવી પડેલું હોય જેને લીધે માણસ અનેક ઉછાળા પછાડા મારે, જે દૃષ્ટિની વચ્ચે આવતું જણાય નહિ છતાં દૃષ્ટિને કામ કરવા ન દે, જે આંખમાં ભરાઈને આંખને આકળી વ્હેબાકળી કરી દે, એ કામ કણાનું. આ આંખનાં કણાં બાહ્યચક્ષુનાં હોય કે અંતર્ચક્ષુનાં ય હોય. બ્હારની આંખ અને અંતરની આંખના વ્યાપારની રીતો લગભગ સરખીજ હોય છે. જેમકેઃ આઘે હોય તેની ઝીણી ખાંચખુંચો બહુ જણાય નહિ, આઘેના ડુંગર વધારે રળિયામણા લાગે, આંખની કીકીની બહુ પાસે લઈ જઇયે તો ચીજ મ્હોટી લાગે, જે ચીજને એક ચિત્તે ધારી ધારીને જોયા કરિયે એજ આંખ આગળ તર્યા કરે, જે ચીજને ઘણી જોતા હોઇયે તેનાં સ્વપ્નાં ય આવે, જે તરફ નજર કરિયે તે વસ્તુ દેખાય, બીજી ઘણીયે દુનિયાંમાં હોય પણ તે તરફ

નજર કર્યા વગર તે ધ્યાન ઉપર ન જ આવે, ઘણે આઘેની ચીજ ન્હાની દેખાય અને જેમ જેમ વધારે આઘે તેમ તેમ ચંદ્ર અને તારાની પેઠે વધારે ન્હાની થતી જાય, ચારેમેર અંધારૂં હોય ત્યારે કશું દેખાય નહિ, અને ઝાંખું તેજ હોય ત્યારે ઝાંખું અને અજવાળું હોય ત્યારે સ્પષ્ટ જણાય; અતિ આઘે હોય ત્યારે તે ચીજ ન પણ દેખાય અને ઘણા તેજમાં પણ સૂર્યને લીધે તારા દેખાતા નથી એમ ઘણી ચીજો ન દેખાય, વળી જેમ અંધારામાં તેમ અતિ અજવાળામાં પણ ઝાંઝવાં વળે; આવા આવા બ્હારની આંખના અને અંતરની આંખના સામાન્ય નિયમો છે, એ તરફ વૈજ્ઞાનિકોનું ધ્યાન હજી બહુ ગયું નથી. એ લોકો અંતઃકરણવડે બધું જુવે છે એટલે અંતઃકરણ વિષેની શોધખોળ એમણે પાછળ રાખી છે. દ્રૌપદી વડે પાંડવો પોતે જમતા અને બધાને જમાડતા. રોજ એમ ચાલ્યા કરતું. પણ સ્હેજમાં તૃપ્ત ન થાય એવા દુર્વાસા પોતાની શિષ્યસેનાને લઇને એક દિવસ આવી પ્હોંચ્યા તે દિવસે દ્રૌપદીને પૂછવું પડયું કે જમ્યાં છો કે બાકી છે જમવાનું. કેમકે દ્રૌપદી પાસે અક્ષયપાત્ર હતું, અમીની થાળી હતી. પણ એ વળી બીજી વાત છે, વિજ્ઞાનને કામની નથી. વિજ્ઞાને આટલામાંજ આખી દુનિયાં માથે કરી છે તો પછી માનસ-વિજ્ઞાન મળે તો ધરતિ ઉપર પગે ન મૂકે. પણ ધરતિ ઉપર પગ ન મૂકે તો તો સારૂંસ્તો.

આપણે કહી શકિયે કે એકાએક આવી પડીને આંખમાં ખુંચતાં છતાં, આંખને રાતી, ગાભરી અને બ્હેબાકળી કરી દે ને પોતાનું કામ ન કરવા દે. એવાં કણાં આપણી માનવોની અંતરની આંખમાં અવારનવાર, ઘણીવાર, પડે છે. મ્હને જો એવાં કણાંમાંનું મ્હોટામાં મ્હોટું અને ઝીણામાં ઝીણું કણું કીયું એમ કોઈ પૂછે તો હું કહું કે 'અશ્રદ્ધા' અથવા 'અનાસ્થા' આ કણું દુનિયાનાં 'આગળ ધસતાં' માણસોના અંતર્ચક્ષુમાં એવું દાખલ થઈ ગયું છે કે ન્હાના બાળકના પજાડા તો એની પાસે હિસાબમાંજ નહિ. લ્યુથરને એવું

જ ભૂત ભરાઈ ગયું હતું કે 'બાઇબલ'ના અર્થ કરવામાં શિષ્ટપ
નહિ પણ બુદ્ધિને માનવી. પણ બુદ્ધિ તે કોની પ્રમાણ એનું
ન રાખ્યું; તે વાત છેવટે અનવસ્થા ઉપર આવીને ઉભી રહી.
વિગેરેને વળી ઈટાલીનો ધરતિકંપ સાંભળીને જ મનમાં ભરા
કે ઈશ્વર જ નહિ હોય, હોય તો આમ બધાને કેમ મારી
આમને આમ ત્યાં કેટલોક વખત બધા ભરમાતા'તા પછી
સિદ્ધાંત જાણ્યો એટલે મિસિસ એની બીએન્ટ વિગેરે 'સોશિ
ને નાસ્તિક વિચારોમાંથી જૂના વિચારો તરફ વળ્યાં.

જેમ વ્યક્તિની તેમજ સમાજની અંતરની આંખમાં પ
પડે ખરાં. હમણાં કેટલાક લોકોને એમ મનમાં ભરાયું છે કે
(સાયેન્સ) તે ખરૂં અને તત્ત્વજ્ઞાન તે ફાંફાં. કોઈ જોતું
વિજ્ઞાનવાળાઓ તો પોતાનાં ચક્કરો ફેરવ્યેજ જાય છે.
મંતવ્યો, એમની કલ્પનાઓ (થિયરી) અને એમના અ
ફરતાં જ જાય છે. "ઇવોલ્યુશન"નો અર્થ ડાર્વિનનો જૂદો, હક્
જૂદો, વૉલેસનો જૂદો, લામાર્કનો જૂદો, વીઝમૅનનો જૂદ
છેલ્લા વૈજ્ઞાનિકનો જૂદો. જેમ બીજી બધી વિદ્યાઓને તેમ વિ
પણ વગર સાબિત થયે માની લીધેલા પાયાઓ છે. આઇનસ્ટીને હ
એની "સાપેક્ષતાની કલ્પના" વડે બતાવ્યું છે કે વૈજ્ઞાનિક
અને ગણનાઓ બધી સાપેક્ષ છે. જાણભેદુ વૈજ્ઞાનિકો તો અ
પ્રામાણ્યનો કંઈ દાવો કરતા નથી. કારણ કે તેઓ તો
ચીજોની કિંમત જાણે છે. પણ વિજ્ઞાનના ધાંધળિયાઓ એને
આશમાન ચઢાવી દે છે. ભર્તૃહરિએ કહ્યું છે ને કે કાંતો જા
સારો કે કાં તો ન જાણનારો સારો પણ અર્ધદગ્ધને ન પહ
વર્તમાન પદાર્થોનાં ગુણ ક્રિયાદિક જાણવાં એજ વિજ્ઞાનનું વા
કાર્ય છે. ભૂત અને ભવિષ્ય વિષેની તો વિજ્ઞાનની પણ કલ્પનાજ ક
એ ખરી યે પડે અને ખોટી યે પડે—જોશીઓના તેજી
વર્તારાની પેઠે. ખોટી પડે તેથી કાંઈ જોશીને પૂછવાનું કોઈ

દેતું નથી તેમ જોશીજીએ રૂના વાયદાના સટ્ટામાં લાભ થશે કહ્યું છે માટે પરિણામ આવ્યા પ્હેલાં, લાભ થવાનો જ, એમ માનીને તે તારીખનો કોઇને ચેક લખી આપવો એ પણ ભૂલ જ કહેવાય.

આ વૈજ્ઞાનિક કણું આંખમાં પડવાથી કૈંક લોકો હેરાન થઈ જાય છે. વળી સામાજીક વિષયોમાં પણ ભ્રમનાં કણાં હોય છે. કેટલાકના મનમાં એમ ભરાઈ ગયું હોય છે કે આપણા લોકો, કે કે એશિયાના લોકો, કે જૂના સમયના લગભગ બધાય લોકો સ્ત્રીઓના તરફ જુલમ અને ક્રૂરતાથી વર્ત્યા છે. હવે આવા ભ્રમનો શો ઉપાય? પુરૂષો અને સ્ત્રીઓ એ તે કાંઈ સ્હામસ્હામી છાવણીયો બાંધીને રહેતાં હશે કે શું? આ શંકિત હૃદયના ભાઇઓ બીજાના ભરમાવ્યા ભૂલી જાય છે કે એમ બની જ શકે નહિ. સ્ત્રી અને પુરૂષ બન્ને મળીને જ એક સંપૂર્ણ માનવ છે એ વાત સ્ત્રીને અર્ધાંગના અને 'બેટર હાફ' તરીકે સમજનારાઓને અજાણી નહોતી. દુનિયાં ચાલી તે પ્હેલાંથી જ સ્ત્રી અને પુરૂષ એક બીજાના ખોળામાં જ સૂતાં આવ્યાં છે, અને માનવસંસ્થાઓ એ બન્નેના સમન્વિત આદર્શોથી—અભિપ્રાયોથી—જ ઘડાય છે. અહીં "જૌહર"માં ક્ષત્રિયાણી અગ્નિવેદીમાં ઝંપલાવતી તે એટલા સારૂ નહિ કે સ્હામી છાવણીના પુરૂષોએ એમને હુકમ કરેલો, એટલા સારૂય નહિ કે પોતાના મહેલના મોટેરાઓએ એમને આજ્ઞા કરેલી પણ એમના ચારિત્ર્યના ભવ્ય આદર્શને જ લીધે. પવિત્રતાના કે પાશવતાના જે આદર્શો જ્યાં પ્રસરે ત્યાં તેને અંગે સમાજ તેવી જ રેખાઓમાં સંક્રમણ કરે એમાં કાંઈ જ આશ્ચર્ય નથી. અને કરે ત્યારે સ્ત્રી પુરૂષો બન્નેજ કરે. રૂશિયાના બોલ્શેવિકોમાં, જુઓ ને, સ્ત્રી પુરૂષો બધાંય એકમતમાં છે. બન્નેએ એકમતિથી નક્કી કર્યું છે કે તમને મનમાં આવે તેમ તમે ફરો અને અમને મનમાં આવે એમ અમે ફરિયે. એટલે એ તો સંયમ કે ભ્રષ્ટતામાં, દુનિયા વિષે માનવદંદ્વના સહકારથી જ કામ ચાલે છે. વિધવાવિવાહની કે એવી વાતો વખતે, સ્ત્રીઓની જાણે જૂદી છાવણીઓ હોય અને પુરૂષોએ ભેગા થઇને

સ્ત્રીઓ ઉપર જુલમ કરવાનું કે ક્રૂરતા કરવાનું નક્કી કર્યું હોય એમ કોઈ માની લે ત્યારે મ્હને તો ગુસ્સો આવવાને બદલે હસવું આવે છે; ને વિચાર આવે છે કે એ ભાઇ કે બ્હેનના 'ડેનમાર્કના રાજ્યમાં કંઇક ગડબડ છે.'

વળી બીજાં અનેક જાતનાં કણાં હોય છે. ફ્રાન્સના ફિલ્સુફોથી ઉતરી આવેલું સરખાપણાનું કણું પણ આંખને રાતીચોળ કરી દે છે. ખોટાને ખરૂં માનવાથી કઈ કઈ આપત્તિઓ ઉભી ન થાય ? જે સરખાં નથી એમ ઉઘાડી આંખે ચોખ્ખું દેખાય તેને સરખાં કહેવાં એટલે હજાર નવા સવાલો ઉભા થાય તો નવાઈ શી ? પણ જેમ એકાએક મ્હોટો વંટોળિયો ચઢી આવે ને ઘણાંની આંખમાં એની એજ રજનાં કણાં પડે એમ આ કણાએ તો અત્યારે લાખ્ખો માણસોને આંખો ચોળતા અને લાલચોળ આંખવાળા કરી દીધા છે. આવાં આવાં કણાં અનેક હોય છે અને તેની યાદી દિવસે દિવસે વધતી જાય છે એ બધા ઉપર લખવું એ અઘરૂં છે. અઘરાનું તો કંઇ નહિ પણ સહીસલામતે નથી. કારણ આંખમાં આવાં કારમાં કણાં પડે છે ત્યારે આંખ ચોળવામાં કેટલાક તો એવા મશગુલ હોય છે કે કોઈ કાંઈ કહે તો ચ્હીડાઈ ઊઠે છે. પોતે જાણે કે આંખમાં કણું જ પડ્યું છે. પણ કોઇ તેનો ધીમેથી ઉપાય બતાવે તો કહે કે, 'બેસોને, એની જ માથાકૂટ કરિયે છિયે ને'.—અને માથાકૂટમાં હોય આંખ ચોળવાનું.

ખરેખર, જેમ બધામાં તેમ આમાં પણ ગુરૂ વિના જ્ઞાન આવતું નથી. એટલે કણાને કાઢવામાં તે કાઢવાની રીતના જાણનારની સલાહ પ્રમાણે કર્યા વિના આંખ નિર્મળી થતી નથી. આમ એક કે બીજાની આંખમાં વખત બેવખત કણાં ભરાય છે એટલું જ નહિ પણ વેદાન્તીઓ જેને માયા કહે છે, એ કણું તો એવું છે કે ભાગ્યેજ તેનાથી કોઇ બચ્યું હોય. એને લઇને જ રજભરી આંખે

પણુને આ ધૂસરૂં, ઝાંખું, ઘડીમાં આવું ને ઘડીમાં આવું જગત્
ાય છે, એને લીધે જ ઘડીએ ઘડીએ આપણે આંખો ચોળિયે
ે, એને લીધે જ આપણને અધીરાઈ, અજંપ અને અકળામણ
ા કરે છે. જો એ કણું આપણી આંખમાંથી નીકળી જાય તો એ
ા અજંપ અને વલોપાત જતા રહે. એ ગયા પછીની નિર્મળી
ખવાળી આનંદદશાને ભગવાન્ શ્રીકૃષ્ણ બ્રાહ્મી સ્થિતિ કહે છે.
તે शोकमात्मवित् આત્મવિદ્ શોકને તરે છે. એટલુંજ નહિ પણ
ે શિવતત્ત્વને જોયું છે—જે તત્ત્વ પ્રકૃતિથી પર હોવા છતાં
તિ જેના એક દેશમાં—ખોળામાં—વિરાજે છે, એવા એક અને
દ્વિતીય તત્ત્વને જેણે જોયું છે એને, ઈશાવાસ્ય ઉપનિષદ્ કહે છે
ા, શો શોક કે મોહ પણ હોઈ શકે ?



# મોઈદંડા.

જ્યારે આપણે કેટલીક જૂની ચીજો સંબંધે વિચાર કરિયે છિયે,
રે આપણને આપણા પૂર્વજોની અસાધારણ બુદ્ધિનો, દૂરદર્શિતાનો
ે તેમની માનસ સંસ્કૃતિનો નવોજ ખ્યાલ આવે છે. એટલુંજ
ક પણ જે પ્રજાજનોએ એ વિદ્વાનોની વિવેકદૃષ્ટિને સ્વીકારી
ી અને તેને સમાજ—જીવનમાં અનુસ્યૂત કરી લીધી, તેમના
ાપણુ સારૂ અને તેમના તરફના આપણા ઉપકારોને સારૂ આપણને
જ્ઞતાનું ભાન થયા વિના રહેતું નથી. માનવબુદ્ધિનું ઉંચામાં ઉંચું
ચિન્તન ન્હાનાં બાળકોની રમત ગમતમાં સમાવી દેવાનો વિચાર
ે આવે ? અને એ વિચાર આવે તોપણ એને બાળકોમાં પ્રિય
જાય એવા સ્વરૂપમાં કોણ મૂકી શકે ? અને કદાચ એવો પ્રયત્ન
ા, તોપણ તેને પોતાના જીવનમાં ઝીલવા લોકો કયાંથી દરકાર
મ ? આમ છતાં આપણા દેશમાં આ બધું થઈ શકયું છે; એનાં

દૃષ્ટાન્તો અનેક છે, પણ અત્યારે આપણી પ્રજાકીય સંસ્થા જેવી થઈ પડેલી મોઈ–દંડાની રમત સંબંધે હું કાંઈક કહેવાનો વિચાર કરૂં છું.

'વક્ટ' એ શબ્દને કેટલાક વિદ્વાનોએ મદ્રાસ ઈલાકાની એકાદ ભાષાના તેને મળતા શબ્દની જોડે જોડ્યો છે. 'વકટ' શબ્દનો અર્થ એ ભાષામાં એક થાય છે. અને તે અર્થ કાંઈક બંધબેસતો લાગવાથી, તે ભાષાનો શબ્દ આપણી ભાષામાં આવ્યો છે, એમ અનુમાન કરવામાં આવે છે. મ્હને લાગે છે કે આપણે હવે પછી આખી રમતનું બંધારણ જોઈશું, તે ઉપરથી જણાશે કે ઉચ્ચાર સામ્યને લીધે આવા કોઈ અનુમાનનો આગ્રહ રાખવાની જરૂર પડે એવું નથી. શબ્દોનાં મૂળિયાં બાબતની ચર્ચામાં ઉતરવાનો અત્યારે મ્હારો વિચાર નથી કારણકે, એના કરતાં મોઈદંડાની રમતનો વધારે રસિક પ્રદેશ, અથવા રસિક નહિ તો વધારે ગમ્મતવાળો પ્રદેશ આપણી દૃષ્ટિમર્યાદામાં છે.

મોઈ, દંડા અને ગબ્બી એ ત્રણ શબ્દોમાં એટલી બધી વ્યંજના ભરી છે કે, ચતુર વાંચક તો થોડા સૂચનથી જ તેના આખા વાતાવરણને સમજી જશે. મોઈ તે મર્ત્ય; દંડો તે દંડ; ગબ્બી તે ગર્ત, માયા-ગર્ત. મોઈ તે મર્ત્ય અથવા જીવ અથવા મનુષ્યની સૂચક છે. આ મોઈ દંડને લીધે આમ તેમ ઉછળે છે અને તેને સ્હામે ઉભેલો કોઇ પાછી ઉચકી લઇને ગર્ત એટલે મૂળસ્થાન, ગુહા, ખાડા તરફ ફેંકે છે. ગિલ્લી તે ગૃહી–ગૃહસ્થ–સંસારી મનુષ્ય. સંસારી મનુષ્ય આમ અફડાતફડીએ ચઢે છે, તેના રૂપકને કેવી સુંદર રીતે રમતમાં યોજ્યું છે, એ જોવાનો હવે આપણે યત્ન કરિયે.

પણ એ પહેલાં મ્હને એક સુંદર શ્લોકની–મનુષ્ય જો ધારે તો એને જીવનપ્રેરક થાય એવી મનોહર પંક્તિ–યાદ આવે છે, અને તે અહીં ઉતારવાની લાલચ હું જતી કરી શકતો નથી. મોઈ એક નાના સરખા લાકડાના ટુકડાની બનેલી હોય છે. સુતારે એને

વાંસલાના બે ચાર ઘા મારી કે જરા આમ તેમ રન્દો ફેરવી અણીઆળી કરેલી હોય છે. ગુરૂઓ અને સંસ્કારદાતાઓ બાળકને ઘણું કરીને એવી જ રીતે સરલ સાફ અને ચપળ બનાવે છે. જે વનસ્પતિમાંથી આપણે આપણું જીવન પ્રાપ્ત કરિયે છિયે, અને જે કાષ્ઠમાં આપણે જતે દહાડે મળી જવાનું છે, એ કાષ્ઠનું રૂપક આપણને આપવામાં આવે, તો એમાં અણઘટતું છે, એમ કોણ કહેશે? આપણે મહા વટવૃક્ષની ન્હાની મ્હોટી ડાંખળીઓ છિયે, એમ કહેવામાં મ્હને કાંઈ ન્હાનમ લાગતી નથી. એટલું જ નહિ પણ આપણો સર્વનો સમાગમ પણ પેલા સુંદર શ્લોકમાં કહ્યો છે એવોજ છેઃ—

यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वद् भूतसमागमः ॥

જેમ નર્મદાના મ્હોટા પૂરમાં ન્હાનાં મ્હોટાં લાકડાં તણાતાં તણાતાં એક બીજા સાથે મળી જાય, થોડો વખત જોડે જોડે તણાય અને પાછાં થોડેક જઈ વિખૂટાં પડી જાય, એવો જ આપણો આ દુનિયામાં, ઝબક દિવડા જેવા જીવનની અંદર અનુભવાતો, સમાગમ છે.

મોઇદંડાની અથવા ગિલીદંડાની રમતમાં શી હકીકત છે, તે હવે આપણે જોઇએ. જેનો દાવ હોય, તેના હાથમાં મોઇ ને દંડો બન્ને હોય છે. એટલે સમજો કે, મર્ત્ય અને દંડ બન્ને એક પ્રેરક નિયામક ઈશ્વરના હાથમાં છે. પહેલવહેલો દંડવડે મર્ત્યને—જીવને-ઉછાળવામાં આવે છે. ઈશ્વર જેમ લીલાને અર્થે જગત્‌ને પહેલું ગતિમાન કરે છે, એવી રીતે. સ્હામેથી જો કોઇ, મોઇને અદ્ધર ઝીલી લે, એનું પતન ન થવા દે, તો એ ખેલનારનો દાવ પૂરો થાય છે. અને પછી બીજો ઈશ્વર બનીને, પોતાનો દાવ ખેલે છે. તે પણ રમતને શરૂ કરતાં મોઇને ઉછાળે છે. ગબ્બીના ખાડા ઉપર એ મર્ત્ય પહેલો પડયો હોય છે—પ્રકૃતિની સામ્યાવસ્થામાં જેમ

જીવ મહાકારણમાં સૂતો હોય છે, એવી રીતે. પછી ઉછળીને, એ જીવ કોઇક ઠેકાણે પડે છે. ત્યાંથી કોઇકિ એને હાથમાં લઈ, ગબ્બી પાસે નાંખે છે—એના આદિસ્થાન પ્રત્યે મોકલે છે—એવી રીતે મોકલે છે કે દંડને પણ તે દૂર કરી નાંખે. જો આ પ્રમાણે પહેલે જ ટાંકણે મોઈ દંડાને તાકીને આંટી દે, તો, ધર્મને યથાર્થ અનુસરવાથી જેમ મનુષ્યની મુક્તિ થઈ જાય છે, તેમ પેલો દાવ પૂરો થાય છે. પણ જો મોઈ એવા કોઇના હાથમાં આવે કે જે ધર્મરૂપી દંડની સ્થિતિના ભાન વિના તેને આઘી પાછી ફેંકી દે અને તે મોઈ પોતાના મૂળ સ્થાનથી આઘી આઘી જાય, તો પછી એના ઉપર દંડનું બળ ચાલવા માંડે છે. શરૂઆતમાં તો દંડ આદિસ્થાનમાં શાન્તિથી પડયો રહેલો હોય છે. યમદંડરૂપે નહિ પણ ધર્મરૂપે. તેને જ જો મોઈ લક્ષ્ય કરીને સાધે, તો તેની શાન્તિ થઈ જાય છે. પણ જો તે ઉફરાંટી જાય, તો એજ દંડ યમદંડ થઈ, તેનું તાડન કરવા ઉદ્યુક્ત થાય છે. હવે પહેલવહેલાં તો મોઇને કે ગિલ્લીને—કહો કે ગ્રહીને—દંડપર રહેવું પડે છે. પછી તેને અદ્ધર ઉછાળીને, દંડવડે ગતિમાન કરવામાં આવે છે. સ્વભાવવડે અથવા ધર્મવડે અથવા ઈશ્વરની શાસનાથી પ્રેરિત નિયમ–દંડથી ગતિમાન થએલો મર્ત્ય પાછો ફરીવાર એજ દંડથી ગતિમાન થાય છે, અને જીવ પોતાના પ્રારબ્ધ અને સંચિત કર્મોના દંડથી જેમ કોઈ ઠેકાણે જઇને પડે, તેમ મોઈ કોઇ ઠેકાણે જઈ પડે છે. ત્યાંથી પાછો કોઈ સારો માઠો ગુરૂ એને હાથમાં લઇને એના મૂળ સ્થાન તરફ ફેંકે છે. પણ ત્યાં જતાં જતાં વચમાં ફરતો દંડ જેવી એની ગતિ તે પ્રમાણે સ્હામો તૈયાર હોય છે. જો એ દંડની સ્હામો ચાલે, તો તો એ દંડ એને પાછો વાગે છે, પણ જો ધર્મની સ્હામે ન જતાં પોતાના આદિસ્થાનમાં—ગબ્બીમાં કે ગબ્બી પાસે તે દાખલ થઈ જાય, તોપણ દાવ પૂરો થાય છે. પણ તેમ ન થાય ને મોઈ દંડો વાગવાથી અથવા તો પોતાની આડી ગતિથી ગબ્બીથી આઘી જતી રહે, તો

પછી ગબ્બીથી તે જેટલી વધારે આઘી જાય, તેટલી તેને વધારે પીડા ખમવી પડે છે. જો એક દંડ જેટલી આઘી હોય, તો એની દશા વિકટ થવાની, બે દંડ જેટલી દૂર હોય તો કૂવાની રેંટ માફક તેને ચક્કર ખાવાનો દંડ, જો ત્રણ જેટલે છેટે જાય, તો તેને મૂઠ વાગવાની કે મુક્કીઓ ખાવાની. ચાર જેટલે છેટે જાય, ત્યારે ઘોડાની પેઠે આર ખાવાનો કે કદાચ ચાર ખાવાનો એને પ્રસંગ આવવાનો. એથી પણ એક વધારે દૂર જાય, તો આંખનું જ ઠેકાણું નહિ, એવી સ્થિતિ એને ભોગવવાની. એથી પણ વધારે દૂર હોય, તો વાંકા થઈ ગએલા હાથની કુણીઓને સમી કરનાર હાડવૈદ પાસે એને જવાનું. અને છેક સાત દંડ જેટલે દૂર જાય. ત્યારે તો બીજા જન્મનાં કે બીજી યોનિનાં દુઃખો ભોગવવાને એ ગ્રઃ કઃ—જંતુ—હરકોઇ પ્રાણી થાય અને પછી પાછો એનાં એ દુઃખો, એની એ દશાઓ એટલે વિકટ ઉપાધિઓ, એના એ ચક્રાવા, એની એ મુક્કીઓ, એની એ આરો કે ચાબુકો, એનાં એ ઘડપણનાં ઇન્દ્રિયનાં દુઃખો, એનાં એ હાથપગનાં ભાંગવાં, ઇત્યાદિ મરણ પહેલાં જીવનની સાતે અવસ્થા તેને ભોગવવી પડે છે. આ અવસ્થાઓને સહજ જૂદી રીતે પણ આ રમતોને અંગે ઘટાવી શકાય. જેમકે, પહેલો મર્ત્ય માનવી બાળપણમાં ઓરી અછબડા, ભણવું ગણવું, તાવતરિયા, ઈત્યાદિની વિકટ અવસ્થામાં જાય છે. પછી જુવાન થતાં સંસારની રેંટમાં પડે છે. પછી વિલાયતનો રહેવાશી હોય, તો કોઈ સુન્દરીની મૂઠ એને લાગે છે, એની મુઠ્ઠીમાં આવી જાય છે; ને, આવા તેવા આપણા દેશ જેવામાં જન્મ્યો હોય, તો તો એ બાબતની એને ચિન્તા હોતી નથી, પણ શાન્તિ હોય છે, એટલે હરકોઈ રીતે મુઠ્ઠીભર બાજરી પેદા કરવાની ચિન્તામાં એ પડે છે. પછી આ બોજો છતાં પણ આસપાસના લોકો એને આરો ઘોચ્યા કરે છે. મધ્યમાવસ્થામાં આ અનુભવો લીધા પછી આંખ ઇત્યાદિક ઇન્દ્રિયો હીણી પડવા માંડે છે. બેંતાળાં તો આવ્યાંજ હોય છે, પણ સાઠ ઉપર જવા માંડયું કે

લોકો એના અંતર્ચક્ષુને સારૂ પણ શંકા ઉઠાવવા લાગે છે. સાઠે બુદ્ધિ નાઠી ઈત્યાદિ કહેવતવાળી અન્તર્ ચક્ષુની કે બાહ્ય ચક્ષુની ઉપાધિ એને આવી પડે છે. પછી અડબડીયાં ખાતાં, હાથ પગ ભાંગતાં તે વેદને આધીન થાય છે. અને પછી થોડા વખતમાં ગણત્રી વગરના હરકોઇની દશા ભોગવી બીજે જન્મે પાછો 'જે કોઈક' બનવાનો હોય, તે બને છે.

ગબ્બી એ મોઈનું જેમ નીકળવાનું આદિ સ્થાન તેમ શાન્ત થવાનું પણ વિરામ સ્થાન છે. દંડના ભોગ ન થઈ પડતાં ત્યાં જવું, એ મોઈનું–કહો કે મર્ત્યનું–ખરૂં કામ છે. જો કોઈ એને અદ્ધરથી ઝીલી લે, તો એનો ઉદ્ધાર થાય. અથવા દંડની સ્હામો ગયા વિના પોતાના વિરામસ્થાને જાય, તો એનો છુટકારો થાય. દાવ લેનારને રમત ખેલવી છે, એટલે એ તો જેવી મોઈ દંડાની સ્હામે આવી કે દંડો ફટકારે છે. તે વિના રમત ચગે નહિ. જો સ્હામેથી મોઇને ઉચકી લઇને નાંખનાર મોઇને ગબ્બી પાસે પહોંચાડી દે, તો તે મોઇને ટલ્લા ખાવાના બંધ થાય છે. અને તે મોઈ–દંડાથી રમનારનો દાવ–ઈશ્વરની લીલા પૂરી થાય છે. દાવ ખેલનાર પોતે પોતાની લીલા વધારવા, મ્હોટો ગણાવા યત્ન કરે છે. જેનો દાવ વધારે લાંબો ચાલે, તેણે વધારે ગમ્મત કરી એમ ગણાય. મ્હોટા ઈશ્વરની મ્હોટી લીલા.

મોઈ દંડાની રમત ઘણી ઘણી રીતે રમાય છે, તેમાં નવાઈ નથી.–અવનવી રીતે ને નવનવી રીતે ન રમાતી હોય, તો નવાઈ કહેવાય. દેવો અને દાનવોના સ્હામસ્હામા પક્ષો બંધાઇને પણ મોઇને ટોલ્લે ચઢાવે છે. ગબ્બીને બ્રહ્મગુહા કહિયે, તો પણ ખોટું નહિ. સર્વ ભૂતોના કારણરૂપ, વિશ્વયોનિરૂપ, સર્વાધિષ્ઠાનરૂપ બ્રહ્મ એ મર્ત્યનું આદિસ્થાન, લક્ષ્યસ્થાન અને શાન્તિસ્થાન છે તથા 'મરજીવા'નું પરમપ્રાપ્તવ્ય છે, એમ કહેવાની હવે આવશ્યકતા રહેતી નથી. દંડ એ ધર્મનું જ બીજું સ્વરૂપ છે, એ શાસક છે. ધર્મ એ શાસનાનો મંત્ર અને દંડ એ એનું નિયામક સ્વરૂપ છે. ભગવાન મનુ કહે છે કેઃ–

दंडः शास्ति प्रजाः सर्वा दण्ड एवाभिरक्षति ।
दंडः सुप्तेषु जागर्ति दण्डं धर्मं विदुर्बुधाः ॥

દંડ એ પ્રજાનો રક્ષક છે, દંડવડે પ્રજા સન્માર્ગે ચાલે છે. સૌ ઉંઘતા હોય, તે વખતે દંડ જાગે છે. દંડના ભયથી ક્રૂર, જુલ્મી, દુષ્ટ, દુરાચરણી અને અન્યાયી મનુષ્યો નિયમમાં આવે છે. એટલે દંડને વિદ્વાનો અધર્મરૂપ નહિ પણ ધર્મરૂપ ગણે છે. એ દંડથી બચવાને સારૂ પરમાત્માની સમીપ જે મનુષ્ય જાય,–તેના ધર્મનેજ જો અનુસરે, તોજ તે બચી શકે છે; નહિ તો ઈશ્વર સામાન્ય રીતે તેનાં કર્મ પ્રમાણે તેને દંડ આપે છે. ધર્મની સ્હામેની ગતિ હોય, તો ધર્મ દંડરૂપ થઇને તેને વાગે છે. જો માત્ર તે પરમાત્મા પાસે જવાની ઈચ્છા રાખે, અને દંડ નીચે નમ્ર રહીને તે તરફજ ગતિ કરે, જો ધર્મની સ્હામો ન થાય, તો તે બ્રહ્મગુહામાં જઇને શાન્તિને પ્રાપ્ત થાય છે.

સામાન્ય લાગતી એક મોઇદંડાની કે ગિલીદંડાની રમતમાં કેવું તત્ત્વ ભર્યું છે! ખરેખર, આ રમતનો રચનાર પંડિત હોય, તો કાંઇ આશ્ચર્ય નહિ, પણ એ પંડિતની જોડે કલ્પનારસિક સર્જક પણ હશે. એણે કદાચ ભાગ્યેજ આશા રાખી હશે, કે એની આ સુન્દર રમત પેઢીધરપેઢી ઉતરીને, હજારો બાળકોને આનંદ આપવા છતાં, એવી પ્રાકૃત રૂપમાં આવી જશે કે તેનું રહસ્ય ભાગ્યેજ પકડાઇ આવે. એને ભવભૂતિની પેઠે વિશ્વાસ તો હશેજ કે, ભવિષ્યમાં કોઇક તો મ્હારી આ રમતની કિંમત સમજશે.

'उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥

કોઇક તો એનો વિચાર કરી. એમાંથી તત્વને જોઇ લેશે. અને કદાચ ન જુએ, તોપણ એને શું? એણે તો ઈશ્વરની પેઠે રમત રચી નાંખી. એ રમતમાંથી જેને સાર લેવો હોય, તે સાર લઇ લે; જેને રમત રમવી હોય, તે ન્હાનાં બાળુડાં ભલે રમતે રમ્યાં કરે. એ રમતના વિધાયકને ધન્ય છે.

# કુશકા ખાંડવાનાં કારખાનાં.

હાલમાં કુશકા ખાંડવાનાં કારખાનાં બહુ વધી પડ્યાં છે. કોઈ કહેશે કે કુશકા ખાંડીને તે શો સાર નીકળવાનો હતો? પણ એ વાત આપણા નવા સાહસિકોને નડતી નથી. કારણ કે એઓ તો એવું નિડર અને નિયમિત વ્રત લઇને બેઠા છે. એઓ નવા મીલોવાળાઓની પેઠે લોકોના લાભાર્થે એમનું સાહસ માથે ઉઠાવ્યાનો દાવો કરે છે; અને હાલમાં એમનામાંના કેટલાકનાં કારખાનામાં નફો પણ સારો મળે છે, કારણ હાલમાં એના ભાવ તેજ છે.

ભાવની તેજી થવાનું કારણ એ પણ છે કે એ કુશકાનો જે બારિક લોટ બનાવવામાં આવે છે તે એવો મુલાયમ અને લીસો હોય છે કે જાનવરો તો તેને ખાય છે એટલું જ નહિ પણ મુનિવરોને પણ તેનો શીરો ઝટપટ ગળે ઉતરી જાય છે. ઘણા માણસો તો નિશાળીઆઓની પેઠે જ્ઞાનભૂખ્યા હોવાથી તે આટાને એમને એમજ ગળી જાય છે. કેટલીકવાર એથી તેમને અપચો પણ થાય છે; અને ઉલ્ટી તો ઘણીવાર થઈ આવે છે.

કોઇને ભાગ્યેજ શંકા થશે કે આ કુશકાની મીલો કયાં હશે; કારણ કે આવી મીલો તો હવે ઠેરઠેર ને ચારેમેર થઈ ગઈ છે. પણ એને પાટીઆં લગાડેલાં હોતાં નથી, જુવે એને જણાય એવી હોય છે. એનું કામ નવીન શાસ્ત્રીય પદ્ધતિએ ચાલે છે, અને કુશકાનું નામ સરખું પણ તે મીલો આગળ દેવાતું નથી. કારણ કે આવી ચીજો તેની ખાસ તજવીજ ન હોય તો ચાલે પણ કેમ? બનાવટી ઘી અને મગફળીના તેલને ધકેલનારાઓ ક્યારે કહેવા દે છે કે એમની દાળમાં જરાયે કાળું છે! એ તો ખાઓ ત્યારે ખબર પડે. ને વખતે ન યે પડે. ગાડું એમને એમે ગબડયે જાય.

આ મીલો તે કઈ એમ કોઈ ભાઈઓ પ્રશ્ન પૂછે તો તેમને એમ પણ કહી શકાય કે ભાઈ, એ મીલોનો સાક્ષાત્કાર કરવો તો અઘરો છે. અને કદાચિત્ પ્રભુના અવતારની પેઠે એ તમારી પાસે પ્રત્યક્ષ રૂપે દર્શન દે તોપણ તેને તે રૂપે તમો ઓળખી શકો નહિ કારણ કે એ તો માયાથી ઢંકાયેલી જ હોય છે. પણ કદાચ એનો સાક્ષાત્કાર ન થાય તો ય જરા ઝાંખી કરવી હોય તો આજની ઐતિહાસિક શોધખોળની ધમાલોને જ જુઓને એટલે તમે જાણે કુશકા ખાંડવાની મીલોને જ જોઈ.

કારણ કે એમાંની કેટલીક પ્રવૃત્તિઓને બીજી વધારે સારી શી ઉપમા આપી શકાય? આપણે એક માણસની હયાતીમાં, પુષ્કળ સહવાસ છતાં તેના અંતરને પૂરેપૂરૂં પારખી શકતા નથી તો સંખ્યાબંધ મનુષ્યની વૃત્તિઓ, ભાવનાઓ અને સ્ફુરણાઓ વિષે શેરાઓ માર્યે જવા એ કેટલું સાહસ કહેવાય? આપણે જોઇયે છિયે કે કાયદાની કોર્ટમાં જ્યારે મ્હોટો કેસ હોય છે ત્યારે કેવા કેવા નવા નવા પુરાવાઓ આવે છે અને કેસનું સ્વરૂપ કેવું બદલાઈ જાય છે. વળી સાક્ષીઓમાં પણ સાચા તેમજ જૂઠા અને શરમને કે સૂગને લીધે ભળતી વાત કહેનારા પણ કેટલાક હોય છે એ કોણ જાણતું નથી? કેટલીકવાર તો વિચક્ષણ ન્યાયાધીશો પણ ગુંચવણમાં આવી પડે છે. વળી કોઈ પણ અગત્યની બાબત વિષે એનું રૂપ દેખાડવામાં મતભેદ થયા વગર ક્યાં રહ્યો છે? વર્તમાન બાબતો વિષે જ જો આવી સ્થિતિ હોય તો ભૂતકાળ વિષે જે કાંઈ હાથમાં થોથારિયાં આવી ગયાં તે વડે તે વખતની કાર્યકારણવાર પરિસ્થિતિ આંકવાનો પ્રયત્ન કરવો એ કુશકા ખાંડવા નહિ તો બીજું શું કહેવાય?

જેમ વિજ્ઞાનમાં પ્રત્યક્ષ એજ મુખ્ય પ્રમાણ છે તેમ ઇતિહાસમાં આપ્તવાક્ય એ મુખ્ય પ્રમાણ છે અને 'દિવ્યદ્રષ્ટા'ને બાદ કરતાં 'આપ્ત' તો ઇતિહાસ પરત્વે એજ ગણાય કે જે નજરે જોયાનો પાકો પુરાવો

આપી શકે અને પાછો પોતે આગ્રહો અને આસક્તિઓ વિનાનો હોય. બીજી કોઈ રીતે પછીના જમાનાઓમાં આગલા જમાનાઓનો ઇતિહાસ તારવી કાઢવામાં આવે તો લોકો તે લેખકનું ચલણ હોય ત્યાં સુધી કદાચ માને ખરા, પણ લાંબું ચાલે નહિ. અથવા કદાચ તે ઇતિહાસ તરફ લોકોની બેદરકારી હોય તો તેઓ તે પોથીઓને ભલે પડી કરી રહેવા દે.

આ રીતે તો ઐતિહાસિક શોધખોળ નકામી થઈ જાય એમ કોઈ કહે તો કહેવું પડે કે એમ છેલ્લે પાટલે બેસવાનો અમારો હેતુ નથી. પણ એટલું તો કહિયેજ કે જો અમુક હેતુબાજીથી એ શોધખોળ કરાતી હોય તો તો એનાથી પ્રભુ આપણને દૂર રાખે. એમ પણ કહેવું પડે કે આવી પ્રવૃત્તિઓ સાક્ષર વર્ગના એક મ્હોટા સમુદાયને કુશકા ખાંડવા જેવા કામમાં રોકી રાખે છે. જેમ સમગ્ર માનવ જાતિની જરૂરિયાતો ઉપરાંત નવા નવા હુન્નરોને સારૂ મથવું ને તેને ખરીદવા સારૂ બીજાને મથાવવા એ માનવશ્રમનો વૃથા વિનિયોગ છે અને તેમને વધારે સારા કામથી કે ફુરસદથી આઘા રાખવા બરાબર છે એમ આમાં પણ કહી શકાય.

અલબત આવા પ્રયત્નો ઘણીવાર સકારણ હોય છે ખરા. જેમકે રામાયણ અને મહાભારત જોઈ જઇને તેમાંથી ફાવતું લઇ, અણફાવતું મૂકી દઈ, ગડબડ ગોટા વાળી સફાઇથી અમુક હેતુઓને ફાવતી આવે એવી ઘટનાઓ ગોઠવી શકાય. આર્યો ઉત્તરમાંથી આવીને હિન્દુસ્થાનમાં ઘુસી ગયા ને દેશના જૂના વાસીઓને મારી કાઢી દક્ષિણમાં ધસ્યા વિગેરે તૂત આવી જ રીતે ગોઠવી કાઢવામાં આવ્યું છે ને. આમાં કેવી ખુબી છે! કહેવાય શોધખોળ, અને વળી પુરાણા ગ્રંથો ઉપરથી અને સાધે કાર્ય જૂદું. કેમ, જુઓને, કદાચ ચોખ્ખેચોખી વાત કહેવાનો પ્રસંગ આવે તો અંગ્રેજોએ એમજ કહેવાનું રહ્યું ને કે તમેય બીજાને હાંકી કાઢીને હિન્દ પચાવી પડ્યા

છો; પછી મુસલમાનોનો વારો આવ્યો; હવે અમારો. આવી ઇતિહાસનો ગબોળો કરવાની રીતે શું ન કલ્પી શકાય એજ વિચારવા જેવું છે. આ શોધકોને કહો કે આમ કયારે થયું તો તેમના જુદા જુદા અભિપ્રાયોની વચ્ચે સૈકાઓ પેસી જાય.

ત્યારે 'ખરી હકીકત શી ?' એમ કોઇ પૂછે તો તેનો ખુલ્લા દિલનો ઉત્તર તો એજ છે કે ખરી હકીકત તૈયાર કરીને રજુ કરવાનું બીડું અમે કયાં ઝડપ્યું છે ? અડધી બનાવટી હકીકત રજુ કરવાનું કે કલ્પનાથી કોટ રચી કાઢવાનું અમે અમારે માથેજ શા માટે લઇએ ? અમારૂં કહેવુંજ એ છે કે આટલે દહાડે નિઃસંદેહ સત્ય હકીકત નીકળી જ ન શકે. અને એ કલ્પનાના કોટમાં અમારી સ્હામેનું લશ્કર તૈયાર થતું હોય તો એને જ્યાંથી એ આવ્યું ત્યાંજ ઉરાડી દેવાનું અમને ઠીક લાગે છે.

વળી આવી કલ્પનામય રચના બીજા વિષયોમાં પણ ચાલે છે. એક જણે એમ બતાવ્યાનું કહેવાય છે, પોતાની દલીલોથી-કે ક્રાઇસ્ટ થયોજ નથી. આવા વાદોની રીત સહેલી છે. ફોજદારી કેસના વકીલની પેઠે કામ લેવું. સ્હામા પક્ષના ચોકસ પુરાવાવાળા સાક્ષીઓ હોય તેના ઉપર શંકા નાંખવી અને આડકતરા પુરાવાઓ સંબંધે બતાવવું કે તેનાથી ગુન્હો સાબિત થતો નથી. ડો. વુલ્ફે હોમર સંબંધે પણ લગભગ એમજ કર્યું છે. વ્યાસને પણ ઉરાડી દેવાની તજવીજો ચાલે છે. કારણ એ કે વ્યાસે આવા મહાગ્રંથો બનાવ્યા હોય તો પછી હોમર ને મિલ્ટનના માહાત્મ્યનું શું થાય ? શેકસપીયરને પણ બેકનની તોપને ગોળે ઉરાડી મૂકવાની ખટપટ ચાલી હતી પણ લોકો એને ચાહે એટલે એમણે નાસ્તિકોને ધુતકારી કાઢયા.

વાંચકોની બેદરકારી આવા કાલ્પનિક ઘોડાઓની મદદગાર થાય છે. બેદરકારીને જ એ લાયક છે એમ કોઇ કહે તો મ્હારે

વાંધો નથી. પણ બેદરકારી એવી હોય કે 'ગમે એમ હશે, જેને જેમ ફાવે તે માને' તો તો કંઈ નહિ. પણ આપણને તે બાબતની ચોકસાઈ કરવાનો સમય નથી તો પછી એણે કહ્યું તે સાચું જ હશે એમ માની લેવાની બેદરકારી ખોટી. એ તો બેદરકારી નહિ પણ વધારે કહેવાય. એમાં તો જે માનવાજોગ નથી તેને માનવાની ગફલત થાય છે.

આવું અત્યારે ઘણું થાય છે, અને ઘણું થતું રહેશે. કારણ, ઇતિહાસ હવે ધીમે ધીમે વિચારો અને મંતવ્યોને ફેલાવવાના સાધનરૂપ થતો જાય છે. યુરોપના છેલ્લા મહાસંગ્રામ વિષે જ જોઇયે તો તેના ખુલાસા સંબંધે અનેક મતો છે. પહેલાં અમેરિકાને મ્હોટા પેગંબર તરીકે માનવામાં આવ્યો. અને પછી બધાયે મળી એને બણુચક બનાવ્યો અને હવે એ ખસીને બેઠો. હાલના પેગંબરોનું થાયછે જ એવું. પહેલાં જર્મનોને સેતાનની સેના માનવામાં આવતી. હવે એમની જોડે અંગ્રેજોને પાછી 'પૂરવની પ્રીત' જાગી છે. રાજનીતિ એ તો ફાવતે ગાડે ચઢી બેસવાની કરામત છે: અને બનાવટી ઇતિહાસો એ રાજનીતિના ખિજમતદારો હોય છે.

ઇતિહાસ લેખકની 'આપ્તતા' જેટલી જરૂરી છે તેટલીજ મોંઘી છે. કારણ કે આગ્રહો અને દુરાગ્રહો, પક્ષપાતો અને પક્ષદ્વેષો જ્યા જુઓ ત્યાં પુષ્કળ હોય છે; ન હોય તો નવાઈ ગણાય. આપ્ત એટલે તો જેનો શબ્દ સંપૂર્ણ રીતે માનવા યોગ્ય હોય તે. આપ્તના બીજાય અર્થો છે. બીજા અર્થના આપ્તને માનવાનો પણ ચાલ છે. પછી તે ખરૂં કહે કે ખોટું. સરસ્વતીચન્દ્રના પિતા તેમની આપ્ત સુન્દરી ગુમાનનેજ પ્રમાણરૂપ માનતા હતા ને. લેખકની સત્યપ્રિયતા સંખ્યાબંધ ગ્રંથો જોવાથી કે સત્યનિષ્ઠાના આડંબરથી સમજવાની નથી. એ સત્યનિષ્ઠા તો તેના સમગ્ર જીવનમાં, તેના સમગ્ર અક્ષરદેહમાં રૂંવેરૂંવે ફોરી રહી હોય છે.

આવા પ્રકારની સત્યનિષ્ઠાથીજ ગ્રંથો તે ધર્મગ્રંથો બની જાય છે. એ સત્યનિષ્ઠા પુરાણોમાં છે, બાઇબલમાં છે, ધમ્મપાદમાં છે. એવા ગ્રંથોનો લેખક ભૂલ કરતો હોય ત્યારે પણ કોઈ મત કે માનિંતાને સારૂ જાણીજોઇને ગોઠવણી કરતો નથી. એવા ગ્રંથોનાં વાંચનોમાં કે વ્યાખ્યાનોમાં વૃત્તિ થંભી જાય છે, ઠરી જાય છે અને એજ ભાવના સ્ફુરે છે કે એ અસત્ય હોયજ નહિ, આપણે હજી એને સમજવાનાં છે.

આપણા જૂના ગ્રંથોનો ઇતિહાસ પણ વિલાયતી ચોકઠામાં ગોઠવાઇને અહીં આવી પહોંચ્યો છે. વેદનો આ ભાગ ત્યારે થયો ને પેલો ભાગ ત્યારે થયો. મહાભારત પ્હેલું રચાયું ને રામાયણ પછી રચાયું, ઇત્યાદિ આપણી ઘટનાઓ બધી વિલાયતને આધારે ચાલે છે. યુરોપીયન લેખકોએ અને તેમની રૂખે ચાલનારા આપણા વિદ્વાનોએ કરેલી આપણી વ્યવસ્થા અનિશ્ચિત અને આપણને અપવાદદાયક છે. એ તો જૂદી વાત પણ એ બધાયમાં ઘણુંખરૂં કુશકાજ ખાંડેલા હોય છે. સત્યનું પરિશીલન, મહાન સિદ્ધાંતોનું અનુદર્શન ને ભાવનાઓનું અનુકરણ એ આદર્શ હોવો જોઇએ ત્યાં 'કીયું પ્હેલું ને કીયું પછી?' 'કાળીદાસ કેટલા થયા' ને 'વિક્રમ કેટલા થયા' 'કીયો શબ્દ કયાં કયાં કેટલીવાર વપરાયો છે?' 'શંકરાચાર્યની મનાતી તારીખ ખોટી છે કે ખરી?' આવી આવી બાબતો ઉપર ચૂંથણાં ચાલે છે. આવી પંડિતાઈના પંડિતો ખરૂં કહિયે તો કડછીની પેઠે મિષ્ટાન્નમાં વારંવાર ફરતા છતાં તેના સ્વાદને જાણતા જ નથી.

બીજાં પણ કુશકા ખાંડવાનાં કારખાનાં અનેક છે. અંગ્રેજ સરકાર પણ કુશકા ખાંડવાનું કારખાનું જ લઈ બેઠા છે ને. અહીં આવી, મહેનત કરી, સાચાંજૂઠાં કરી, હજારો ખટપટો કરી કરી અહીંથી નાણાં વિલાયતમાં ભરે છે અને 'મીયાં ચોરે મૂઠે ને અલ્લા ચોરે ઊંટે' એની પેઠે, થાય છે એવું, કે એકાદ મ્હોટી લડાઈ જાગે છે ને બધાનો ધૂમાડો થઈ જાય છે અને પાછા એ લોકોના બિચારા

ચેલૈયાઓ હેમાઈ જાય છે તે તો જૂદા. એમનું પ્રજાકીય દેવું તો વધતું જ ચાલ્યું છે. ત્યારે આવી રીતનો કારભાર એ કુશકા ખાંડવાનો જ પ્રયોગ કે બીજું કાંઈ? તેઓ કહે છે કે અમે પ્રત્યક્ષ-વાદીઓ છિયે પણ આપણને જે દીવા જેવું દેખાય છે એ એમને કેમ નહિ દેખાતું હોય? મ્હને તો લાગે છે કે બેકન બેન્થામે એમને ઉફરાંટા ચઢાવી દીધા છે.

આપણા માનવજીવનમાં પણ આપણે કેટલીકવાર કુશકા ખાંડ-વાના કામમાં નથી ગુંથાઈ જતા? માનવદેહ એ તો અમૃતત્ત્વનું સાધન છે, પુણ્યપ્રાપ્તિનું ધામ છે, મોક્ષનું દ્વાર છે, એ આપણે કેટલી બધી વાર ભૂલી જઇએ છિયે? આપણે સંસારના વિહિત આનંદો ભોગવિયે એ તો ઉપશમનીજ એક પ્રકારની સાધના કહી શકાય. પણ બીજી નકામી કુથલીઓ, માથાઝીકો અને વેડો આપણે કેટલી બધી કરિયે છિયે? અને આનંદોમાં પણ કેવા દીન થઈ જઇયે છિયે? એ દીનતાને હાથમાં રાખવી એ પણ ન્હાનુંસૂનું કાર્ય નથી. શ્રી રામચન્દ્રે પણ એકવાર લીલા દેખાડી છે. ભગવાન વસિષ્ઠ રાઘવનું ધ્યાન કરતા. એમણે ધ્યાનમાં જોયું તો રાઘવને કામકેલિમાં નારીચેષ્ટા કરતા જોયા. વસિષ્ઠે એમને બોલાવ્યા. શ્રી રામચંદ્ર ઉતાવળા ઉતાવળા આવ્યા. કપાળમાંથી બિન્દી કે આડ ભુંસી નાખવી રહી ગયેલી તે ગુરૂએ જોઈ. એ તો જાણતા હતા: એમણે પૂછ્યું આ 'આડ' શેની કરી છે, રામચન્દ્રજી લજવાઈ ગયા. પછી વસિષ્ઠજીએ એમ સૂચવ્યું કે તમે જરા તપાસ તો કરો કે કોઇ તમને પોતાનું થોડુંક આયુષ્ય આપવા તૈયાર થાય છે? રામચન્દ્રજી જાય છે અને તેમને માલૂમ પડે છે કે એક ક્ષણમાત્રનું પણ આયુષ્ય કરોડો સોના મહોરોથી ખરીદી શકાતું નથી. વાત જરા લાંબી છે પણ તેનું આપણે અહીં કામ નથી. તાત્પર્ય એટલુંજ છે કે આવા જીવનની ઘડીયે ઘડીને સફળ કરવી એમાં ચતુરની ચતુરાઈ છે. બાકી કુશકા ખાંડવાનું કામ તો ચાલે છે જ.

# નવા વહેમો.

વહેમ શબ્દની વ્યાખ્યા આપવી અઘરી છે, કારણ કે એકને મન વહેમ હોય, તે બીજાને મન સાચી વાત હોય, અને એકને મન સાચી વાત હોય, તે બીજાને મન વહેમ હોય. એટલે સૌ સૌના વહેમ જૂદા હોય છે, એમ કહિયે તો પણ એમાં ખોટું નથી. પોતાને ન સમજાય એવી ને અણભાવતી કે અણફાવતી માનિંતા હોય એટલે તેને મન એ વહેમ. કેટલાક આને વહેમ અને કેટલાક તેને વહેમ કહે. પોતાને ન ફાવતું આવ્યું, એટલે તેને વહેમના કોથળામાં નાંખવું એ ચાલુ રિવાજ છે.

અત્યારના જમાનામાં અભિમાનના જોરથી પ્રેરાએલો, આગળની ચીજોને નિન્દવાનો વાયરો ચાલ્યો છે. એટલે ન ફાવતી ચીજોને જૂના વહેમ કરીને વિદાય કરવામાં આવે છે. પણ જૂના વહેમો તો ખરા પડતા જઇને આગળ આવતા જાય છે. કહેવાય છે કે દુર્ગારામ મહેતાજી વિગેરેએ ભૂતપ્રેત ઇત્યાદિ ખોટા વહેમ છે, એમ કહીને ભુવાઓને પડકાર કરીને ખૂબ ધમાલ મચાવેલી. અને ઘણા લોકો રૂવાબમાં ભૂત પ્રેતાદિક એ ખોટા વહેમ છે, એમ કહેવામાં હોંશિયારી માનતા. હવે સર ઓલિવર લૉજ જેવા વૈજ્ઞાનિકો પણ પ્રેતાદિક ગણને માને છે. અને તે સંબંધે મ્હોટા મ્હોટા ગ્રન્થો ને ચોપાનિયાં પણ બહાર પડયે જાય છે. વળી તેવામાં કેટલાક જ્યોતિષ–વિદ્યાને વહેમ માનતા. તે જ્યોતિષના પણ સારા સારા ગ્રન્થો બહાર પડતા જાય છે, એટલું જ નહિ પણ વધારેમાં વધારે વહેવારૂ રીતે ચાલનારા શેરસટ્ટાવાળામાં પણ ઘણા એના વર્તારાને આધારે કામ કરે છે. જોશીઓના કેટલાયે જાહેર વર્તારાઓ ખરા પડ્યા છે. જૂના વહેમો તો સાચા પડતા જાય છે. એટલે એમને હવે વહેમના કોથળામાં રાખી મૂકવાની જરૂર નથી.

જે ઉઘાડી રીતે જ ખોટું હોય, તથાપિ તેને શિરજોરીથી સાચું માનવું કે મનાવવું, એ વળી જૂદી વાત છે; એવી માનિંતાઓને પણ આપણે વહેમ ન કહી શકિયે. દાખલા તરીકે, સર્વ મનુષ્યો સરખાં નથી. રંગમાં રાગમાં, ઘાટઘુટમાં કશામાં સરખાં નથી, એ ઉઘાડી વાત છે: છતાં બધાં સરખાં છે, એમ કોઈ માને, તો એને આપણે વહેમ ન કહિયે. ડૉ. કૅટલિને થોડા વખત ઉપર જ જણાવ્યું હતું કે સમાનતાની માનિંતા ખોટી છે. સ્ત્રીઓ અને પુરૂષોની સમાનતાની ધાંધલ વિષે પણ એણે જણાવ્યું હતું કે, સમાનતા ઉપર આધાર રાખતી દલીલ ખોટી છે. વળી પોતાના જમાનાનાં સાધનોનો ઉપયોગ કરી, બુદ્ધિપૂર્વક જે માનિંતા રચવામાં આવે, તેને પણ વહેમનું નામ આપવું તે ઠીક ન ગણાય. જેમકે, જ્યોતિષ્યચક્રનો ને ખગોળવિદ્યાનો વિચાર કરીને આગળના લોકોએ એમ માન્યું હોય કે પૃથ્વીની આસપાસ સૂર્યાદિ ગ્રહો ફરે છે, અને આપણે આપણાં સાધનોથી તપાસ કરીને, આપણી બુદ્ધિથી વિચાર કરીને માનિયે કે સૂર્યની આસપાસ પૃથ્વી ઇત્યાદિક ગ્રહો ફરે છે, તો એ બેમાંથી એકેની માનિંતા કે માન્યતાને વહેમનું ઉપનામ ન ઘટે. બેયના ભ્રમ હોઈ શકે, કારણ કે આપણને એમનો ભ્રમ લાગે છે, અને ભવિષ્યમાં વળી નવાં સાધન સરંજામવાળા વિજ્ઞાનને આપણી માન્યતા એ એવો જ ભ્રમ લાગે.

આ ઉપરાંત કેટલાક સનાતન ભ્રમો પણ હોય છે, જેને તો કદાચ વહેમ કહી શકાય, પણ તેની આપણે અત્યારે વાત કરતા નથી. દાખલા તરીકે, પદાર્થથી કે વસ્તુથી કે મોજશોખની ચીજથી સુખ થાય છે, એને આપણે એક સનાતન વહેમ કહી શકિયે. કેમકે એ ભ્રમ તો છે જ. સુખદુઃખ પુણ્યપાપનાં ફળરૂપ છે, પદાર્થને અધીન નથી. ફાંસીની સજા થએલી હોય, તેને હાથી ઉપર અંબાડીમાં બેસાડીને મ્હોટા બાગમાં કે નગરમાં ફેરવો, તોપણ એ એને સુખ આપી શકે નહિ. મોટરમાં દોડાદોડી કરનારા કેટલાયે ધનિકો દુઃખની

પોટલીઓ જ વહેતા હોય છે. ડેમોક્લીસના માથા ઉપર ઘોડાના વાળથી તલવાર ટાંગેલી હતી, ત્યારે રાજ્યવૈભવ એને કડવો થઈ પડવાનો દાખલો પણ એવો જ છે. અર્થાત્ વસ્તુઓ તો માત્ર સુખ દુઃખનાં નિમિત્તો છે, અને તે આકસ્મિક નિમિત્તો છે. તથાપિ તેને તેના કારણ કે સાધનરૂપ માનવાં એ ભૂલ ચાલતી આવી છે, અને ચાલતી રહેશે. ધનથી સુખ થાય છે, એ પણ એવોને એવો જ લગભગ સનાતન ભ્રમ છે. પણ એને ઉપલા જ ભ્રમનું રૂપાન્તર ગણી શકાય. કારણકે સુખભોગની ચીજો મેળવવાના સાધન તરીકેજ, પૈસાની ઝંખના માણસોને ઘણુંખરું રહ્યા કરે છે.

આવા સનાતન વહેમોની અત્યારે હું વાત કરવા માગતો નથી. તેમ જૂના કહેવાતા વહેમોની પણ નહિ. પણ આપણા જમાનામાં કેટલાક નવા ભ્રમો દાખલ થઇ ગયા છે, તેને નવા વહેમ તરીકે આપણે બનાવિયે તો કાંઇ ખાટું નહિ. આવા નવા વહેમોમાં ન્હાના વહેમો ને મ્હોટા વહેમો, થોડા પ્રસરેલા વહેમો ને વધારે પ્રસરેલા વહેમો, અભણ લોકોના વહેમો ને વિદ્વાન લોકોના વહેમો એમ ઘણી અવાન્તર જાતભાતો છે, એમ કહી શકાય. દાખલા તરીકે, કેટલાકને એવો વહેમ હોય છે કે, સ્હવારમાં ચાહ પિયે, તો જ તાજા થવાય. સ્હવારમાં તો સામાન્ય રીતે આપણે તાજા હોઇયે જ છિયે, અને તે છતાં વધારે તાજા થવું હોય, તો તેને સારુ બીજાં ઘણાં સાધનો છે. દશ દંડ ખેંચી કાઢે, કે સૂર્યને બાર નમસ્કાર કરી લે, તો યે તાજા થઈ જવાય; અને કસરતથી શરીરને લાભ થાય તે નફામાં. આમ છતાં કેટલાક પોતાના મનને એમ જ સમજાવી રાખે છે કે ચાહ પીધો ન હોય, તો કામ કરવાની સૂઝ જ પડે નહિ. અને પછી થઇ જાય છે એવું કે, એ વહેમ ન્હાનો છે, પણ ચોટ્યો એટલે ચોટ્યો. મનથી બંધ અને મોક્ષ થાય છે, તો પછી મનના કારણથી સુસ્તી કે આળસ લાગે, એમાં તો નવાઇ જ શી ?

આ જમાનાના નવા વહેમોમાંનો એક વહેમ એ પણ છે કે માંસાહાર કરવાથી હૃષ્ટપુષ્ટ વધારે થવાય. રસાયણ–શાસ્ત્રીઓ અને બીજા વૈજ્ઞાનિકો તેમ જ વ્યાયામના વિશારદો બધા ઘણુાયે કહે છે કે ખરી તાકાત આપવાની સત્તા તો વનસ્પતિ આહારમાં વધારે છે. થાક સહન કરવાની શક્તિ વનસ્પતિ–આહારીઓમાં વધારે હોય છે. દોડવાની શરતોમાં એઓ જ વધારે ફતેહમંદ થાય છે. મહિસૂરના વિગ્રહમાં આપણા દેશી સિપાઈઓ ભાતના ઓસામણ ઉપર રહેતા, અને અંગ્રેજ સોલજરો સારો ખોરાક લેતા, તોયે તાપમાં ફેં ફેં થઈ જતા, એ બધી ઇતિહાસની જાણીતી બિનાઓ છે. તે છતાં ઘણા લોકોમાં ઉપલો વહેમ પ્રચલિત છે. અલબત્ત માંસાહારી તેના આહારને અંગે વધારે ક્રૂર હોય, અથવા 'આગુંસે લાત અને પીછુંસે બાત' કરે એવો હોય, એ અસંભવિત છે. પણ તે કાંઈ ખરી તાકાતનો તરસાળો કાઢવાની ચાવી નથી. અલબત માંસાહાર સારો છે કે ખોટો છે, એ વિષય જૂદો છે. સામાન્ય રીતે જે જેવો આહાર કરતું હોય, તે તેનો પક્ષ ખેંચે, તેને બદલી પણ ન શકે, અને એ બધા સંજોગોને અંગે સામાન્ય રીતે તેનું પક્ષપાતી થાય, એ જૂદી વાત છે. પણ હિંદુસ્થાનના લોકોએ જોરવાળા થવાને સારૂ માંસાહાર કરવા મંડી જવું, અથવા બધા માંસાહાર કરવા માંડે તો જોરવાળા થઈ જાય ને અંગ્રેજ સરકારને દરિયાપાર કાઢી મૂકે, એમ માનવું, એને તો એક જાતનો નવો વહેમ જ કહી શકાય.

મ્હોટા મ્હોટા નવા વહેમોમાં 'પ્રજાસત્તાક રાજ્યથી લાભ છે' એ ભ્રમને મૂકી શકાય. આપણે સ્વરાજ્ય જોઈએ, એ એક જૂદી વાત છે, પણ નકલે નકલ કરીને એ સ્વરાજ્ય એટલે પ્રજાસત્તાક રાજ્ય જ હોવું જોઈએ, એમ કેટલાક લોકો માને છે. પણ મ્યુની-સિપાલિટિઓમાં સ્વરાજ્યનું એક ન્હાનું રૂપ છે, તેમાં પણ શી દશા છે, એનું અનુભવીઓને પૂછવું. આમની સભાઓ અને તેમની

સભાઓ પણ વધારે સારૂં કાર્ય કરી શકી નથી. ઉલટા પ્રજા ઉપર વધારે કરના બોજા લદાયા છે, અને મનુષ્યને વધારે ને વધારે બાબતોમાં પરતંત્ર કર્યો છે. છતાં આ વહેમ પણ એવો જિનની પેઠે કેટલાક લોકોને વળગ્યો છે કે, તેઓ હજાર તર્કવિતર્કો ઉઠાવશે, પણ પોતાના વહેમને બરોબર તપાસવા તૈયાર થશે નહિ. કેટલાક સમજુ માણસોએ આ વહેમનાં હાડકાં પાંસળાં નોખાં કરી નાંખ્યાં છે. પ્રૉ. કૅટલિન જણાવે છે કે:—

. The destruction of democracy, in the opinion of many people, is the next step in making the world safe for civilisation...........The radical Mr. Norman Angell proclaims that the voice of people is the voice of Satan. From Rome to Moscow, deep answers to deep, " Democracy is a liberal superstition."

આમ કોઇ કોઈ લોકોની આંખ ઉઘડવા માંડી છે, પણ ઘણાને તો હજી એ વહેમે પોતાની બાથમાં જકડી જ રાખ્યા છે.

એક બીજો નવો વહેમ એ છે કે, માણસ જાત—દુનિયાં દિવસે દિવસે આગળ વધતી જાય છે. અલબત અમુક બાબતમાં આગળ વધતી જતી હશે ખરી, જેમકે, તેની અંદરની માણસની સંખ્યામાં, માણસોની બોલાબોલીમાં, મારફાડમાં, ધન એકઠું કરવાની નવી નવી કળાઓમાં, ઈત્યાદિકમાં દુનિયાં આગળ વધી છે, એમ પુરવાર પણ કરી શકાય. અથવા એટલું જ શા માટે? છેલ્લાં પચાસ વર્ષમાં પણ એ બધી બાબતોમાં પુષ્કળ પ્રગતિ થઈ છે, એના આંકડા પુરાવાઓ રજુ કરવા બહુ મુશ્કેલ ન પડે. પણ હૃદયની ઉન્નતિ થઈ છે કે નહિ, સત્ય, પ્રમાણિકતા, ઔદાર્ય, પરોપકાર, ત્યાગ, સંયમ, એ બધા મહાન્ સદ્‌ગુણોમાં પ્રગતિ થઈ છે કે નહિ, એ જ ખરો મુદ્દો છે. અને તેમાં તો કદાચ ત્રીશ ચાળીશ વર્ષનો અનુભવી પણ કહી શકશે કે દહાડે દહાડે વાત બગડતી જાય છે,

છતાં કેટલાક લોકો જૂદા જૂદા કારણોને લઇને લઈ બેઠા છે કે, પ્રગતિ થાય છે. અલબત પ્રગતિનો કેફ ચઢાવીને પોતાનું, પોતાના વર્ગનું કે પોતાના દેશનું કાર્ય સાધનારા પણ ઘણા હોય છે. તેઓ તો એમનો ઘોડો ઝુકાવે એમાં નવાઈ નથી. પ્રગતિ થઈ છે, નવી સરસ ચીજ નીકળી છે, માટે લ્યો અમારી મોટર, કે લ્યો અમારૂં એરોપ્લેઈન, કે ખરીદો અમારા રેડીઓનો સરંજામ; જુઓ પ્રગતિ થઈ છે, ચાલો બોલતાં ચિત્ર જોવા. આવું આવું ઘણું તો સામાન્ય રીતેજ ચાલવાનું. પ્રો. **મારવિન** જેવા એમ પણ કહેવાના કે જુઓ અમારી વિલાયતની પ્રગતિ; એટલે કે અમને અનુસરો. ને અમારી શીખામણ લ્યો. અને એમની શીખામણ લ્યો એટલે એમની ચીજો લ્યો, એ તો કહ્યા વિનાજ સમજવાનું. આ પ્રમાણે વહેમોને વધારે વ્યાપક બનાવનારા ઇલમોની પણ ખોટ હોતી નથી.

વળી વિજ્ઞાનના વિષયમાં એક નવો વહેમ એ પેસી ગયો છે કે, સૂર્ય, ચન્દ્રાદિક દેવોને તથા ગ્રહોને જડ માનવા. અને પાછી બીજી ખુબી તો એ છે કે તેની સાથેજ પાછો ઇશ્વરને ન માનવો. મ્હને તો આ બન્ને વાતો એક સાથે માનવી, એ જરા વિચિત્ર લાગે છે. કેમકે, સ્વતંત્રતાએ ગતિ કરવી, એ જો ચેતન વસ્તુનો સ્વભાવ હોય, તો ચન્દ્ર ગતિમાન છે, માટે એને ચેતનવાન દેવ માનવો, એમાં ખોટું કાંઈ નથી. વળી ચન્દ્ર જો જડ હોય તો એને ચલાવનાર કોઇ ઇશ્વર હોવો જોઇએ. કારણકે વિલાયતના કોઇ કોઈ લોકોને ચન્દ્રે હલાવ્યા હશે. પણ ચન્દ્રને ધક્કો મારીને ચક્કર ખાતો કોઇએ કરી દીધાનું આપણા સાંભળ્યામાં આવ્યું નથી. હાથ પગ વગરના લાંબા ગોળ ઇત્યાદિ જૂદા જૂદા આકારના જીવો આપણે આપણી પૃથ્વી ઉપરજ ક્યાં નથી જોતા ? પણ સૂર્યાદિકને જડ માનવાનો વહેમ કેટલાક લોકોમાં એવો જડ ઘાલી બેઠો છે કે, કોઈક દહાડો એ લોકોને, **ઍન્ડીમિઑનની પેઠે એ ઊંઘતા હોય, ત્યારે ડાએના-ચંદા એમની પાસે આવે, તો યે એ લોકો ભાગ્યે જ જાગે.**

નવા વહેમોમાંનો એક ચાલુ વહેમ એ છે કે, સાથે ખાવા
ાથી ઐકય વધે. આપણે જોઇયે છિયે કે સાથે ખાનારા પીના-
ાં પુષ્કળ લડાઇઓ થાય છે, અને પછી કેક જાતના જુદારા
પ છે. ઈંગ્લાંડમાં અને આખા યુરોપમાં સાથે ખાવા પીવાનો કે
ડકાઅડકનો કાંઈ બાધ નથી. છતાં ત્યાં ઝેરવેર કયાં ઓછાં છે?
એટલું ખરૂં કે, ઐકય હોય અથવા સંબંધ સ્નેહ સારો હોય,
રે ભેગા બેસી જમવાની ઇચ્છા થાય. પણ તે ઇચ્છા ઘણુંખરૂં
હના પરિણામરૂપ છે. અને તેમાં એક બીજાને અડકીને જ ખાવું
ું પડે કે પોતાનો ધાર્મિક આચાર છોડી દે, તો જ ખરો આનંદ
વે એવું કાંઈ નથી. ઉલટો વિશુધ્ધ અને ઉચ્ચ પ્રકારનો સ્નેહ
એ જ કહેવાય કે જે સ્નેહીના સ્વધર્મને આઘાત ન પહોંચાડે
એને સુપૂજીત રાખે. આમ છતાં જોડે ખાવાપીવાથી ઐકય
પ એમ માનવું, તેને વહેમ નહિ, તો બીજું શું કહિયે? કેટલાક
ડકવાને પણ ઐકયના સાધનરૂપ માને છે. એ પણ એક ભ્રમણા જ
પતિપત્નીનું જે દ્વૈતાદ્વૈત અથવા વાસ્તવિક ઐકય હોય છે તેના
તાં સંસારમાં ગાઢ ઐકય બીજું કિયું હશે? તથાપિ એમના
વહારમાં પણ આપણે જોઇયે છિયે કે તેઓ સ્વેચ્છાએ આનંદથી
ને ઐકયની ભાવનાનો ભંગ થયા વિના અનેક પ્રસંગોમાં જૂદાં
વાનું, એક બીજાનો સ્પર્શ ન કરવાનું પસંદ કરે છે. એટલે
ડકવાથી ઐકય થાય અને ન અડકવાથી ઐકય તૂટી જાય, એવી
ઈપિણ જાતની વ્યાપ્તિ બની શકતી નથી. સંસારના અનુભવમાં
નહિ, તેમ તર્કશાસ્ત્રથી પણ નહિ.

વળી અત્યારના વખતમાં એકબીજો પ્રચલિત વહેમ એ છે કે,
ર્યો એટલે પારંગત થયો. ભણવામાં યે ઊંચી નીચી કેટલી યે
ીક્ષાઓ અને કોટિઓ છે. કેટલાક તો જાણે એમજ સમજે છે
બી. એ. એમ. એ. થયો કે વિલાયત જઈ આવ્યો, એટલે પાર

ઉતરી ગયો. ખરી રીતે એ લોકોએ તો પોતપોતાના વિ
યથાશક્તિ અભ્યાસ કર્યો હોય છે. અને બીજા વિષયમાં પણ
પારંગત માની લઇને, મોટાભા કરિયે, ત્યારે એમની બિચારા
દશા થાય કે, એમણે ડાવકું મ્હોડું રાખી, પોતાને તે વિષય
થોડી વધતી માહિતી હોય, તેને આધારે ગાડું ગબડાવવું
કારણકે, સામાન્ય રીતે સ્હામું માણસ સમજ્યા વગર પૂછતું
ત્યારે જાણી જોઇને પોતાનો જ્ઞાનનો મોભો ઓછો કરવાને (
બહુ થોડા લોકો જ હોય છે.

આના કરતાં પણ વધારે મ્હોટો ભ્રમ રાજકીય નેત
બધાય વિષયમાં નિપુણ માની લેવાનો છે. અથવા એને બીજા
મૂકિયે, તો આપણે એમ કહિયે કે, એવો વહેમ પણ પ્રચલિ
કે વધારે જાહેરમાં આવેલો માણસ એટલે વધારે ડાહ્યો કે
બુદ્ધિવાન; અને તેથી કરીને બધી રીતે તેની પાસેથી શિખામણ
એ આપણું ડહાપણ. આવો વહેમ હોવાને લઇને, કેક ભૂલો
છે. જાહેરમાં આવવાના ગુણો જૂદા છે અને ગાંભીર્યવાળું ડ
એ જૂદી વસ્તુ છે. મોતીલાલ નહેરૂ જેટલા જાહેરમાં બે ત્રીશી
પછી આવ્યા હોય, એથી વધારે જાહેરમાં એમના ચિરંજીવી દાઢ
પહેલાં આવી જાય, એમ બને. તેમજ અત્યારના જમાનામાં જા
આવવાના પણ અનેક રસ્તાઓ થઇ પડ્યા છે, અને કેટલા
'યેન કેન પ્રકારેણ' પ્રસિદ્ધ થવાને તૈયાર થઈ જાય છે. અને
ઉત્તેજન એટલાથી મળે છે કે લોકો પણ માણસ જાણીતો થ
હોય, એટલું જ જુએ છે. ઉંડા ઉતરીને, તેના ગુણ દોષ કે
વિવેક કોઇક જ જુએ છે તેમ યોગ્યતાનું યોગ્ય માપ પણ કોઇ
નથી. અને કેટલીકવાર તો એમ પણ ચાલે છે કે, વધારે
કરનારા વધારે ફાવી જાય છે. આમ કૈક ફંડો થયાં ને ઠેકાણે
કૈક બેન્કો ને મિલો ઉઘડી ને અસ્ત થઇ ગઈ. કેટલાક ગૃહ

તો કંપનીઓ ઉભી કરવામાં ખાસ નામના મેળવેલી હોય છે. અલબત ઉભી કરી, એટલે થોડી ઘણી થાપણ તો ભેગી થાય જ. એટલે એને આધારે થોડો વખત ડીંગેડીંગ ચલાવે અને પછી કડડડ ભૂસ! ફડચામાં.

સામાજીક બાબતોમાં પણ અનેક નવા વહેમો દાખલ થઈ ગયા છે, એમ કહી શકાય આપણા ઘણા લોકોને હજી કાલ સ્હવાર સુધી એવો વહેમ હતો કે, હૅટ નેકટાઈ કૉલર ને પાટલૂન પહેરે, એટલે તે માણસ કાંઈક વધારે હોંશિયાર હોવો જોઈએ. હૅટ-પાટલૂનવાળાઓ આપણા ઉપર રાજ્ય કરે છે, એટલે આ વહેમ જાગે એમાં નવાઈ જેવું નથી. એ વેશનો રૂવાબ જ કેટલાકને મન જૂદો લાગે છે. હમણાં હમણાંમાં ગાંધીજીની ચળવળ પછી પોતિયા-ધોતિયાંવાળા પણ જબ્બર કામ કરી શકે છે, એમ લોકોને સમજાવા માંડયું છે. ભાજીખાઉ, પોતિયાંદાસ, ઈત્યાદિ શબ્દો હલકા ગણાય છે, તે આ વહેમને અંગે. આ વહેમમાં ને વહેમમાં કેટલાક તો આખા હિન્દુસ્થાનને સારૂ અંગ્રેજી પ્હેરવેશની પણ ભલામણ કરે છે.

સાંસારિક બાબતોમાં પણ એક બે જબરા નવા વહેમો પેસી ગયા છે. નવી કેળવણી પામેલા ઘણાઓના મનમાં એમ જ થઈ ગયું છે કે વરવહુની પોતપોતાની પસંદગીનાં લગ્ન થાય, તો જ તે રીતે બંધાએલાં જોડાં સુખી થાય, ને એવો સુખી સંબંધ લાંબો ટકે. આ એક વહેમ જ છે, એમ કહેવામાં જરાયે શંકા ખાવા જેવું નથી. આગળ પસંદગી કરવા નીકળ્યા વિના અનેક આદર્શ યુગલો થઈ ગયાં છે અને અત્યારે તો વિલાયતમાં પરણ્યા પહેલાં બે પાંચ પુરૂષોના અનુભવો કન્યાઓ લે છે, ને પછી કોઈ વાર, કદાચ અંતરાઈ ગયા પછી, એકાદ વરને પરણી નાંખે છે. અને આમ પસંદગીનાં લગ્ન થયાં હોય છે, તોયે ઉલટા વધારે વખત છૂટાછેડા ત્યાં થાય છે. આવો જ બીજો વહેમ બાળલગ્નથી પ્રજા નબળી થઈ જાય છે, એ પણ છે. હવે આ વિષયમાં જોઈયે, તોપણ હકીકત એવી જણાશે

કે આગળ બાળલગ્ન હતાં, તે છતાં તે વખતનાં મનુષ્યો કદાવર, જોરાવર અને વધારે તંદુરસ્ત હતાં. અને અત્યારે નાગર, ક્ષત્રિય ઇત્યાદિ કોમોમાં જ્યાં બાળલગ્નો નીકળી ગયાં છે, ત્યાં ઉલટા ક્ષય આદિ રોગો અને નબળાઇએ વધારે ઘર ઘાલ્યું છે, અને જુવાન-મરણ વધારે થાય છે. બાળલગ્ન થયું એટલે કાંઈ વ્યવહારિક, શારીરિક સંબંધ તરત રાખવામાં આવતો નથીજ, એ પણ મુદ્દો છે. હા, એ વાત ખરી કે, એક ચતુર માણસે કહ્યું છે તેમ, કેટલાકને એમ લાગતું હશે કે, લગ્ન પછીના આનંદ કરતાં સંવનનનો આનંદ કાંઇક જૂદોજ છે. અને આપણા યુવકો એકદમ નવા પક્ષમાં ભળી ગયા છે તેનું કારણ એ પણ હશે. પણ એમ છતાં મ્હારે વિનયપૂર્વક અને એ માન્યતા તરફ આદરપૂર્વક કહેવું જોઇયે કે, સંવનનનો આનંદ વિવાહ–સંબંધથી માંડીને લગ્ન–સંબંધસુધીમાં લેવાની સુંદર યોજના આપણા આર્ય સંસારમાં પણ છે. માત્ર ફેર એટલો છે કે ભમતા ભૂતના જેવી મનની દશા તે વખતે ન હોઇને, એ આનંદમાં સાત્વિકતા કાંઇક વધારે હોય છે, અને સ્નેહનો આદર્શ વધારે પાવન રહે છે. સ્નેહલગ્નમાં બીજું બધું તો ઠીક, પણ બે પાંચ પંદર કે પચીશ જેટલાઆંથી પસંદગી કરવાની હોય, તે બધાની જોડે સંબંધમાં આવી પસંદગી કરવી પડે, એટલે જે આપણી સતી-ત્વની ભાવના, એ ભાવનાને તો એની મેળે ખોળંબેજ મૂકવી પડે. આ વાત આપણામાંના ઘણા ભૂલી જાય છે અથવા એના તરફ આંખમિચામણાં કરવાને એ લોકો તૈયાર હોય છે. આગળ તો વિલાયતમાં પણ મુખ્યત્વે સ્વભાવને અંગે પસંદગીની વાત થતી, પણ હવે તો વાત ઘણી આગળ ચાલી ગઈ છે. અને પસંદગીના નવા વહેમનું પોગળ ત્યાં પણ એવું ફૂટી ગયું છે કે હવે ત્યાં પણ કેટલાક લોકો ખુલ્લી રીતે કહેવા લાગ્યા છે કે, લગ્નની સંસ્થાજ કાઢી નાંખો, સ્વેચ્છાચારે વર્તવાને સારૂ વધારે સગવડતા કરો અને રાખવું હોય તો એટલું રાખો કે રજિસ્ટ્રારની ઓફિસમાં જઇને, જેને

ભેગાં રહેવું હોય તે નામ નોંધાવી આવે, અને છૂટાં થવાનું મન થાય કે તે ઓફિસમાં કાંઈ લખી મોકલે. આ યુગમાં જે નહિ થાય એ ઓછું.

આમ નવા વહેમોએ આ દેશના તેમજ પરદેશના લોકોમાં ખૂબ ઘર ઘાલ્યું છે. અને આપણને અનેક રીતે હેરાન કરવામાં, એ વહેમો ફતેહમંદ થયા છે, એમ કહિયે, તો તે અતિશયોક્તિ નથી. આ વહેમોની ચોટલી પકડી તેને ઠેકાણે લાવવાની જરૂર છે. એ વહેમો નવા જમાનાના છે, એટલે કદાચ ચોટલી ન રાખતા હોય, તો એમના આગળના ગુચ્છા પકડીને, અથવા તેને ય ટૂંકા કરી નાંખ્યા હોય, તો એમનો કોલર પકડીને જરા હચમચાવી, એમને હાથ ઊંચા કરાવી દેવાની જરૂર છે. કદાચ કૉલરે કાઢી નાંખ્યો હોય, અને આપણા લોકો જેવા સાદા થઈ જવાને એ તૈયાર હોય, તો પછી આપણે એમને ખભે હાથ મૂકી, એટલુંજ કહિ દઇયે કે આપ જ્યાંથી આવ્યા છો, ત્યાં પાછા પધારો એટલે મહેરબાની; અને કદાચ મહેમાન કે મિત્ર થઇને રહો તો અમારે બહુ વાંધો નથી. —અંગ્રેજોને અમારે જતે દહાડે રાખવા છે એમ. માત્ર એ વહેમો આપણા ઉપર ચઢી ન બેસે એટલું જ આપણે તો માગિયે છિયે. બાકી ઉદારતા અને અતિથિ સત્કાર એતો સ્હામું માણસ ગમે તેવું હોય, તોપણ ચાલુ રાખવાં એ આપણી ભારતવાસીઓની પરાપૂર્વની પ્રણાલિકા છે.



# સાહિત્યની માત્રા

કેટલાક ભાઇઓને એવો આભાસ હોય છે કે આ સાહિત્ય-વાળાઓ તો હ્રસ્વ ઇ દીર્ઘ ઈનીજ વાતો કર્યા કરે છે. પણ અત્યારે મ્હારે એ માત્રાઓની ખટપટમાં ઉતરવાનો કે બીજાને ઉતારવાનો વિચાર નથી. હું બીજા પ્રકારની માત્રાની વાત કરવા ઇચ્છુ છું. એ માત્રા લેવાનો તો આપણને સઘળાને અભ્યાસ છે. હ્રસ્વઇની નહિ પણ રસ વહે એવી સાહિત્યની માત્રા વિષે અત્યારે મ્હારે કહેવાનું છે. જ્યારે જ્યારે આપણે એક ગ્રંથ કે એક લેખ કે એક શક્તિપૂરિત વાક્ય વાંચિયે છિયે, ત્યારે આપણે આપણા માનસને કે બુદ્ધિને કે કલ્પનાને સાહિત્યની માત્રા આપિયે છિયે. હ્રસ્વ દીર્ઘની માત્રાનો ફેર થઈ જવાથી જેમ પંડિતોને ટાઢ ચઢે છે, એમ સાહિત્યની માત્રામાં ગડબડ થવાથી સામાન્ય માણસોને પણ ટાઢ આવવા માંડે છે. લખાણની માત્રાના પ્રશ્ન કરતાં જીવનમાં માત્રાનો પ્રશ્ન કંઈ ઉતરે એવો નથી.

સાહિત્ય એટલે માનુષી માનસનું જગત્. એ જગતની સૃષ્ટિ રચવામાં અનેક સહચારિણીઓની જરૂર પડે છે, પણ એમાં વાંધો લેવા જેવું નથી. તેનું કારણ એ નહિ કે આપણે એશિયાની પ્રજાઓ છિયે એટલે આપણને એમાં હરકત ન આવે, તેમ એ પણ નહિ કે સહચારિણીઓ સંબંધે કોઈ નિયમ અત્યારના જમાનાને માન્ય નથી. એ તો ગમે તેમ હોય પણ સુન્દર સાહિત્યસંતતિના જન્મમાં જે સહચારિણીની જરૂર પડે છે તે જો કે અમાનુષી નથી તથાપિ અપાર્થિવ છે. વિદ્યા, મેધા, પ્રતિભા કે કલા જેવી દેવાંગ-નાઓ સમી પ્રભાઓ જેની સહચારિણીઓ હોય એની અદેખાઈ તો સૌ કરે, પણ એમાં એ ખોટું કરે છે એમ કોણ કહેશે ?

વળી કોઈ વાર અવિદ્યા, દુર્બુદ્ધિ કે અત્યાસકિત જેવી સહચારિણીઓના સંસર્ગથી અનિષ્ટ સાહિત્ય-સંતતિ પણ જન્મે એ વાત આપણે છેક ભૂલી જવા જેવી નથી. જેમ સંસારમાં અને સાગરમાં, તેમ સાહિત્યમાં રત્નો પાકે છે તેમજ શંખો ને કોડી, કોડા, માછલાં, મગર ઈત્યાદિ ઘણું પાકે છે. શંખો થોડા ઉપયોગના છે એમ કહેવાનો મ્હારો હેતુ જ નથી. શંખ તો આગળના બધા શૂરવીરો રાખતા અને શંખ તો પૂજાય છે. કારણ કે શંખ એ સીપનો ભાઈ હોઈ, મોતીનો મામો અને લક્ષ્મીનો બન્ધુ થાય છે. શંખ એટલે આ જમાનાનો ગ્રામોફોન; માટે શંખ ઈત્યાદિની ઉપયોગિતા વિષે મ્હારે કહેવાનુંજ નથી; પણ મ્હારૂં નિવેદન એ છે કે સાહિત્યની જે અનેક વાનીઓ દુનિયાંમાં વિદ્યમાન છે; તેનો ઉપયોગ આપણે બરાબર કરવો હોય તો આપણે તે બધીનાં લક્ષણ, ગુણ-દોષ અને મૂલ્ય જાણવાં જોઇયે.

અત્યારે આપણા વિવેચકોનો ભાર કૃતિના રૂપ રંગ ઉપર વિશેષ હોય છે. એ ખરૂં છે કે રૂપ રંગ વગર મન ખૂંપતું નથી તથાપિ એટલું તો કહેવું પડશે, કે જો કે આકર્ષણ થાય છે રૂપ, રંગ ને રીતથી, પણ ગુણ ન હોય તો એ આકર્ષણ ટકી રહે નહિ. વળી એ પણ આપણે કબૂલ કરવું જોઇયે કે ઘણાને મન રૂપરંગજ મુખ્ય હોતાં નથી, કારણ કે તેઓ નમ્રતાથી, પોતાની અભિલાષાઓ પોતાના પ્રમાણમાં રાખે છે. એટલે સીધા સાદા સાહિત્યનો પણ ઉપયોગ છે, અથવા વધારે છે એમ કહિયે તોય ચાલે. તથાપિ સાહિત્યના રૂપ રંગ વિષે ધ્યાન ખેંચવાનો નહિ, પણ એના ગુણ દોષ જાણી તેનો ઉપયોગ કરવાની સૂચના કરવાનો મ્હારો અત્ર આશય છે. સાહિત્યનો ઉપયોગ ઔષધિની પેઠે આપણે કરિયે તો કેટલા બધા ભટકારા મટી જાય !

શરીરોના વૈદ્ય-દાક્તરો કરતાં પણ, મ્હને લાગે છે કે, વધારે જરૂર તો દુનિયાને માનસના ધન્વંતરીઓની છે. કોણ કહેશે કે

મનને પણ શરીરથી સવાયા વિકારો, વિકારોના પ્રકોપ, વેદના જ્વર, અતિસાર, ઘેલછા, આંકડી, વાઈ અને ઉલ્ટીઓ નથી થતાં ? મ્હને તો લાગે છે કે ભવિષ્યમાં માનસ વૈદ્યોની-વધારે ને વધારે માગણી થશે. માનવમાનસને સારી તંદુરસ્તીમાં-સ્વાસ્થ્યમાં, કે કહો મન-દુરસ્તીમાં રાખવાને પણ કોઈક સારી માત્રા ધણુંખરૂં લેતા રહેવાની જરૂર રહે છે. એટલુંજ નહિ પણ માનસ એ એવી સંકીર્ણ અને ગુંચવાએલી ચીજ છે કે એમાં વસ્તુસ્થિતિ પ્રમાણે એની દવાઓ પણ બદલવી પડે. એથીજ એક પ્રકારના સંદેશ કે આદેશ સદા સરખું કામ કરતા નથી. એક મનુષ્ય પામર કોટિમાં હોય તો એને સૌંદર્ય અને સુગન્ધનો મહિમા બતાવી જરા રસિક બનાવવો પડે. જો એ સૌંદર્યમાંજ મોહિત કે વિષયબદ્ધ થઈ ગયો હોય, તો એને બુદ્ધિજન્ય વિવેકનો બોધ કરી વિષયનો વાંસો યે બતાવવો પડે. જો એ બુદ્ધિના પાશમાંજ ભરાઈ ગયો હોય તો બુદ્ધિ કેવી સ્વૈરિણી છે અને એનાં ઓજ કેવાં નિર્બળ છે એ બતાવવાને બુદ્ધિથી પર એવા પુરૂષની એને મોહિની લગાડવી પડે.

ગ્રંથ એટલે વિચારોની એક ગુટિકા એમ કહિયે તોય ચાલે. કોઈ સાહિત્યનાં પાનાં સોનાના વરખનાં પાનાં જેવાં હોય પણ કેટલાકને તે ભારે પડી જાય, કે માફક ન આવે. કોઈ સાહિત્ય ફ્રૂટસૉલ્ટ જેવું સરસ ને ઉભરાભર્યું હોય, પણ તે જરા તાજા થવાનાજ કામમાં આવે, તેમ કોઈ સાહિત્ય એવું જલદ હોય—આયોડાઈન જેવું—કે આળી ચામડીવાળાને બૂમાબૂમ કરાવે. આ પ્રમાણે સાહિત્યના ક્વાથો, અવલેહો, મોદકો, પડીકીઓ, ચૂર્ણો, ગોળીઓ અને રગડાઓનું સમજવું. જ્યારે એજ સાહિત્ય, જીવન્ત તેમ જ્વલન્ત રૂપે વક્તાની પ્રત્યક્ષ વાણીદ્વારા આપણી સન્મુખ દાખલ થાય, ત્યારે આપણે એને ઈન્જેકશન કહી શકિયે. દાક્તરે આવવું પડે એટલે એની કિંમત વધારે; અને અસરે વધારે તેથીજ. વળી એમાં માત્રા લેવાઈ છે એ પણ ખાતરીબંધ કહી શકાય.

બાટલીઓની દવામાં તો એમે ખરૂં કે એવો તેવો, ઇચ્છિલા–પ્રેમલા જેવો, દરદી હોય તો દવાખાનેથી બાટલી તો ભરી જાય, પણ દવા બાટલીમાંજ રહે એટલે ગુણ લાગે પણ ક્યાંથી ? દવા લેનારની સંખ્યા માત્ર વધે.

સાહિત્યવડે કે અન્ય વાઙ્મયવડે માનસની ચિકિત્સા કરવાની વિદ્યાને આપણે **અક્ષરોપચારવિદ્યા** અથવા Therapeutics of Letters કહિયે. અત્યારે પણ આપણે શબ્દનો અને સાહિત્યનો ઉપયોગ માનસને અસર કરવાને કરિયે છિયે. આપણને ગમગીની લાગતી હોય ત્યારે આપણે રમુજનું ચોપાનિયું લઈને બેસિયે છિયે. નવો પરણેલો યુવક પોતાની નવશિષ્યાને પોતાની પ્રિય ચોપડીઓ વાંચવા આપે છે. રાજ્ય પ્રજાને સંસ્કારી બનાવવા શિક્ષણમાં સાહિત્યને યોજે છે. એટલે સાહિત્યનો ઉપયોગ તો કરાય છે પણ એ એવી રીતે કે કેમ જાણે એની બધી વાનીઓ ખાવાના કામની હોય. જેને જે ભાવે તે તે લેવા માંડે છે, આપવા માંડે છે, કે ગળે ઉતારવા માંડે છે, પણ વિચારોની અસરોના જેઓ જાણકાર છે, તેઓ સાહિત્યના નિપુણ ગ્રંથોને એવા શાકભાજી કે રોટલી દાળ જેવા નહિ ગણે. એને તો ઔષધિઓ જેવાજ કહી શકાય. અને તેની યોગ્ય માત્રા યોગ્ય સંજોગોમાં લેવાય ત્યારે જ યથેષ્ટ લાભ થઈ શકે. બધાનો ગડબડ ગોટાળો કરી, ભેળશેળ કરી, ગમે તેમ એ લીધે જઇયે તો કદાચ અડનું ગડ થાય.

આપણે અંગ્રેજોના પરિચયથી જેને 'ડોઝ' કહિયે છિયે તેને આપણી માતૃભાષામાં માત્રા કહે છે. તેમ જે ઔષધની થોડીક માત્રાજ લેવાય એવાં ઔષધોને પણ વિચારોના સંબંધથી માત્રા કહેવામાં આવે છે. આપણા દેશી ઔષધોનું જૂના કવિઓની કવિતાની પેઠે મુખ્ય એ છે કે તે જરા વધારે લ્યો–ઓછું લ્યો પણ નુકશાન થાય નહિ. પણ હવેના જમાનાનું કેટલુંક સાહિત્ય એવું નરમ

નથી. એ સ્ટીમ એંજીન કે સ્ટીમ રોલરની ઝડપે અને જોરે કામ કરે છે. સોશિયલિસ્ટો કે એનાર્કિસ્ટો કે કૉમ્યુનિસ્ટો કે બૉલ્શેવિકોના ગ્રંથો વાંચો તો યુરોપનાં પાખંડો સંબંધે આંખ ઉઘડી જાય દેખાવમાં તો એમજ લાગે કે સ્હામો પક્ષ છિન્નભિન્ન થઈ ગયો એવું ઈન્વેરેરિટી કે પિરોજશાના હાઈકોર્ટ પાસેના ભાષણ જેવું સાહિત્ય હવે વધતું જાય છે. અને વકીલના જોર પ્રમાણે એ સ્હામાને આંજી પણ નાંખે છે. એ અજીત તો નથી હોતું પણ અજીત લાગે છે ખરૂં

આપણે અહીં પણ જલદ સાહિત્યનું પ્રમાણ વધતું જાય છે કારણ કે હવે બોલવાની છૂટ વધારે રહી, ને કોઈ માણસ પણ જીભનું બહુ છૂટું હોય તેને પહોંચાતું નથી એ જાણીતી વાત છે પછી સાંભળનાર એની કિંમતે કરે; પણ એ જૂદી વાત. મ્હને કોઈ વાર એમ લાગે છે કે અરબ્બી ઘોડાને તેમ વાણીના ઘોડાને પણ લગામની જરૂર હોય છે. અને ત્યારેજ એ સરસ અને મુદ્દાનું કામ કરે છે. સંયમવડે બળનું નિયમન થાય છે અને બળ સદુપયોગમાં આવે છે એ પણ નોંધવા જેવું છે. રામાયણ કે ભાગવત જેવા ગ્રંથોમાં જબરજસ્ત શક્તિ છે પણ તે સંયમની દુહિતા છે.

માનવને હિતપ્રદ સંદેશ જોમભર્યો આપવો એ બૃહદ્ સાહિત્યનું સ્વભાવસિદ્ધ કાર્ય છે. ત્રિવિધ તાપથી ઘેરાયેલા માનવને જ્યારે સંસાર દુઃખરૂપ જણાઈ આવે, ત્યારે વિવેકના પ્રભાત જેવી નરસિંહ મહેતાની પંક્તિઓ કેવી શાન્તિકર થઈ પડેઃ—

જે ગમે જગતગુરૂ દેવ જગદીશને તે તણો ખરખરો ફોક કરવો,
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો.

× × × ×

હું કરૂં, હું કરૂં એજ અજ્ઞાનતા શકટનો ભાર જ્યમ શ્વાન તાણે,
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણીપેરે જોગી જોગેશ્વરા કોક જાણે.

**અથવા ભવિષ્યની ચિંતાના ભારથી દબાઈ ગયેલા અને મિથ્યા મથન કરતા માનવને સારૂ દયારામભાઈની મીઠી ગોળી કેવી કામમાં આવે એવી છે:—**

જીવ તું શિદને ચિંતા ધરે,
કૃષ્ણને કરવું હોય તે કરે.

અને તે છતાં મનુષ્યને નિરાશ થઇ જતો અટકાવવાને સારૂ મણિલાલભાઈની લીટીઓ અમર આશાનું એને સ્મરણ આપવા કેવી ઔષધ સમાન છે:—

કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે;
ખફા ખંજર સનમનામાં રહમ ઊંડી લપાઈ છે.

વૈરાગ્યને સારૂ **ભોજા** ભગતના ચાબખા અથવા કબીરનાં પદો હજી એનું એજ બળ ધરાવે છે; કારણ કે સમય બદલાયો છે પણ માણસ તો લગભગ એવાંને એવાં જ રહ્યાં છે.

એ વાત ખરી છે કે ચાહના વ્યસનથી કે **મોહ**મયીના પાણીથી નબળા થઈ ગયેલા કોઠાવાળાને **ભોજા**ના ચાબખા ભારે પડી જાય. એમને તો સુદર્શન પણ ભાવે નહિ; એમને તો હોમિયોપેથી જેવી દવાનાં બે પાંચ ટીપાં કે સફેદ ન્હાની ન્હાની તીકડીઓજ ફાવે. કારણ એમના મોતીના કાંટા જેવા બંધારણમાં મુલાયમ માત્રાજ સારૂં કામ કરે. **સામળભટ્ટ**ના છપ્પા કે દલપતરામભાઈનાં ઠોક મારીને નીતિનો બોધ દેતાં કાવ્યો, એવા બાંધાવાળાને ઘણુંખરૂં કરિયાતા કે એરંડીયા જેવું કસાણું મોઢું કરાવી નાંખે.

પણ આ સંબંધે આપણે ધ્યાનમાં રાખવા જેવું છે કે ઔષધની બાબતમાં આપણે મનની રૂચિ ઉપર બહુ આધાર રાખવા જેવું નથી. એરંડિઉં કે સુદર્શન પીવું કોને ગમે છે, પણ આપણે બધા એને મને કે કમને પિયે છિયે. દાક્તરો દરદીનું મન જોઇને

વાત કરે છે તેમાં તો લાંબું ચાલે છે. આપણા વૈદ્યો વધારે સખ્ત હોય છે, જો કે હવે તો દેશી વૈદ્યો પણ દરદીને ભાવે એવાં સ્વાદિષ્ટ વિરેચનો વિગેરેથી કામ કરે છે. અને તેથી તેઓને લાભ પણ વિશેષ થાય છે; કારણ રોગ મોડો મટે પણ દરદી તો રાજી રહે. કોઈ દોષાદિકનો પ્રકોપ થાય તો દાક્તર–વૈદ્ય થોડાજ જવાબદાર હોય છે. તમે કહો કે ફલાણું ખવાય કે નહિ ને તમારો આગ્રહ દેખે તો કહે કે 'હા, થોડું લેવું.' તમારૂં માત્ર મન મનાવવા જેટલું થોડુંકજ લ્યો ને તે સાવધાનીથી લ્યો તો બનતા સુધી નડે પણ નહિ; અને કદાચ કાંઈ વિક્રિયા થઈ તો તેણેથીજ થઈ એમ કોણે કહ્યું ? અને ગમે તેનાથી થઈ હોય તોય વૈદ્ય–દાકતર કયાં ગામ ગયા છે ?

જેવો જમાનો તેવા દરદી પણ હોય છે. અને તેમને સારૂ જમાનાને લાયક વૈદ્ય–દાકતર હોય ત્યારે એમનું કામકાજ સારૂં ચાલે છે. આમાં વાતાવરણ જોઇને વાત કરવી એ સૂત્ર બહુ ઉપયોગી થઇ પડે છે. એક વિલાયતી બાઈ હશે. ભભકાબંધ, ફેશનેબલ અને દાકતરોને પણ આંજી નાંખે એવી; એને રોગ કશોજ નહિ, પણ જેમ વગર કારણે અત્યારે કેટલાકને ચશ્માં પ્હેરવાનો શોખ થાય છે, તેમ એને પણ મુલાયમી માંદાપણાનો શોખ થયેલો. તે નવાનવા દાકતર પાસે જાય પણ પેલા એને તપાસીને કહે કે તમારે માત્ર સારી હવા ખાવાની જરૂર છે, તમને કાંઈ વિશેષ જરૂર નથી; અથવા કોઈ વળી સ્હેજ જાણીતું પેટંટ ટૉનિક બતાવે. પણ બાઇને સંતોષ થાય નહિ. છેવટે જેમ સૌને મળી જાય છે એમ એને એનો ગુરૂ મળ્યો અને એને તપાસીને એ ગંભીર થઈ ગયો અને બધી વાતચીત સાંભળીને પછી કહે છે કે "હં, તમે આગળ ઉપર તમારી તંદુરસ્તી તપાસાવેલી કે કેમ ?" પેલી કહે "હા, અરે ફલાણાને, ઢીકણાને 'કન્સલ્ટ' કર્યા પણ તેઓ કાંઈ સમજી શકતા જણાતા નથી." દાક્તર કહે "હં, એમ જ. તમારે તો લાંબી ટ્રીટમેન્ટ લેવાની જરૂર છે; તમારે અહીં નિયમિત રીતે આવીને 'ઑકસીજન ટયુબ્સ'

ની મ્હારી 'સ્પેશિયલ ટ્રીટમેંટ' લેવી પડશે." હવે બાઈને સંતોષ થયો. 'તે ટ્રીટમેંટની રોજની એક ગીની બેસે ત્હેની ચિંતા નહિ, પણ ખરેખરી દવા તો થાય.' અત્યારે એ જમાનો છે. જૂની સારી સાહિત્યની માત્રાઓ હવે સસ્તી પડે છે. એનું એ, 'સારી હવા ખાઓ' એમાં તે શું ? એટલે હવે સારી ને સસ્તી હવાને બદલે 'ઓક્સીજનના ટયુબની ટ્રીટમેંટ' આપવાની અગત્ય સમજનારા પણ કેટલાક વૈદ્ય—દાક્તરો તૈયાર થયા છે. એવા ખબરદાર દાક્તર સાહેબ એમ ન કહે કેઃ—

"વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું
જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ મન તણી શોધના
પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે."

કારણ એમ તો બધા માનસના ધન્વંતરીઓ કહી ગયા છે. અત્યારના ઉગતા જમાનાને તો રા. ખબરદાર જેવા પાસેથી આના જેવા કંઈક નવતર 'ટયુબ'નો ઉપયોગ કરવાનો હોયઃ—

"કયાં છે સંતાયો મ્હારો સાહેબો, ઓ સંતજી,
વન વન હું વાસ એના શોધી વળ્યો,
ઉંચે નિહાળી ઉંડી આભની અગાધતા,
નીચે પાતાળનો ન પત્તો મળ્યો.

* * * *

ધબકીને ઉંડે મ્હારૂં હૈયું હુલામણું,
અણગણ જગત્ મેં મારે ઉદરે ભર્યું;
એ રે સાહેબો મારે હૈયે સંતાયેલો,
હસવું ન એનું મારી નજરે તર્યું;

* * * *

શાને સંતાય મારા સાહેબા તું ભીતરે,
ક્યાં તક ભૂલવણીમાં ભમતો ભૂલું ?
જ્યારે જગત્ તારૂં નથી રે જોઇતું;
આવ રે સાહેબા, તારી ડોકે ઝુલું."

અને આવી મુલાયમ ઔષધિની અસર મુલાયમ તબીયતવાળા ઉપર સારી થાય. અત્યારની નગમ્યાની નાસ્તિકતાની સ્હામે પુરાણી ગદ્યની દલીલો ઘણું ખરૂં કામ કરતી નથી. એને સારૂ 'કલાપિ' ના કોમળ પીંછાની સારવાર ઠીક પડે. રવિન્દ્રબાબુના જેવા અપરોક્ષ દર્શન સમેત એ કહે છેઃ—

જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે,
યાદી ભરી ત્યાં આપની;
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો,
ત્યાં ત્યાં નિશાની આપની.

અહીં અંતરનો એવો રણકાર છે કે પાસેનાં સર્વ અંતરો એની જોડે સહસંગીતમાં રણરણી ઉઠે છે.

કેટલીક દવાનાં કારખાનાંવાળાઓને ખાસ તેજીની દવા બનાવવાની જરા વધુ ખાયેશ રહે છે, કારણ એમાં કમાણી સારી હોય છે. હાલ વિલાયતના સાહિત્યમાં આવું બહુ છે, અને ત્યાં તેમ અહીં પણ હવે તો કેટલાક એમ પણ માનવા લાગ્યા છે કે મન ભાવતું સાહિત્ય એટલે સારૂં સાહિત્ય. અલબત કવીનાઇન જેવી કડવી દવાને પણ ગળ્યું અસ્તર લગાડી ટૅબ્લેટ બનાવવામાં આવે તો ઝટ ગળે ઉતરી જાય એ ખરૂં છે અને એમ કરવું એ બહુ ઇચ્છવા જેવું છે, કારણ કે 'प्रियं ब्रूयात्' એમ મનુ મહારાજ પણ કહે છે. પણ માણસને જેનું મન થાય તે બધુંય ફાયદોજ કરે એમ માની લેવા જેવું નથી. તાવ ઉતર્યાં પછી વધારે ખાવાનો

'આફુતો' થાય છે; તાવમાં દહીં ખાવાનું મન થાય છે, અને કૉલેરાવાળાને પાણીની ધક ખૂબ લાગે છે પણ જાણકાર હિતેચ્છુઓ આ ચીજો તેને આપે નહિ.

વળી 'સ્લીપીંગ ડ્રાફ્ટ' જેવી કેટલીક દવાઓ બનતા સુધી લેવાય નહિ તેમ સારૂં. અને કેટલીક એડ્રીનેલીન કે ડિજીટૅલિસ જેવી ખરે વખતેજ લેવા જેવી હોય છે. સ્ટીમ્યુલન્ટો ખાસ જરૂર પડયે ઠીક, પણ સમજ્યા વિના વધારે લીધે જવાય તો હેરાન કરી નાંખે. કેટલાક ક્રિયાપ્રેરક સાહિત્યનું આવું હોય છે. નર્મદ કહે છેઃ—

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
યાહોમ કરીને પડો ફતેહ છે આગે.

આવી શિખામણ ઠેકાણાસર લગાડાય તો તો ઠીક, પણ જો માણસ જેમાં તેમાં કૂદીજ પડવા માંડે તો કોઈ વાર ભારે પડી જાય. કોઇને નર્મદ જેવું સુધારાનું કુદકણ ધાયું હોય તો તેને સારૂ એમનોજ 'ધર્મ વિચાર'નો ઉકાળો સારૂં કામ કરે. ઉગતાં યુવક-યુવતીઓ–વિશેષે જ્યારે પરણ્યા વિનાનાં હોય, ત્યારે તેમને હું સરસ્વતીચંદ્રનો પ્હેલો ભાગ લેવા ભલામણ કરૂં નહિ. વળી 'રાઈના પર્વત'નું ઉંચી કોમની બાળવિધવાને સેવન કરાવવું એ જોખમકારક છે. રા. મુનશીની કેટલીક માત્રાઓ માણસ જરા પરિપકવ ન થયો હોય, ને કાચો કોઠો હોય ત્યારે કાંઇનું કાંઈ કરી બેસે. 'જયા જયન્ત'માં પણ કેટલીક માત્રાઓ એવી આવે છે, કે એ જો નબળા જ્ઞાનતંતુવાળાને આપી હોય તો કદાચ એકમાંથી બે કરી બેસે. રા. ન્હાનાલાલની કાષ્ટૌષધિઓ કેટલીક બહુ સારી હોય છે: અને ઘણાખરાં તેનો સારી રીતે લાભ લઈ શકે. શ્રીયુત ગાંધીજીની કેટલીક માત્રાઓ બહુ સારી હોય છે પણ કેટલીક ભારે પડી જાય એવી હોય છે.

પ્રતિદિન માનવના માનસ ઉપર વાંચનની એટલે સાહિત્યની અસર થયે જાય છે. એટલે પ્રતિદિન એના સાહિત્યનાં નિદાન

ચિકિત્સા થવાં જોઇએ. પણ આમાં મુશ્કેલી છે ચાહના જેવી. બધા જાણે છે કે ચાહનું યે એક જાતનું વ્યસન છે, પણ લગભગ સૌને લાગ્યું હોય એટલે કોણ કોને કહે ? પણ મ્હને એમ તો લાગે છે કે આપણા સર્વના અંતઃકરણને કોઇ ને કોઈ માત્રાની આવશ્યકતા રહે છે. આપણું બંધારણ સારૂં હોય તોય શિયાળામાં કાંઇક પાક ખાવાની વૈદો ભલામણ કરે છે, એવી રીતે સારા બંધારણવાળાને પણ હું અવારનવાર, અઠવાડીયામાં એક બે વાર, ભગવદ્દગીતા કે ભાગવત કે ઉપનિષદ્દની પુષ્ટિની માત્રા લેવાની ભલામણ કરૂં. આપણે 'તન'દુરસ્તીની જેટલી કાળજી રાખિયે છિયે, એટલી કાળજી 'મન'-દુરસ્તીની રાખિયે તો આપણાં જીવન કેટલાં બધાં સુધરી જાય ! મન ઉપર તો આપણાં સુખદુઃખનાં મંડાણ છે.

મ્હેં કેટલાક લોકોને વાજબી ફરિયાદ કરતા જોયા છે કે કેટલાક ગ્રંથોથી માણસો-મ્હોટાં શું કે ન્હાનાં શું-છછીલાં બની જાય છે, કેટલાંકથી નાસ્તિક બની જાય છે, કેટલાંકથી તુરંગી બની જાય છે અને કેટલાંકથી નીતિભ્રષ્ટ થઈ જાય છે. અને આમ બને તેમાં કંઇ અસંભવિત નથી. કારણ કે આપણે બધા આપણી આસપાસની અસરોને થોડાઘણા વશ હોઇયેજ છિયે અને પુસ્તકની અસર એ વિચારોની અસર છે, અને તે લેખકની શક્તિના પ્રમાણમાં બળવાળી પણ હોય છે. અત્યારે તે અસરની આપણને પુરતી કાળજી નથી, તેથી અત્યારના જમાનાની ઘણીખરી મારામારો ઉભી થઈ છે, એમ કહેવાનું મ્હને મન થાય છે. ઘણાખરા માણસો અનાયાસે કે અલ્પાયાસે જે પુસ્તક કે ચોપાનિયું હાથમાં આવ્યું તે વાંચે છે. પરિણામ પેલા શ્લોકમાં ઊંટવૈદના વૈદાની હકીકત કહી છે એવું આવે તો આશ્ચર્ય શું ?

यस्य कस्य तरोर्मूलं येन केनापि घर्षितम् ।
यस्मै कस्मै प्रदातव्यं यद्वातद्वा भविष्यति ॥

લખાણના મૂળમાં ગમે તે સિદ્ધાન્ત હોય, હરકોઈ માણસે તેનો

ભાંગશે વાટચો હોય અને પછી ગમે તે માણસ તે વાંચે તો પરિણામ તો આવે. પણ શું ? યદ્વા તદ્વા.

હરકોઈ વિચારોનું પુસ્તક કે પ્રેરણાનું પુસ્તક વાંચીને, તેમાંથી સાર લેવો એમ આપણે કહિયે છિયે; કેમ જાણે સાર લેવો એ ભાજીમૂળા જેવી ચીજ હોય. ખરી વાત એ છે કે સંસ્કારો તો અનાયાસે આવી જાય છે—ચ્હોંટી જાય છે. બધું વાંચવું ને તેમાંથી સાર લેવો એમ કહેવાનો ઘણાને શોખ હોય છે. તથાપિ આપણે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે બધું જ્ઞાન બધાને મળી શકતું નથી અને તેથી સમગ્રદર્શનમાં જે સમતોલન શક્તિ આપવાનો પ્રભાવ છે તે ન આવતાં, વિભિન્ન સાહિત્યના વિનિયોગથી પણ વિભિન્ન ભાષાઓના 'બેબલ' જેવો સંઘર્ષ અને વિરોધ જામી પડે છે. આ સંઘર્ષના અને વિરોધના વાચોવિગ્લાપનને આપણે કેટલીકવાર જાગૃતિ માની લઇયે છિયે.

સમયના પ્રવાહની સાથે જેમ વિકૃતિ વધતી જાય છે, તેમ તેમ વિચારોમાં પણ સંકીર્ણતા અને ભિન્નતા વધતી જાય છે એ સ્વાભાવિક છે. મનુષ્યના માનસનાં અવનવાં અને નવનવાં પાઠાન્તરો થયાજ કરવાનાં. એક વિવેચક જણાવે છે કે ફ્રાન્સમાંજ અત્યારે પંચાવન લેખનસંપ્રદાયો છે. ઇંગ્લાંડમાંજ 'કલાસિસિઝમ,' 'રોમેન્ટિસિઝમ' 'રિયેલિઝમ' 'નેચરલિઝમ' ઈત્યાદિ કંઇક 'ઇઝમો' ઇસમોને ગુંચવી રહ્યાં છે એ કયાં અજાણ્યું છે ? આ બધા પવનો વારાફરતી સાહિત્યમાં ચાલ્યા કરવાના. કારણ એકથી કંટાળે એટલે લોકો બીજામાં જાય એ સમજાય એવું છે. એટલે ઘણાખરા વિશિષ્ટ સાહિત્ય સંબંધે એમ પણ કહી શકાય કે, જો બરાબર રીતે વિનિયોગ કરવામાં આવે તો તે ઉપયોગી થઈ શકે. પણ તે જો વગર સમજ્યે વપરાય તો તેનો જુદોજ નતિજો આવે, અથવા 'વાંદરૂં ને વીંછીએ કરડયું' એવો ઘાટ થાય. જેમ કોઇને અતિસાર થયો હોય તેને વિરેચન આપિયે—પછી ભલે તે સ્વાદિષ્ટ હોય તોય કામનું

નહિ. પણ માનસના ભિષગ્વરો મ્હેલા નથી, કારણ એની પરીક્ષા સદાય અધરીજ રહેશે.

એક રીતે તો સમન્વયીઓ કહે છે કે अयोग्यः पुरुषो नाऽस्ति તેમ પુસ્તક પણ અયોગ્ય હોતું નથી એમ પણ કોઈ કહે, કારણ કે ખોટાં પુસ્તકો પણ એના પ્રેમીઓને તો સારાંજ લાગતાં હશે ને? પણ વિલાયતી કપડાં બાળી મૂકવાની હોળીઓ આગળ થતી, તેમ કેટલાંક પુસ્તકોની હોળી કરવાની ભલામણ હું ન કરૂં, તેવીજ રીતે ગમે તે અસ્પર્શ્ય પુસ્તકને વગર કારણે માણસને બઝાડી દેવાનો પણ હું પ્રયત્ન ન કરૂં. મ્હને તો લાગે છે કે જો આપણને શાન્ત, ઉદાર, અને જ્ઞાની તત્ત્વદર્શી ગુરુ જેવો સાહિત્યભિષક્ ન મળે, તો સામાન્ય ડહાપણવાળા માણસે તો જે સાહિત્યની કીર્તિ ચિરકાળ ટકી રહી હોય, તેના ઉપરજ વિશ્વાસ રાખી તેનો ઉપયોગ કરવો એજ સલાહ ભરેલું છે.

મ્હેં આગળ સૂચવ્યું તે પ્રમાણે ગુણદોષનો વિચાર કરીને જો સાહિત્યનો ઉપયોગ કરવામાં આવે, તો આપણા માનસ ઉપર ગમે તે ક્ષણે શબ્દમય વિદ્યુત્પાતનો ભય રહે છે તે ઓછો થઇ જાય. દૃષ્ટાંત તરીકે ફ્રેંચ લેખક વૉલ્ટેર, અંગ્રેજ નાસ્તિક મિલ, અને જર્મન નાટયકાર **વી**ડકાઈન્ડના જેવી કેટલીક શીશીઓને 'ઝેર'ની ચિઠ્ઠી ચોડ્યા પછી બહુ જોખમ નહિ. દાક્તરો અને વૈદ્યો ઝેરોનો ઉપયોગ પણ કરી શકે છે. ઝેરો તો કેટલીક વાર બહુ કામ કરે છે કારણ એનામાં ઉગ્ર શક્તિ હોય છે. ઝેરે ભારતને, અને યુરોપનેય છિન્નભિન્ન કરી દીધો તો બીજું શું ન કરે? **વી**ડકાઇન્ડ એક લડવૈયો છે અને સેતાનના તરફથી લડે છે. એને ખાસ શૈલી નથી કારણ 'એનું તોફાની માનસ એજ એની શૈલી' છે.

યુરોપની નીતિ અને વર્તણુક સંબંધે કોઇને ભ્રમ હોય તેણે **મોલિયેરનાં કે કાર્લ સ્ટર્નહીમનાં નાટકો કે ટૉલ્સ્ટોયની નવલકથાઓ વાંચવાં. મોલિયેર** હસાવતો જાય છે ને પડદો ખોલતો જાય છે.

સ્ટર્નહીમ તેની 'તારની શૈલી'થી તાર જેવી અસર કરે છે. અને ટૉલ્સ્ટૉયના બંબગોળા તો યુરોપની 'ઉપરસે તો અચ્છી બનેલી' ટાપટીપનાં છોતા ઉરાડી નાંખે છે. જેને સ્ત્રીઓની સ્વતંત્રતાની મોહિની લાગી હોય તેને સારૂ બર્નાડ શૉનું ફિલૅન્ડરર અથવા 'યુ નેવર કૅન ટેલ'નું નાટક ઉપયોગી ગણાય, અને જેને ઇતિહાસની મોહિની લાગી હોય તેને એનુંજ 'સીઝર અને કલીઓપેટ્રા' કામ આવે. જેને બહુ લખ લખ કરવાનોજ છન્દ લાગ્યો હોય તે લુઇ બર્ટૉન્ડ પાસેથી કાર્યનો પ્રેમ કે કર્મવીરતાનો સંદેશ મેળવી શકે. એ કહે છે કે એક મહાન કાર્ય કરવું એટલે ક્ષણભર જીવન અને કવિતાને નિકટ આવીને સ્પર્શ કરવો, એક ક્ષણિક ધન્યાવસ્થામાં પોતાના સંજોગો ઉપર અને સાથીઓ ઉપર પોતાનું સામ્રાજ્ય જાહેર કરવું, દુનિયાની કીર્તિમાં ભાગ પ્રાપ્ત કરવો. લોકસત્તાની પાછળ ઘેલાં થયેલાંને કાર્લાઇલનાં વ્યક્તિમાહાત્મ્યનાં 'ઝાઝ ઍન્ડ' બહુ ઉપયોગી થઇ પડે, અને એથી પણ જોરદાર માત્રાની જેને જરૂર પડે એવું હોય, એને સારૂ સાત આઠ વર્ષ ઉપર ગુજરી ગયેલા ફ્રેન્ચ લેખક પૉલ એદમના પાછલા ગ્રંથો રામબાણ થઇ પડે, જેમાં એ તીવ્ર વ્યક્તિવાદ, ઉત્સાહ અને સામર્થ્યનો—હથિયારબંધ વીર પુરૂષનો—લગભગ મુસૉલિનીનો કે કયસરનો આદર્શ પ્રેરે છે. આનેતોલ ફ્રાન્સની પેઠે જેને લડાઇમાં લડવાની ઘેલછા લાગી હોય તેને સારૂ પૉલ બૉર્જેતની માત્રા સારી કામ આવે. એ ભલામણ કરે છે કે લડાઇના વખતમાં લેખકે લખાણનેજ વળગી રહેવું.

સંસારનું સમ્યગ્ દર્શન કરી નિરાશાઓથી બચવાને સારૂ હાર્ડીનાં જીવનદર્શનનાં સીરમ લેવાથી તરત અસર થાય. માર્વિન કે કે ટેનિસનની પેઠે દુનિયાં સારી રીતે આગળ વધતી જાય છે એવો જેને ભ્રમ હોય, તેને વિચારક ડૉ. ઇન્જ કે ધોકાપંથી કાર્લાઇલ કે તત્ત્વચિંતક ડૉ, ન્યુમૅનનાં સીરમો બહુ લાભદાયક થઇ પડે. કૌટુંબિક આદર્શનો જેને પ્રેમ ન હોય એને હેન્રી બૉર્દોની નવલકથાઓ ઉપયોગી

થાય, જેમાં એ માનવના પાર્થિવજીવનની સ્થિતિ અને સામર્થ્યનો આધાર એની કુલીનતા અને આદર્શો ઉપર રહે છે એવી પ્રબળ વ્યંજના કરે છે. કુટુંબના સ્નેહજીવનની મીઠી માત્રાને સારૂ આપણા કવિ બોટાદકર પણ સારા ઉપયોગમાં આવે એવા ક્યાં નથી ? વળી કેટલીક કેટલીક માત્રાઓ એક કિસ્સામાં ફાયદો ન કરે તે બીજા કિસ્સામાં ઉપયોગી થાય. સંસાર તરવાને પારમાર્થિક જ્ઞાન મેળવવું હોય તો શ્રી. તિલક મહાશયનું "ગીતા રહસ્ય" બહુ કામ ન આવે, પણ જો કોઇને રાજકીય પ્રયત્નોમાં ધાર્મિક જોમ જોઇતું હોય તો તે બહુ તેજી લાવનારી ઔષધિ છે.

અહીં પ્રશ્ન એ થશે કે "સાહિત્યના ગુણદોષ યથાર્થ પારખનારા અને તે પ્રમાણે માત્રાનો ઉપયોગ, નિદાન કરીને, બતાવનારા લાવવા ક્યાંથી ? અત્યારે તો જે હોય તે પોતાની ગોળીઓ અને ચૂરણો અને રગડાઓ આપવાને તૈયાર થઈ જાય છે. સૌ પોતપોતાના પાંચ-પચીસ, જેવી પોતાની ગુંજાશ, એ પ્રમાણે સાગ્રીતો રાખે છે ને પોતાની દવાનાં વખાણ અને બીજાનીનાં વખોડ હાંકયે રાખે છે, તેમાં સાચી ખોટી પારખવી શી રીતે ?" આવા ઘણા પ્રશ્નો હોઈ શકે; અને તે પ્રશ્નો મહત્વના છે એમ પણ કહી શકાય. પણ તે સંબંધે તો મુંઝવણ આપણને શરીરની દવા કરનારાઓને અંગે છે તે આમાંય હોય તો આપણે બહુ ફરિયાદ કરવી ન જોઇયે. આપણે ચાર જાણકારોને, બે અનુભવીઓને પૂછવાનું કે વૈદ્યરાજ કેટલુંક ભણ્યા છે ? કેવુંક કામ કરે છે ? પોતે સ્વભાવે કેવા છે એ બધું પૂછવાનું, અને બધામાંથી આપણો સાર કાઢવાનો. વળી વિલાયત જઈ આવ્યા હોય, એટલા ઉપરથી પણ આપણે મોહી પડવાનું નહિ કારણ કદાચ જ્ઞાન સારૂં હોય પણ એમને પોતાનેજ ધનનો ખખારો લાગુ થયો હોય, તો એમની દવા લ્યો તોય ભલીવાર થાય નહિ. વળી એમનામાં મનની શાન્તિ કેવીક છે એ જોઇને પણ એ તમને કેવીક શાન્તિ આપી શકશે એની કાંઈક અટકળ બાંધી શકો,

કેમકે પોતાની પાસે જે હોય તેજ માણસ આપી શકે; જેની પાસે જે ન હોય, તે ક્યાંથી આપી શકે ?

મનુષ્ય પોતે પોતાનો બન્ધુ અને પોતાનો રિપુ થઈ શકે છે, એમ પોતાનો વૈદ્ય પણ થઈ શકે છે. અલબત વધારે મ્હોટો મંદવાડ કે રોગ હોય, ત્યારે તો પોતાનું ડહાપણ બહુ કામમાં આવતું નથી. એવા કેસમાં બીજા સારા વૈદ્યરાજની જ સલાહ લેવી જોઇયે. દાક્તરો પણ એમ જ કરે છે. જેમકે કોઇને શૂન્યવાદનો કે ચાર્વાકવાદનો રોગ વળગ્યો હોય, તો એ ગમે તેટલાં મનફાવ્યાં ઔષધ કરે પણ એનું ઠેકાણું નજ પડે. એણે તો બીજા સર્વ પ્રકારનાં અન્નની પરેજી પાળી-અપવાસ કરી-પરીક્ષિત્‌ની પેઠે સાત દિવસ અહોનિશ ભાગવત જેવા ગ્રન્થના મનનની માત્રા લેવી પડે, અથવા જેને બહુ નબળાઈ આવી ગઈ હોય એણે ચ્યવનપ્રાશાવલેહ જેવા રાસાયણનું લાંબા સમય સુધી સેવન કરવું પડે. એ ઔષધિએ શિવાજી મહારાજ ઉપર કેવું કામ કર્યું એ જગજાહેર છે.

અત્યારે વિચારોની એટલી બધી ભિન્નતા, વિચિત્રતા અને સંમિશ્રણ થઈ ગયાં છે, એટલા બધા લોકો લખવા, જોરદાર રીતે લખવા અને સફાઇથી લખવા મંડી પડ્યા છે, કે જતે દહાડે જેમ જેમ આપણે એની અસર જોતા જઈશું, તેમ તેમ આપણને એ ખાતામાં બહુ સાવચેતીથી કામ લેવા જેવું જણાતું જશે; અને જેમ અત્યારે આપણાં દવાખાનાંઓમાં કે પ્રયોગશાળાઓમાં 'With Care', 'Poison' ઇત્યાદિ લેબલો અને ગુણનાં અને માત્રાનાં લેબલો કે ચિટ્ઠીઓ લગાડે છે એવી ચિટ્ઠીઓ એક કે બીજી રીતે સાહિત્યની કૃતિઓ ઉપર લગાડવી પડશે, એમ મ્હને લાગે છે, અને ભવિષ્યનાં સમજુજનો હાલનાં માબાપોની પેઠે પોતાનાં બાળકોને કદાચ કહેશે કે 'જોજે હોં, એ કબાટને અડકાય નહિ,'

'સાહિત્ય વધારો' એવો પોકાર યુરોપના કોઇ દેશમાં હવે થતો નથી. સાહિત્યને એ સાહિત્ય છે માટે ઉત્તેજન આપો એમ કોઇ

કહેતું નથી. લોકો ચોપડીઓ ખરીદતા નથી એમ કહેવાને બદલે, ત્યાં તો ચોપડીઓ ખરીદાય નહિ તો ચોપડીનો દોષજ મનાય છે. પણ ત્યાં વળી બીજું નડતર છે, અને તે એ કે ત્યાં દાક્તરોએજ ગડબડ કરવા માંડી છે. ખાવાપીવાની પરેજી રખાવતા નથી. જેનું મન થાય તે દીધે રાખે છે અને દવાઓ મુલાયમ–હોમિયોપથી જેવી આપે છે. મનુષ્યોને ખુશી કરીને કે ઉશ્કેરીને ત્યાંનું ઘણુંખરૂં સાહિત્ય નિભ્યે જાય છે, અને એવાં 'સ્ટીમ્યુલન્ટ' લેવાની ટેવ લોકોને પણ ધીમે ધીમે વધતી જાય છે. અને પછી તેથી નિપજતી હાલત કોને અજાણી છે? આપણે સાહિત્યમાં 'સર્જન'ની વાત કરિયે છિયે, પણ સર્જન માત્રથીજ સિદ્ધિ નથી. એ સર્જનની સૃષ્ટિ કેવી છે તેના ઉપર બધો મુદ્દો છે. કશ્યપ પ્રજાપતિનું એક સર્જન હિરણ્યાક્ષ અને એક સર્જન ત્રિવિક્રમ વામન.

આપણા આ નવપૂજાના યુગમાં નવનવી ભાવનાઓ નવતેરાં રૂપે આપણી પાસે નૃત્ય કરી આપણને મોહિત કરવા મથે છે. નવો જર્મન 'એક્સપ્રેશનિસ્ટ' રિચર્ડ દેહ્‌મલ પ્રકૃતિ સ્હામે બંડ કરી આત્મપૂજા તરફ વળ્યો છે. તે:આલેખન કે વ્યંજનના ઉપર પણ ભાર મૂકતો નથી, પણ સાહિત્યવડે જીવનને અસર કરવી એ એની ભાવના છે. તે ત્યાંની સર્વ પરિપાટીઓને અને પ્રણાલિકાઓને નકારે છે અને ભવિષ્યના સ્હામી દૃષ્ટિ કરી ગૂઢ ધર્મમય કર્તવ્યના ભાગ તરીકે નવી માનવતાને પ્રકટાવવાનો યત્ન કરે છે. સામાજિક વિપ્લવો થાય ત્યારે આવા ઉછાળા મનુષ્યોને થઇ આવે છે. જો કે એમાં કાંઇ ઝાઝું હોતું નથી. કારણ કે ઘણુંખરૂં તો એવુંજ બને છે કે સીનેમાની નાટકશાળાની પેઠે વર્ડ્ઝવર્થ કહે છે એમ પ્રકાશ પ્રદીપ આપણી આગળ નહિ પણ પાછળજ હોય છે;

'The Light is behind us.'

પણ આપણી અહંતાને આપણામાં કે આપણા યુગમાં જગનો પ્રદીપ કલ્પવો ગમે છે. આપણે મનુષ્યો છિયે ને?

# નવી અંગ્રેજી કવિતા.

પ્રત્યેક માનવની મુખચ્છવિમાં તેમ એના માનસમાં પણ ભિન્નતા હોય છે એ વાત સર્વવિદિત છે. આ જગત્ ત્રિગુણાત્મક તો છે, પણ તે ત્રણ ગુણોના વિવિધ પ્રમાણોથી અનેક જાતનાં પૂતળાં બને છે એ આપણે જાણિયે છિયે. અને આવુંજ વૈચિત્ર્ય જૂદી જૂદી પ્રજાઓની ભિન્ન ભિન્ન ભાષાઓમાં અને તેમના સાહિત્યમાં જણાશે. પ્રત્યેક ભાષાના સાહિત્યમાં કાંઇને કાંઇ, લગભગ વ્યક્તિગત કહી શકાય એવી, વિશિષ્ટતા જણાશે. કાર્લાઇલ સૂચવે છે કે સ્કૅન્ડિનેવિયાના પુરાણા નૉર્સ લોકોના સાહિત્યમાં જોસ્સાનું અને જબરાઈનું પ્રાધાન્ય છે. 'વૉલસંગ સૅગા' મનુષ્યના અંતઃકરણને "વિચારનું કઠ્ઠણ એકૉર્ન" કહે છે એમાનું કઠણપણું એમનું ખાસ છે. બીજી તરફથી હિન્દુ કવિતામાં પ્રાચીન ગુજરાતી કવિતાની પેઠે અસાધારણ અને સુકોમળ ભગવદ્ભક્તિ વિલસે છે. હૃદયની કોમળતા અને હૃદયનું કાઠિન્ય એ પૂર્વના દેશો અને પશ્ચિમના દેશોની આબોહવાનાં ફળો હશે શું? ઇંગ્લાંડ પોતાને સિંહ કહેવડાવે છે, રુશિયાની સંજ્ઞા રીંછ અને ઇટાલીની ગરૂડની છે. પણ એ કટુતામાં ઉતરવાનું કામ આપણું નથી.

ભાષાઓને અંગે માનવના 'વિચારના કઠણ એકૉર્ન'ના કવિતામય આવિર્ભાવમાં ભેદ હોય છે એનું સૂચન કર્યા પછી જુદા જુદા સમયની કવિતાના દોરમાં કે દોડમાં એક પ્રકારની ભિન્નતા હોય છે એ પણ આપણે નોંધવું જોઇએ. અંગ્રેજી કાવ્યના ઇતિહાસમાં 'ક્લાસિકલ,' 'રોમૅન્ટિક' ઇત્યાદિ ભિન્ન ભિન્ન મોજાંઓ આવ્યાં છે તેની વિસ્તૃત ચર્ચા કરવાની અત્રે આપણે જરૂર નથી. પણ આપણે એટલી નોંધ લઇયે કે વિજ્ઞાને ઉત્પન્ન કરેલા નવા પાર્થિવભાવથી, અને નવા જડવાદે અભિવૃદ્ધ કરેલી ઐહિક કામવાસનાથી, જેમ એક પ્રકારનું વાતાવરણ ફેલાયું હતું તેમ નવા સંગ્રામ-પ્રયોગોએ ઉત્પન્ન કરેલા

અનુભવથી બીજા એક વિશિષ્ટ પ્રકારનું વાતાવરણ આપણા સમયમાં ફેલાયું છે. એ નવા વાતાવરણનાં થોડાંક ચિન્હોને વ્યંજિત કરનારાં ઉદાહરણો અંગ્રેજી કવિતામાંથી આપણે લઇશું. અત્યારના જમાનાનો વડિલ કવિ ટૉમસ હાર્ડી "પ્રજાઓના વિચ્છેદના સમયમાં" એ ઉપર ઉલ્લેખ કરતો કહે છે કે તમારા વંશો કે વિગ્રહોના ઇતિહાસો અમર નથી, અમર તો માનવનું નિત્યનું સાદું, સ્નેહી, સરલ જીવન છેઃ—

Only a man harrowing clods
In a slow silent walk
With an old horse that stumbles and nods
Half asleep as they stalk.

Only thin smoke without flame
From the heaps of couch-grass;
Yet this will go onward the same
Though Dynasties pass.

Yonder a maid and her wight
Come whispering by:
War's annals will cloud into night
Ere their story die.

પૂર્વ અને પશ્ચિમને કેવળ વિરોધી જેવાં માનતો કવિ કિપ્લિંગ પણ પ્રાચીન સમયની શાન્તિને ઝંખે છેઃ—

If any God should say "I will restore
The world here yesterday whole as before
My Judgments blasted it"—who would not lift
Heart, eye, and hand in passion o'er the gift?

If any God should will to wipe from mind
The memory of this ill, which is mankind
In soul and substance now—who would not bless
Even to tears His loving-tenderness?

If any God should give us leave to fly
These present deaths we live, and safely die
In those lost lives we lived ere we were born—
What man but would not laugh the excuse to scorn?

સામાન્ય રીતે અંગ્રેજો તો ચાર્લ્સ પ્હેલાને ફાંસીએ લટકાવ્યો તેમાં બડાઈ માને છે પણ એમનો હવેનો અનુભવ લાયોનલ જોન્સન, ચૅરિંગ ક્રોસ પાસેના ચાર્લ્સના બાવલા પાસે ઉભો ઉભો વદે છેઃ—

Vanquished in life, his death by beauty made amends:
The passing of his breath won his defeated ends.
Brief life, and hapless? Nay: Through death, life grew sublime.
*Speak after sentence*? Yea: And to the end of time.
Armoured he rides, his head bare to the stars of doom:
He triumphs now, the dead, beholding London's gloom.

મીલોના ધૂમાડાનુંજ અંધારૂં લન્ડનમાં નથી. કરોડોનાં પ્રજાકીય દેવાં, હાથનાં કર્યોંની નીચે કચડાતો પ્રજાવર્ગ, એકબીજાની અદેખાઈ અને પોતાની આગળ વધવાની બળતરા નીચે બળતો જનસમાજ, અનિયંત્રિત કામવાસનાની નીચે છિન્ન ભિન્ન થઇ જતું કુટુંબજીવન અને સૌથી વધારે, હિન્દ જેવા મહા–પ્રદેશની હાય વ્હોરીને પૈસો અને સત્તાને ચાહતા અંતઃકરણનો પરિતાપ, એ બધાથી વધારે અંધારૂં લન્ડનમાં શું હોઈ શકે? અત્યારે ટેનિસનના સમયના જેવું ટાઢું પેટ (?) ઈંગ્લાંડનું નથી. અત્યારના સાહિત્યનો મિજાજ જૂદો છે. આ નવી અસંતુષ્ટિ માનવ સ્વભાવની–અણુમોર્યા મનોરથોની કે વણુપાંગરી મહેચ્છાઓની કે અધુરા રહેલા વિલાસોની નથી કે જેને 'ઓમર'ના નીચેના ઉભરામાં અંગ્રેજ કવિ વિસ્તારે છેઃ—

Alas, that spring should vanish with the Rose!
That Youth's sweet-scented Manuscript should close!
The Nightingale that in the branches sang,
Ah, whence, and whither flown again, who knows!

**Ah Love! could thou and I with Fate conspire**
**To grasp this sorry Scheme of Things entire,**
**Would not we shatter it to bits—and then**
**Re-mould it nearer to the Heart's Desire?**

નવો અસંતોષ તો નવીન પ્રકારનો, આકરો અને ઘેરો છે. જે અનિયંત્રિત કામનામાં યુરોપીય માનસે ઝોકાવ્યું છે તેનું એ પ્હેલા પાકનું ફળ છે. માનવના કર્મવિધાનના આ વિપર્યયને લીધે કવિ માનસ-સૃષ્ટિના અમાનવ પ્રદેશો તરફ પોતાના દૃષ્ટિયોગને સાધે છે. કારણ કે, કોઈ કન્યાઓને પણ જેમ હવે જગતની જંજાળને જોઇને કુંવારીજ રહેવાનું મન થાય છે તેમ, કોઈ કોઈ કવિઓની કવિવૃત્તિઓ પણ માનવ તરફથી પાછી કુદરતનાં સૌંદર્ય અને શાન્તિ તરફ વળી છે. આ નવી વૃત્તિ નીચેના ન્હાના ઊર્મિકાવ્યમાં પ્રભવે છે, અત્યારના જડ વિજ્ઞાનની રાત્રિને અને અત્યારની સંસારવાસનાને હજારો આંખો છે પણ આંખમાંથી અમીનાં તેજ ચાલ્યાં ગયાં છે તેને કવિ સંભારે છે:—

The night has a thousand eyes,
And the day but one;
Yet the light of the bright world dies
With the dying sun.

The mind has a thousand eyes,
And the heart but one;
Yet the light of a whole life dies
When love is done.

રૉબર્ટ બ્રિજ્સ જેવા કેટલાક કવિઓ નવી અશાન્તિ તરફ દૃષ્ટિને જવાજ દેતા નથી અને પોતાના આંતર જગતમાં 'પ્રેમનાં અમીને' જીવન્ત રાખવા યત્ન કરે છે:—

**Awake! the land is scattered with light, and see,**
**Uncanopied sleep is flying from field and tree:**
**And blossoming boughs of April in laughter shake;**
**Awake, O heart, to be loved, awake, awake!**

Lo all things wake and tarry and look for thee:
She looketh and saith, 'O sun, now bring him to me.
Come more adored, O adored, for his coming's sake,
And Awake my heart, to be loved: awake, awake!"

પણ નવા જગત્‌નું વ્હાણ એક સુન્દર શાન્તિમય બંદરે જાય છે કે કેમ એનો અધવસો સારી આશાઓ રાખતા રૉબર્ટ બ્રિજીસના મનમાં પણ છે:—

And yet, O splendid ship, unhail'd and nameless,
I know not if, aiming a fancy, I rightly divine
That thou hast a purpose joyful, a courage blameless,
The port assured in a happier land than mine.

પણ વિવેચનાની કસોટીમાં કસાયેલી કલમવાળા ચેસ્ટર્ટનની કવિતામાં કરેલી 'જીવન ચર્ચા' વધારે કડક છે. પેલી સંસ્કૃત લીટી ઊંટોનાં લગ્નમાં ગધેડાંની ગીતની જાણીતી છે. અહીં ચેસ્ટર્ટન આપણા નવા જમાનાના મદને હસતા ગધેડા પાસે નવું ગીત ગવરાવે છે:—

Fools! For I also had my hour;
One far fierce hour and sweet:
There was a shout about my ears,
And palms before my feet.

એકાન્તને ચાહતા પેલા બીજા કવિએ તો વનનાં ઝરણાં અને પવનની મંદશીતળ લહરીના એકાન્ત પાસે પોતાની 'માશુક'ની અપેક્ષા રાખી છે પણ અત્યારના અંગ્રેજ કવિને તો ખુશામતની નિશાળ જેવી, નવા જમાનાની 'ચપળા'નો પણ વૈરાગ્ય થઈ ગયો જણાય છે. એને તો એની પણ અપેક્ષા નથી. કાવ્યલેખક ડેવિસ 'કિંગફિશર' પક્ષીને કહે છે,—એને 'સંગીત અને સ્નેહ'ભરી હૈયું ઢાળનારી તો જોઈયે છે,—પણ એનેજ બોલવા દઈયે:—

Nay, lovely Bird, thou art not vain;
Thou hast no proud ambitious mind;

I also love a quiet place
That's green, away from all mankind;
A lonely pool, and let a tree
Sigh with her bosom over me.

જૉન મૅસફીલ્ડ નિનેવેની જુની દુનિયાંના, યુરોપના મધ્યયુગના અને ઇંગ્લંડની નવી દુનિયાંના આદર્શોને "વ્હાણોનો, સામાન" નામવાળા કાવ્યમાં સરખાવે છે, એકનાં વ્હાણો હાથીદાંત, વાનરો, મયૂરો અને ચંદનકાષ્ઠ આદિથી ભર્યાં હતાં, બીજાનાં, રત્નો, તેજાના અને હેમથી ભર્યાં હતાં અને અત્યારનું ગંદુ બ્રિટિશ વ્હાણ કોલસા, લોઢાંલાકડાં, અને સસ્તાં ટિનપાટોથી ભરેલું છે. કાવ્ય અત્રે ઉતારતો નથી. કારણ એમાં અસંતોષની માત્ર વ્યંજના જ છે. પણ અત્યારના મીલોના ને મજુરોના વાતાવરણથી કંટાળેલો કવિ ગૉર્ડન બૉટમ્લી વધારે સ્પષ્ટ છેઃ—

You have brought down the firmament,
And yet no heaven is more near;
You shape huge deeds without event,
And half-made men believe and fear.
Your worship is your furnaces,
Which, like old idols, lost obscenes,
Have molten bowels; your vision is
Machines for making machines.

આમ ઇંગ્લાંડની કવિતા નવા ધસારા સામે પોતાનો અવાજ—પોતાનો પ્રતિરોધ ઉઠાવી રહી છે. હદે પહોંચેલી નવી, નફ્ટ, સ્વાર્થબુદ્ધિ અને તેને અંગે ઉત્પન્ન થયેલી એકબીજા તરફની ધિક્કારવૃત્તિ કે દ્વેષદૃષ્ટિને જેમ્સ સ્ટિફન્સ નીચેના કાવ્યમાં વિવૃત્ત કરી દે છેઃ—

My enemy came nigh,
And I started fiercely in his face.
My lips went writhing back in a grimace,
And stern I watched him with a narrow eye.

Then, as I turned away, my enemy,
That bitter heart and savage, said to me:
"Some day, when this is past,
When all the arrows that we have are cast,

We may ask one another why we hate,
And fail to find a story to relate.
If may seem to us then a mystery
That we could hate each other."

Thus said he, and did not turn away
Waiting to hear what I might have to say;
But I fled quickly, fearing if I stayed
I might have kissed him as I would a maid.

હિન્દ અને ઇંગ્લંડનાં વૈરો પણ એવાં હશે તો કોને ખબર છે! આટલેથીજ વિરમિયે.



# સાહિત્યચર્ચાનાં સૂત્રો.

ગુજરાતમાં હાલમાં કેટલાંક પત્રોમાંની ગ્રંથસમાલોચના આપણે જ્યારે જોઇયે છિયે, ત્યારે આપણને થઈ જાય છે કે "શાબાશ! વગર વાંચ્યે ગ્રંથાવલોકન કરવાની શી ખુબી છે?" સારાં સારાં માસિકો પણ આ કળામાં સારી પ્રવીણતા ધરાવે છે. સાપ્તાહિકોને તો કામનો બોજો હોય એટલે એમને તો ન છૂટકે એમ કરવું પડે. બીજી તરફથી એ પણ ખરૂં છે કે પુસ્તકો પણ એટલાં બધાં છપાય છે અને તેમાં નમાલી ચોપડીઓ પણ એટલી બધી હોય છે કે તે બધાંનું બરોબર અવલોકન કરવા બેસે તો અવલોકનકારનો પત્તો પણ લાગે નહિ. વળી કેટલીક વાર તો લેખક પ્રત્યે જે કંઈ પક્ષપાત કે અણગમો હોય તેજ માત્ર વળગાડવાની ખીંટી તરીકે પણ અવલોકનને ગણવામાં આવે છે.

આ બધી બાબતોને કોરે મૂકિયે, તથાપિ એ તો ખરૂં કે અત્યારની સાહિત્ય-સમીક્ષામાં વિપ્લવ, વિરોધિત્વ અને વૈમનસ્ય થવાનાં અનેક કારણો વર્તમાન સમયમાં ઉપસ્થિત થયાં છે. પહેલી વાત તો એ કે જેમ જીવનનાં બીજાં ખાતાંઓમાં તેમ સાહિત્યમાં પણ શાસના કરતાં સ્વચ્છંદનું કામ વધી પડ્યું છે. નાટકમાં આટલા અંક જોઇયે, આવો નાયક જોઇયે, એ બધા નિયમો હવે કેટલા પાળના હશે? વળી નાયિકાભેદ અને અલંકાર ઉપર તેમજ ઝડઝમક ઉપર કવિતામાં જે ભાર મૂકવામાં આવતો હતો, તે પણ હવે ક્યાં મૂકવામાં આવે છે? એટલે હવે અત્યારે વસ્તુસ્થિતિ એ છે કે, આનું નામ સૌન્દર્ય એમ કોઇએ નક્કી કર્યું હોય, તે પ્રમાણે લીટેલીટા ખેંચવો, એ ગ્રંથસમીક્ષામાં કર્તવ્ય મનાતું નથી, પણ જ્યાં સૌન્દર્ય લાગે, ત્યાં એ સૌન્દર્ય શી રીતે લાગે છે? શા માટે એ સૌન્દર્ય છે? કયા પ્રકારનું એ સૌન્દર્ય છે? એ બધાનું નિરીક્ષણ કરવું એ ગ્રંથસમીક્ષાની કલા અને વિશેષ કર્તવ્ય મનાય છે.

વળી સાહિત્યસમીક્ષામાં અનેક પ્રકારનાં દૃષ્ટિબિન્દુઓને લીધે પણ ભિન્નતા અથવા કેટલીકવાર વિરોધ પણ દેખાય છે. કેટલાક સૌન્દર્યનેજ પ્રાધાન્ય આપે છે, અને કહેવાની વસ્તુ કરતાં કહેવાની રીત ઉપરજ મુખ્ય આધાર છે, એમ ગણી શૈલી ઇત્યાદિ ગુણોને પ્રાધાન્ય આપે છે. વોલ્ટર પેટર ઇત્યાદિક કલાપ્રેમીઓનો આ રીતે સૌન્દર્ય ઉપર ભાર છે. બીજી તરફથી કેનન કિંગકના જેવા કેટલાક વિદ્વાનો એવો અભિપ્રાય બતાવે છે કે બધું ચમકભરેલું સાહિત્ય ભયંકર છે. કારણકે તેની અંદર રહેલો વિચાર તેના સઘળા સ્વરૂપમાં વાસ્તવિક રીતે સમજાય તે પહેલાં તે સમજાયો છે, એવો આભાસ તે ઉત્પન્ન કરે છે. આ ટીકા વજુદવાળી તો છેજ. અત્યારે ઘણાએ એવા વિચારો, સિદ્ધાન્તો ને મન્તવ્યો એવી ખુબીથી, ચમત્કારથી અને સુન્દર શૈલીમાં મુકવામાં આવે છે કે, સામાન્ય

જનો તેનો ફલિતાર્થ પૂરેપૂરો સમજ્યા વિનાજ તેને વળગી પડે છે, અથવા કહિયે કે તે વિચારો તેમને ચ્હોંટી પડે છે.

સાહિત્યચર્ચાનું બીજું દૃષ્ટિબિન્દુ એ છે કે પ્રસ્તુત ગ્રન્થ મનુષ્યજીવનને કેટલે અંશે ઉન્નત કરે એવો છે, એમાં ઉચ્ચ આદર્શ, સદાચાર, ચારિત્ર્ય તરફ પ્રેરણા છે કે નહિ અને તે પ્રેરણા જેટલે અંશે હોય, તેટલે અંશે તે ગ્રન્થની કિંમત આંકવી; જેમાં સરવાળે નીતિની પ્રેરણા ન હોય, તેને નિરુપયોગી સમજવા. અને જેમાં એકંદરે અનીતિની પ્રેરણા અથવા ઉત્તેજના હોય, તેને તેટલી બાદ કિંમતના અને ત્યાજ્ય સમજવા. સમીક્ષાના આ દૃષ્ટિબિન્દુને નૈતિક દૃષ્ટિબિન્દુ કહી શકાય. ફ્રાન્સના મહાવિપ્લવ પહેલાંના ફિલસુફોમાં રૂસોનું કાંઇક આવા પ્રકારનું ધોરણ હતું. આ દૃષ્ટિબિન્દુનો મહિમા વિસારવા જેવો નથી, અને એને પ્રાધાન્ય આપવું એ પણ અયોગ્ય નથી. તથાપિ માત્ર એ દૃષ્ટિબિન્દુથીજ સાહિત્યસમીક્ષા કરિયે, તો અભરાઇએ મૂકી રાખવા જેવાં ઘણાં પુસ્તકોનો સાહિત્યમાં સમાવેશ કરવો પડે. સૌન્દર્ય, ઓજસ્, પ્રસાદ, અને ચમત્કૃતિ એ પણ મહિમા ભર્યાં સાહિત્યનાં બહુ ઉપયોગી તત્ત્વો છે.

બીજા કેટલાક, સાહિત્યમાં વસ્તુસ્થિતિના નિરૂપણને પ્રાધાન્ય આપે છે. સ્વભાવોક્તિ, એ એનું દૃષ્ટિબિન્દુ છે. ફ્રેન્ચ લેખક એમીલ ઝોલા ઇત્યાદિ લેખકો આ વિચારના લડાયક શૂરવીરો છે. તેઓ સમાજનાં દુષ્ટમાં દુષ્ટ, ખરાબમાં ખરાબ અને કદરૂપાં ચિત્રો રજુ કરવામાં સંકોચ રાખવાનું કારણ જોતા નથી. તેઓ કહે છે કે અમે તમારી પાસે પુરાવો રજુ કરિયે છિયે; એના ઉપર ચુકાદો આપવાનું કામ અમારૂં નથી; નીતિશિક્ષકો ધર્મબોધકો, રાજ્ય ચાલકો ભલે એ કાર્ય કરે. અમે તો જે ખરી હકીકત છે, તે રજુ કરવાના; અને અમારા ગ્રન્થની તુલના પણ તે વસ્તુસ્થિતિને બરાબર રજુ કરે છે કે નહિ તે ઉપરથી તમે કરો. એટલે આ દૃષ્ટિબિન્દુ

સાહિત્યલેખકને, ચિત્રકાર કરતાં ફોટોગ્રાફર જેવો કલ્પે છે. ચિત્રમાં કાંઈક ભાવના, પ્રેરણા અને સંદેશ હોય છે; અને ફોટોમાં તો જેનો તે ફોટો હોય તેના ઉપર આધાર. એટલે આવા પ્રકારના સાહિત્યવિધાનમાં સ્વાભાવિક બે ત્રણ દોષ રહી જાય છે. પ્રથમ તો એ કે કેમેરાનું ફોકસ બરાબર ન હોય, તો ગડબડિયું ચિત્ર પડી જાય છે કે જે સત્યની પ્રતીતિ કરાવનારૂં હોતું નથી. બીજું, પ્રકાશ–પડછાયો છબી લેતી વખતે બરાબર ન હોય, તો કાંતો ધોળું ધાબું અને કાંતો કાળું ધાબું પરિણામે થઈ આવવાનો સંભવ રહે છે. વળી સાહિત્ય એ એક જાતની સોબત છે. અને ખરાબ પાત્રોની સંગતિ, જેમ જીવનમાં અને સીનેમામાં, તેમજ સાહિત્યમાં પણ–જોડે સજ્જનરૂપી દુષ્ટજન્તુનાશક સુગન્ધિ રાખ્યા વિના–કરવા જેવું નથી. વળી એ પણ ભૂલવા જેવું નથી કે આપણે કોઈ પણ બનાવને કે કોઇપણ વ્યકિતને એના સર્વાંશમાં જોવાને શક્તિવાન થતાજ નથી. અને જે અંશ–દર્શન આપણે કરિયે છિયે તેમાં અન્ય વિભાગનાં અગત્યનાં તત્વો ઘણીવાર રહી જાય છે. અને તેથી કવિના અથવા સાહિત્યકારના કાંઇક અંશે કાલ્પનિક તથાપિ પૂર્તિકર સમગ્રદર્શનની જરૂર પડે છે.

આ બધા ઉપરાંત સાહિત્ય–નિરીક્ષણનું એક બીજું દૃષ્ટિબિન્દુ એ છે કે, તેમાં કયા ગુણનું પ્રાધાન્ય છે–એ સાત્વિક સાહિત્ય છે, રાજસી અથવા રજોગુણી સાહિત્ય છે કે તામસ, તમોગુણી, અવિદ્યામય સાહિત્ય છે, એ જોવું. આ વિભાગ બહુ સરસ છે અને સુસ્પષ્ટ છે. 'એક ઘા ને બે કડકા' જેવો નિશ્ચય કરી આપી વિવેકી વાંચકને રાજમાર્ગ બતાવી આપે એવું આ દૃષ્ટિબિન્દુ છે. પણ આ દૃષ્ટિબિન્દુમાં વ્યક્તિને ઉપકારક થવાનો ગુણ હોવા છતાં તે સાહિત્યની સમીક્ષામાં બહુ અનુકૂલ થઈ પડે એવું નથી. કેમકે સાહિત્ય ઘણે ભાગે બુદ્ધિશાળી તથાપિ સામાન્ય સંસારી માનસમાંથી અવતરે છે. એટલે સાહિત્ય બહુધા

રજઃપ્રધાન હોય છે. એનું જ્ઞાન પણ જેને ગીતામાં રાજસ જ્ઞાન કહ્યું છે. તે પ્રકારનું હોય છે. અને જે ઊર્મિઓનું એમાં પ્રાધાન્ય હોય છે, તે પણ ઘણેભાગે રાજસ ઊર્મિઓ હોય છે. રજોગુણનાં અને રાજસી પ્રકારોનાં લક્ષણનું એવું સ્પષ્ટ અને સુંદર વર્ણન ગીતામાં કર્યું છે કે આપણે અંહિ તેનું પુનરાવર્તન કરવાની આવસ્યકતા નથી. પણ એટલું તો કહેવુંજ જોઇયે કે, તેનો બરોબર અભ્યાસ ન કર્યો હોય તો આ વિભાગની વ્યવસ્થા સમજાય એવી નથી.

આ રીતે સાહિત્યચર્ચાનાં કેટલાંક દૃષ્ટિબિન્દુઓનું નિરીક્ષણ કર્યા પછી આપણે સાહિત્યસમીક્ષાનાં પ્રધાન તત્વો તરફ દૃષ્ટિ કરિયે. વસ્તુ, સ્વરૂપ અને વાતાવરણ એ ત્રણનું નિરીક્ષણ અત્યારે સામાન્ય રીતે સાહિત્યસમીક્ષામાં પ્રધાન્ય ભોગવે છે. વસ્તુના નિરીક્ષણમાં વિષય કેવો છે, તેમાં સત્યનું દર્શન કેવું અને કેટલું છે એ મુખ્ય બાબત હોય છે. સ્વરૂપનિરીક્ષણમાં શૈલીનો વિચાર, વિષયને મુકવાની અથવા રજુ કરવાની કલા તેમજ શબ્દ અને વાકયરચનાનાં ચાતુર્ય એ બધું જોવાનું હોય છે. વાતાવરણનું નિરીક્ષણ શબ્દોમાં મુકવું ઘણુંખરૂં કઠિન થઈ પડે છે. પણ વાતાવરણનો અનુભવ કરવો વધારે સહજસાધ્ય હોય છે. વસ્તુવિચાર જેમ સત્યને અવલંબીને કરવાનો હોય છે, સ્વરૂપવિચાર જેમ સૌન્દર્યને અવલંબીને કરાય છે, તેમ વાતાવરણનો વિચાર ગ્રન્થના નૈતિક તત્ત્વને અવલંબીને કરવામાં આવે છે. આપણે કહિયે છિયે કે ફલાણાના ઘરનું વાતાવરણ આવું છે ને ફલાણાના ઘરનું વાતાવરણ આવું છે; મિલમાં જઇએ ત્યારે અમુક પ્રકારનું વાતાવરણ લાગે છે, અને બાગમાં બીજા પ્રકારનું વાતાવરણ હોય છે. શહેરમાં એક પ્રકારનું વાતાવરણ હોય છે અને અરણ્યમાં બીજા પ્રકારનું વાતાવરણ હોય છે. ઘરનું વાતાવરણ, સભાનું વાતાવરણ અને રૈલ્વેના ડબાનું વાતાવરણ સ્પષ્ટ રીતે જૂદાં જ લાગે છે. એજ રીતે પ્રત્યેક ગ્રંથનું પણ એક પ્રકારનું વાતાવરણ હોય છે. અને એ

વાતાવરણમાં જ્યારે આપણે જઇએ, ત્યારે જાણ્યે અજાણ્યે પણ તેમાંથીજ શ્વાસોચ્છવાસ લઇયે છિયે, એ વાતાવરણને વ્યકત કરવું, એ પવનનુ પૃથક્કરણ કરવા જેવુંજ અઘરૂં છે. તથાપિ વાતાવરણ એ બહુજ અગત્યની વસ્તુ છે, એમાં તો કાંઇજ સંદેહ નથી. લગભગ એમ પણ કહી શકાય કે વાતાવરણનો વિવેક એ સૌથી અગત્યનો વિવેક છે.

વિષય, વાક્કલા અને વાતાવરણ એ ત્રણ સમીક્ષા-તત્વો વિખ્યાત છે. તેની સાથે મ્હને લાગે છે કે આપણે બીજાં બે તત્વો ઉમેરી શકિયે, એક પ્રયોજન અને બીજું પ્રેરણા. આ બન્ને શબ્દો કઇ કઈ વિશિષ્ટ વ્યંજનાઓને સારૂ હું વાપરૂં છું, તેના સ્પષ્ટીકરણની આવશ્યકતા છે. પ્રયોજન, અનેક પ્રકારનું હોઈ શકે. અને તે ગ્રન્થની કિંમત આંકવામાં અગત્યનું અંગ ગણી શકાય. વીર મહાકાવ્યમાં તેવી મહાન્ કૃતિને યોગ્ય પ્રયોજન આવશ્યક ગણાય છે. વળી બીજી રીતે જોઇએ, તો શેઇકસ્પીઅરના 'મીડસમર નાઇટસ ડ્રીમ' ( ગ્રીષ્મ રાત્રીનું સ્વપ્ન ) એ નાટકનું પ્રયોજન ગમ્મત કરાવવાનું છે. 'કીંગ લીઅર' એ નાટકનું પ્રયોજન માનવજીવનના પરિતાપ પ્રકટ કરવાનું છે. અને 'ટેમ્પેસ્ટ' નું પ્રયોજન જગતના વિસંવાદમાં સંવાદ પ્રકટાવવાનું છે. ગ્રન્થનું પ્રયોજન ગમ્મત આપવાનું, અથવા જ્ઞાન આપવાનું અથવા જીવનની ઉન્નતિ સાધવાનું હોય. જેમ પ્રયોજન ઉદાર અને ઉત્કૃષ્ટ, તેમ તેને અંગે ગ્રંથની કક્ષા ઉંચી ગણાય. ટૉમસ એ કેમ્પીના 'ક્રાઇસ્ટનું અનુકરણ' અથવા મિલ્ટનના 'પૅરડાઇઝ લૉસ્ટ' અથવા કાલિદાસના 'રઘુવંશ' અથવા તુલસીદાસના 'રામાયણ' અથવા અખાની 'અખેગીતા' એ ગ્રંથોમાં પ્રયોજન મહાન્ છે અને તે મહાન્ પ્રયોજન કેટલેક અંશે તે ગ્રન્થોને ગૌરવ અર્પે છે,

પ્રયોજન અગત્યની વસ્તુ છે, પણ તે કેટલે અંશે સિદ્ધ થાય છે, એ પણ એની જોડેની જ અગત્યની બાબત છે. કોઈક સ્થળે

પ્રયોજન મહાન્ હોય, પણ ફલમાં તેની સિદ્ધિ દેખાય નહિ. વિનાયક રચવા જતાં વાનર રચાઈ જાય એવી પરિસ્થિતિ પણ બને. કાર્લ માર્કસના ગ્રન્થોનું પ્રયોજન તો દુનિયાંને સુધારી નાંખીને સ્વર્ગ બનાવી દેવાનું હોય, પણ કાર્યસિદ્ધિમાં પરિણામે એવો ગ્રન્થ થાય કે, તેનાથી બોલ્શેવીકો ઉભરાય. આવું પણ થાય છે. અને આજ સ્થળે પ્રેરણાનું તત્વ આવે છે. જે પ્રકારની પ્રેરણા લેખકના હૃદયમાં હોય છે, તેજ પ્રેરણા તેના ગ્રન્થોમાં વહે છે, અને તે વડેજ તે ગ્રન્થોનો વાચક પ્રેરિત થાય છે. એટલે જે પ્રેરણા–સાત્વિક, રાજસી કે તામસી–ધર્મની નીતિની, કે બલની–ભોગની કે ત્યાગની–સ્વાર્થની કે પરોપકારની –જે પ્રેરણા લેખકની લેખનપ્રવૃત્તિમાં બીજરૂપે બેઠી હોય છે તેજ એની વાણીદ્વારા, એની કલાદ્વારા અને એની શક્તિદ્વારા એના લેખમાં આવિર્ભૂત થાય છે. એ પ્રેરણા જેમ દિવ્ય હોય, પવિત્ર હોય, ઉન્નત હોય, ઉપકારક હોય, એમ તજ્જન્ય ગ્રન્થનો મહિમા વધતો જાય છે. સન્તો, અને ઋષિ મુનિઓના ગ્રન્થો આટલા બધા શક્તિમન્ત અને લોકપ્રિય થઈ પડે છે, તેનું કારણ બહુધા તેની ઉચ્ચ પ્રેરણા હોય છે.

આ રીતે સાહિત્યસમીક્ષામાં વસ્તુ, વાગ્વિધાન, વાતાવરણ, પ્રયોજન અને પ્રેરણા એ પાંચને મુખ્ય પ્રસ્થાનો ગણી શકાય. અને એ બધાં જેમાં ઉત્કૃષ્ટ સ્વરૂપમાં હોય, તે ગ્રન્થ સ્વાભાવિક રીતેજ ઉત્કૃષ્ટપદને યોગ્ય થાય. તથાપિ એ પાંચે બહુ સરસરૂપમાં હોવાં એ અતિશય દુર્લભ છે. દુનિયાના મહાન્ ગ્રન્થોમાં પણ એ પાચેની સરખી પરાકાષ્ટા ભાગ્યેજ જોવામાં આવશે. કારણ કે, પ્રેરણાનું, ચારિત્ર્યનું, કલાનું અને વિદ્યાનું એક સરખું અતુલ બલ કોઈક વિરલ વ્યક્તિમાંજ જગતના ઇતિહાસમાં કોઈક સમયેજ કેન્દ્રિત થાય છે.



# જીવન-કલા.

જીવન-કલા એટલે જીવનને સુન્દર, રસમય અને ચિરંતન કરવાની કલા.

જીવનને સુન્દર કરવું એ અઘરૂં છે—પણ સ્હેલું છે. એને રસમય કરવું એ વધારે કઠિન છે. પણ એને ચિરસ્થાયી કરવું, એ એથી યે વધારે અઘરૂં છે.

—શુદ્ધ સૃષ્ટિના જેવું સર્વાંગસુન્દર,
શુદ્ધ પારદના જેવું અખંડ રસરૂપ,
શુદ્ધ સુવર્ણ જેવું કાલના કાટથી નિર્લેપ,

એવું જીવન તે જીવન.

જીવનને સુન્દર કરવું, એ લલિત-કલા છે.
એને રસમય કરવું, એ સ્નેહ-કલા છે,
એને ચિરન્તન કરવું, એ સૌમ્ય-કલા છે.

જીવનસૌન્દર્યનો મહામંત્ર સ્વચ્છ આદર્શમાં
જીવનરાસનો મહામંત્ર સર્વાત્મદૃષ્ટિમાં
ચિરજીવનનો મહામંત્ર સંયમમાં

—સર્વને સારૂ,
—વ્યક્તિઓને તેમ પ્રજાઓને સારૂ પણ એજ.



# રસ.

આપણી ભાષામાં જે કેટલાક મનોહર વાચ્યાર્થ, લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થ ભરેલા, ભાષાન્તરમાં ન ઉતારી શકાય એવા શબ્દો છે, તેમાંનો એક શબ્દ 'રસ' છે. એનું માહાત્મ્ય લગભગ પરમાત્મા જેટલું વિશાળ છે, કારણકે 'रसो वै सः' એ વાકયવડે શ્રુતિ ભગવતી મનુષ્યોને સારૂ પરમાત્માની વ્યાખ્યા કરે છે. એમ પણ કહી શકાય કે નકારવાચક શબ્દોથી જે પરમાત્મ તત્વનું આપણને ઝાંઝું ભાન થતું નથી, તેનું રસ શબ્દવડે આછું ભાન થાય છે.

આપણે રસ આવવો, રસ લેવો એ શબ્દપ્રયોગ કરિયે છિયે. તેમજ આ પદાર્થમાં કે આ ફળમાં કે આ વનસ્પતિમાં રસ છે કે નથી, એમ કહિયે છિયે. આ ઉપરથી રસની આત્મલક્ષી અને પરલક્ષી બન્ને ભાવનાઓ સૂચિત થાય છે. વસ્તુતાએ તો રસ એ આપણામાંજ છે, અને અમુક નિમિત્તે તેનો આવિર્ભાવ વા ઉદય થાય છે, અથવા કહિયે કે રસનાં ઝરણો ફૂટે છે. બીજી તરફથી પદાર્થોમાં પણ રસની કલ્પના કરવામાં આવી છે. કેરીનો રસ એને આપણે વિશેષરૂપે 'રસ' કહિયે છિયે. કેરીને કેટલાક અમૃતફળ પણ કહે છે. ઉત્તમ પ્રકારની કેરીનો રસ, એ રસ શબ્દની વ્યંજનાનું એક સ્થૂલ પ્રતીક છે, એમ કહિયે તો ચાલે. અંગ્રેજીમાં એ રસને સારૂ Juice શબ્દ છે; પણ Sentiment અથવા Interest શબ્દથી તે ગાઉના ગાઉ દૂર રહી ગયો છે.

વળી રસાયનની ભાષામાં 'રસ' નો અર્થ પારદ, પારો થાય છે. રસ ઉપરથીજ રસાયન, શબ્દ પણ નીકળ્યો છે. કેરીનો રસ એ સહેલાઇથી જમી અને જીરવી શકાય છે. અથવા કહિયે કે પડ્રસમાં રસ એ; પણ ભારેમાં ભારે રસ તો પારો. એ રસમય છે, પ્રવાહી છે, પ્રકાશમય છે અને ચેતનામય છે. પારદની શક્તિ કહી એટલે

હદ આવી ગઇ, મકરધ્વજ પણ એમાંથી બને છે. પણ જો કાચો પારો ખાય, તો ફૂટી નીકળે. કદાચ મરણ પણ થાય. રસનું પણ એવુંજ છે. રસ તો બધે ભર્યો છે, પણ તેને વિશુદ્ધ કરી, સંસ્કારવડે તેની શક્તિભરી ભસ્મ કરીને લેતાં આવડવી જોઇએ. ભસ્મમાં અગ્નિ કરતાં પણ વધારે શક્તિ છે, એ ઘણાને ખબર નહિ હોય. પણ એમાં અસ્વાભાવિક કાંઇ નથી. કારણકે અગ્નિથી પદાર્થ બળી જાય, ત્યારે અગ્નિ પણ જેને બાળી ન શકયો, તે અવશેષ તત્ત્વ તે ભસ્મ છે. પણ અત્યારનો વૈજ્ઞાનિક વળી એનો વધારે પુરાવો આપશે. ભસ્મમાં પ્રકાશને વધારે દિવ્યતા આપવાની એક શક્તિ છે. જ્યોતિને એ વધારે જ્યોતિર્મય કરે છે, એને ઓર ભભક (Incandescence) આપે છે. ઇન્કેન્ડીસન્ટ બત્તીઓનાં મેન્ટલ પહેલાં રાખ બની જાય છે અને પછી દીપકને નવી પ્રતિભા આપે છે. વળી એક જ રીતે સંસાર–રસની ભસ્મ કરીને, તેમાંથી વ્યાસ જેવા કવિવરો જ્યોતિને વિકસાવે છે.

રસનું સામાન્ય ફળ આનંદ છે. રસ એજ આનંદ છે એમ કહી શકાય. પણ રસના આત્મલક્ષી અને પરલક્ષી બન્ને ભાવોને ઇંગિત કરવાને સારૂ રસથી આનંદ પ્રાપ્ત થાય છે, એમ કહિયે; બાકી એક રીતે જોતાં તો પદાર્થમાં રસની માત્ર કલ્પના જ છે, એમ કહી શકાય. કેમકે, બાહ્ય પદાર્થો જૂદી જૂદી સ્થિતિમાં અને જૂદી જૂદી વ્યક્તિઓને જૂદો જૂદો અનુભવ આપે છે. કેરીનો રસ પણ કેટલાકને ભાવતો નથી. વસ્તુતઃ તો એમ છે કે આત્માના ફલભોગનો અમુક પરિપાક થયેથી, જે રસ એ આત્માના પોતાનામાં જ રહેલો છે, તેની અમુક પદાર્થના ઉપભોગને નિમિત્તે એને ઉપલબ્ધિ થાય છે. પછી તે રસ શિખંડનો હોય કે સ્નેહનો હોય કે સાહિત્યનો હોય.

લેટીન ભાષામાં Eros શબ્દ છે. તે કદાચ રસની જોડે જ સંબંધ રાખતો હશે. પણ તે શબ્દની પર્યાપ્તિ શૃંગારમાં થઇ ગઇ છે.

શૃંગાર રસનું પ્રાધાન્ય રસોમાં ગણાય છે, એટલે એ દૃષ્ટિએ રસ તે શૃંગાર, એમ પણ કેટલાક સમજતા જણાય છે. પણ વસ્તુતાએ તો બધા રસોથી આનંદની ઉપલબ્ધિ થાય છે, અને આનંદની ઉપલબ્ધિ થાય ત્યાંજ રસ છે, એમ આપણે કહિયે, તો ખોટું નહિ. તથાપિ અધિકાર ભેદ પણ છેજ. રસાનુભવ એ માનસિક સંવાદનું સહસંગીત છે.

સાહિત્યમાં આઠ અથવા નવ રસો કહેવામાં આવે છે. નવમો જે શાન્ત રસ તેને મૌલિભૂત મહાત્માઓ અને સાક્ષરો પ્રાધાન્ય અર્પે છે. અન્ય સર્વે એના પ્રાધાન્યને ખમી ખાય છે. મહાકાવ્યનો પ્રધાન રસ ઘણું કરીને વીરરસ હોય છે. કેમકે, વીરરસમાં સર્વભોગ્ય ભવ્યતા વધારે આવી શકે છે. શૃંગાર એ સર્વ મનુષ્યોનો તેમજ કવિઓનો પ્રિય રસ છે. સર્વ મનુષ્યોને એનું તત્વ કાંઇક વધારે અનુભવગમ્ય હોવાથી તેઓ તેનો વધારે આસ્વાદ લઈ શકે છે, એટલું જ નહિ પણ તેની વ્યંજનાઓને પોતાના જીવનમાં ઉતારવાનો લ્હાવો લેવાને પણ યત્ન કરી શકે છે.

જેમ પદાર્થોમાં પ્રધાન રસ પારદ હોવાની વ્યંજના તેના રસ નામ ઉપરથી થાય છે, તેમ બીજી તરફથી જીભનું નામ રસના પડ્યું છે, તે ઉપરથી ‘રસ’ શબ્દનો સ્વાદ જોડેનો સંબંધ સૂચિત થાય છે. સાગરમાંથી ઉત્પન્ન થતા મીઠાને પણ આપણે ‘સબરસ’ કહિયે છિયે. કુલાંગનાઓ રસને ઘરમાં વસાવે છે, ભિષક્વરો રસની ભસ્મવડે માનવોને નવજીવન આપે છે. સાહિત્યકારો રસની શક્તિ અને સ્વાદ બન્નેને સમજી લઇને તેને સાહિત્યમાં રેડે છે, અને તત્વચિન્તકો સર્વ અવાન્તર રસોને ત્યાગીને, રસના પરમ અર્થરૂપ પરમાત્માને ભજે છે.



# કલાનો વિનિયોગ.

ટૉલ્સ્ટૉયે કલા સંબંધે કહ્યું છે કે 'કલાના પંથે' કોઈ પ્રજાને તારી નથી અને એ કોઈ પ્રજાને તારી શકે નહિ. રૂસોએ એના જે ઈનામી નિબંધ વડે ફ્રાન્સનું ધ્યાન ખેચ્યું તેમાં જણાવ્યું હતું કે કલાઓ માનવસ્વભાવનાં નીચતમ તત્ત્વોમાંથી જન્મે છે અને તેવાંજ તત્વોને પોષે છે. આ બન્ને લેખકોના અભિપ્રાયો જાણે છેલ્લે પાટલે જઈ બેસતા હોય એવા જણાય છે ખરા, તથાપિ તેમાં જે તથ્યાંશ છે તેને આપણે ભૂલી જવા જેવું નથી. એ તો ખરૂં જ છે કે વ્યવહારોપયોગી કલાઓ ધનની ઉગ્ર લાલસામાંથી જન્મે છે અને વિષયાસક્તિ કે ધનાસક્તિને પોષે છે. પણ લલિતકળાઓ સંબંધે કંઈક વિચાર કરવાનો રહે છે.

વિદ્યા કરતાં કલાની કોટિ એક રીતે નીચી છે એમ કહેવામાં ખોટું નથી. વિદ્યાનો લક્ષ્ય વિષય સત્ય છે અને કલાનો સૌંદર્ય છે એમ કહેવામાં આવે છે. કલા સૌંદર્યને સાધવા યત્ન કરે છે એમ કહેવા કરતાં એ હરકોઈ એક ધ્યેયને સાધવા યત્ન કરે છે એમ કહિયે તો વધારે યોગ્ય ગણાય. એક કાળભૂસા હબસીનું કદરૂપું મ્હોઢું બનાવવામાં કે એક કંગાલ ભિખારીનું આબેહુબ પૂતળું બનાવવામાં કલા છે એમ સૌ કોઈ કબૂલ કરશે. એટલે સૌંદર્ય એ કલાનું લક્ષ્ય નથી એમ પણ કહી શકાય. અમુક ધ્યેયને સાધવાનો ક્રિયાયોગ તે કલા. જેમકે ઈષ્ટ પ્રતિકૃતિ યોજવાની કળા તે શિલ્પકળા કે ચિત્રકળા ઈષ્ટ રસ ઉત્પન્ન કરવાની શબ્દકલા તે સાહિત્ય કે સંગીતકલા; શુભ જીવનને સાધવાના માર્ગની કલા તે જીવનકલા.

કલાનું ધ્યેય સૌન્દર્ય છે એમ કહેવામાં આવે છે તથાપિ સૌન્દર્ય એટલે શું એ તો કઠિન પ્રશ્ન છેજ. બબીના કે છબીના સૌન્દર્ય નિર્ણયમાં

तुंडे तुंडे मतिर्भिन्ना જેવો ઘાટ તો હોય છેજ પણ વિવિધ પ્રકારનાં સંગીતમાં, નૃત્યમાં અને સાહિત્યમાં તો એથી યે વધારે મતભેદ હોય છે. જ્યાં 'મિયાં કિ ચાંદે ચાંદ' એમ ન ચાલતું હોય ત્યાં સ્પષ્ટ દેખાતો મતભેદ આપણે લક્ષ્યમાં લઇયે તો આપણને આશ્ચર્ય લાગ્યા વિના રહે નહિ. જૂદા જૂદા જમાનાઓ અને જૂદા જૂદા દેશોના જેવી જ ભિન્નતા જૂદા જૂદા અભ્યાસીઓમાં પણ જણાઈ આવે છે. અત્યારના ફૉકસ ટ્રૉટ કે ઝાઝ કેટલાકને બહુ ગમે છે ને કેટલાકને એમાં કંઈ નથી એમ લાગે છે.

મ્હને યાદ છે પ્રખ્યાત નર્તકી ગૌહરજાનનો મુંબાઈમાં એક વાર જલસો થયેલો તેમાં પ્રધાન સ્થાને સર ફિરોજશા મ્હેતા બેઠેલા તે પ્રસંગને અંગે ગરમાગરમ ચર્ચા સુધારક મંડળોમાં થયેલી. એક ફ્રેન્ચ વિદ્વાને કહ્યું છે કે 'મનુષ્ય એક ભોઠ પ્રાણી છે' એ વાક્ય યાદ આવે છે. માણસ કેટલીક વાર પોતે કઈ બાજુ તરફ જાય છે તેનો તેને ખ્યાલ હોતો નથી. સુધારાવાળાઓ 'પ્યુરિટન્સ'ની પેઠે એક વાર એમ માનતા કે અમે કંઈક બધાને એકદમ નીતિ ઉપર લઈ જવાને ઉદ્યુક્ત થયા છિયે. અલબત એમને અન્યાય ન થાય એટલા સારૂ આપણે કહેવું જોઇએ કે નર્મદાશંકર કવિ જેવા કેટલાક તો પછીથી સમજી જ ગયા હતા કે વા કેમનો વાય છે. હવેના સુધારા-વાળાઓ પણ હવે એ ભ્રમણામાં હોય એમ જણાતું નથી અને કદાચ તેઓ હજી પોતાની ગતિની દિશા સંબંધે ગેરસમજુત ધરાવતા હોય તો "રૂશિયાના આંજ્યા ને કોઇના ન જાય ગાંજ્યા" એવા પ્રખરતમ સુધારકોએ સુધારાની દિશા તરફ સારો પ્રકાશ નાંખી દીધો છે. શ્રી. મોતીલાલ નહેરૂએ ઘર તપાસીને કોંગ્રેસમાં મોઘમ કહ્યું કે ભાઇઓ નવા તોફાનથી આપણે બચવાની બહુ જરૂર છે હોં; ને સર ચિમનલાલે લખનૌના ભાષણમાં સંભળાવી દીધું કે જે નવાં બળો ઉત્પન્ન થયાં છે એ સમાજની વ્યવસ્થાના મૂળમાં જ ઘા કરનારાં છે. આ બળો આપણી સંસ્કૃતિને, આપણા સમાજને કે આપણી પ્રજાને છિન્નભિન્ન

કરી નાંખશે એવો મ્હને ભય નથી; પણ એ બળોને આપણે આધીન થઈ જઇયે તો તો એ આપણને હતા ન હતા કરી નાંખે ખરાં.

વિલાસિતા અને વિષયપરાયણતાથી પ્રજાઓ નષ્ટ થઈ જાય છે એ જાણીતી વાતનું હું પુનરાવર્તન કરવા ચાહતો નથી. થોડી ઘણી વિલાસિતા તો માનવસ્વભાવમાં જ છે અને સ્થાન, સમય તથા સંપત્તિને અંગે તે વધારે ઓછી પણ સ્વાભાવિક રીતે જ હોય છે. કેટલેક ઠેકાણે તો એ સ્થાને જ ગણાય અને શોભે છે. કોઈ યુવક અથવા યુવતીમાં વિલાસિતા ન હોય તો આપણને જરા સખેદાશ્ચર્ય થાય. શેહિયાને ત્યાંના લગ્નમાં કે રાજાના દરબારમાં ગાનતાન ન હોય તો ઘણાંને ઝાંખું કે લુખ્ખું લાગે. પણ વિલાસિતા એ જનસમાજનું ધ્યેય જ બની રહે તો તો જનસમાજની અધોગતિ જ થાય. ઇન્દ્રિયોના વિષયોને માત્ર વિહિત સુખના સાધન તરીકે સ્વીકારવા એ યોગ્ય છે પણ વિષયપરાયણતા એ તો યુરોપની પેઠે હરકોઈ દેશને સંસ્કૃતિમાંથી ભ્રષ્ટ જ કરે.

શબ્દનું, રૂપનું કે રંગનું સૌંદર્ય એટલે તેના સ્વરૂપનો—આકૃતિનો એક પ્રકાર. એ પ્રકાર રમ્ય હોય એટલે આપણે કહિયે કે તેમાં સૌંદર્ય છે. આ સૌંદર્યનાં તત્ત્વો વિષે કેટલુંક ચિંતન વિદ્વાનોએ કર્યું છે. મ્હને લાગે છે કે સૌંદર્યમાં સમતોલપણું, આનુષંગિકતા ઈત્યાદિ જે તત્ત્વો કહેવામાં આવે છે તેનો નિર્ણય પણ કંઈક અંશે આત્મલક્ષી જ રહેવાનો. વળી ગીતાની પંક્તિ સંભારતાં મ્હને કહેવાનું મન થાય છે કે જેમાં વિભૂતિ દેખાય તેને મહાન્, જેમાં શ્રી દેખાય તેને સમૃદ્ધ અને જેમાં ઊર્જિતતા દેખાય, તેને આપણે સુન્દર કહિયે તો કેમ એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે. સામાન્ય રીતે યુવતીમાં જે ચારૂતા હોય છે તે આ ઊર્જસ્વિતાની હોય છે. તેણે સરસ લૂગડાં ઘરેણાં પહેર્યાં હોય તો તેનામાં શ્રીની સમૃદ્ધિનો અંશ વધે અને તે ઉદાર ચારિત્ર્યવતી હોય તો તેનામાં કાન્તિ, શ્રી અને વિભૂતિ ત્રણેનો આવિર્ભાવ થયો છે એમ કહી શકાય ખરૂં.

સૌન્દર્યને કલાનું સાધ્ય અથવા લક્ષ્ય ગણવામાં આવે છે. પણ આ માન્યતામાં સત્યનું અંશનિરીક્ષણ માત્ર છે, વિરમગામથી આણંદ તરફ જવું હોય તો અહમદાબાદ થઇને જવાય, જેમ વિરતિમાંથી આનંદ સાધવો હોય તો જરાક આત્માનો અહંભાવ જોઇયે. પણ અમદાવાદ એ અવાન્તર સાધ્ય છે, મુખ્ય સાધ્ય નથી. એજ રીતે સૌંદર્ય એ કલાનું લક્ષ્ય નથી પણ આનંદરૂપી લક્ષ્યનું અવાન્તર સાધન છે. વળી આપણે જોયું કે કલાયુક્ત બધાં ચિત્રો કે પુતળાં કે મ્હેલાતો કે માણસો કંઈ સુન્દર જ હોવાં જોઇયે એમ પણ નથી. કદરૂપા મસ્કરાના આબેહુબ પુતળામાં કળા નથી એમ કોણ કહી શકે? આવશ્યક માત્ર એ છે કે કલાકૃતિમાં માનવહૃદયને આનંદ આપવાની, બોધ આપવાની કે ઉદાત્ત બનાવવાની શક્તિ હોવી જોઇયે. જો એ શક્તિ એમાં હોય તો એને સફળ કલાકૃતિ કહેવામાં હરકત નહિ. લોકમાન્ય તિલકના મરણ સમયના, કે શ્રીયુત ગાંધીજીના ઑપરેશન વખતના બાવલામાં કલાનું સાફલ્ય છે તે કંઈ પ્રતિકૃતિનાં સૌન્દર્ય વડે નથી પણ એના સંદેશ કે ભાવ વડે છે.

એટલે આપણે કહિયે કે કલા એટલે તો અમુક ધ્યેય કે સાધ્ય સાધવાનો એકાન્તિક માર્ગ. આ કળાનો વિશાળ અર્થ. આ રીતે કલાઓ અનેક છે એમ કહેવામાં આવે છે તે અયોગ્ય નથી. આપણામાં ચોસઠ કળાઓ કહી છે, અને તેમાં અનેક જાતની પ્રવીણતાઓનો સમાવેશ કર્યો છે. તર્કવિદ્યા અને વૈદ્યવિદ્યાને કલાઓ કહેવામાં આવે છે. આ રીતે જોઇયે તો કલાનાં સાધ્ય સાધન અને સાધકની યોગ્યતા અનુસાર કલાની ઉંચી નીચી કક્ષા બની શકે. દૃષ્ટાંત તરીકે ભક્તિ એ ઉત્કૃષ્ટ કલા કહી શકાય કારણ કે એમાં ઈશ્વર એ સાધ્ય છે, જીવનનો વિવેકી એ સાધક છે અને ઈશ્વરનિષ્ઠા એ સાધન છે. એક પતિવ્રતા એના પતિને આધીન કરી લે એમાં પણ કલા છે. એક વિદ્યાર્થી પોતાના ગુરૂને કે ગુરૂ વિદ્યાર્થીને, શેઠ

પોતાના સેવકને કે સેવક શેઠને વશ કરે એ પણ કલા છે. એ બધીને વશીકરણ કલાઓ કહી શકાય.

કલાઓના વિભાગમાં આપણે અત્યારે ઊંડા નહિ ઉતરિયે. લલિત કલાઓ અને વ્યવહારિક કલાઓ એ વિભાગ પ્રસિદ્ધ છે. કલાઓ તરફ આપણું લક્ષ્ય આધુનિક સમયમાં વધારે ખેંચાયું છે તેનાં કેટલાંક કારણો છે. તેમાંનું મુખ્ય કારણ એ તો છે જ કે વિલાસિતા તરફ અત્યારે વધારે ઝોક છે, પણ બીજું કારણ એ છે કે અત્યારની હુન્નરઉદ્યોગની રસાકસીમાં સૌ પોતપોતાની વસ્તુ વધારે આકર્ષક બનાવવા યત્ન કરે છે અને તેને અંગે તેઓ સૌન્દર્યની જાહેરખબર વધારે ને વધારે કરે છે. આ સૌન્દર્યમાં મુલાયમપણું, સુરંગીપણું, નાજુકપણું, ચટકીલાપણું ઇત્યાદિ તત્ત્વો પ્રાધાન્ય ભોગવે છે, જો માત્ર સૌંદર્યની દૃષ્ટિથી જ જોઇયે તો આપણે ખાદીને નહિ પણ વિલાયતનાં ભભકભર્યાં ચટકીલાં વાયલોને જ માન આપવું પડે; અને કદાચ કાપડમાં ખાદીની રઢ લાગી જાય તોય જો સૌંદર્ય ઉપરજ આપણું ધ્યાન હોય તો આપણને વિલાયતી વસ્તુઓનો મોહ લાગ્યા વિના રહે નહિ. વિલાયતી મોટર પાસે ઘોડાના એક્કાનો, વિજળીના લેંપનો પાસે કોડિયાના દીવાનો કે વિજળીના પંખા પાસે તાડછાંના પંખાનો શો હિસાબ! પણ આ વિષે અત્યારે આટલું સૂચન જ બસ છે. અંગ્રેજ લોકો સૌંદર્ય અને કલાની સભા સોસાટીઓ અહીં કાઢે તો મ્હને આશ્ચર્ય ન લાગે; પણ હમણાં તો આપણા લોકો એ ઉપકારક કાર્ય કરી રહ્યા છે.

આ ઉપરથી મ્હને તો ઘડીભર એમ પણ કહેવાનું મન થઈ જાય છે કે સૌન્દર્યની ઝંખના જ ખોટી હશે કે શું? સૌંદર્યથી જ પોતાની ગૃહદેવીનું માપ લેવાનું હોય તો કેટલા બધાને નાસ્તિક થઈ થઈ જવું પડે! સૌંદર્યથી જ મકાન ઉપર પ્રેમ બાંધવાનું નક્કી થાય તો કટલા બધાને પોતાના મકાન ઉપર વૈરાગ્ય થઈ જાય! સૌંદર્યને જ

જો ધોરણરૂપ સ્વીકારવામાં આવે અને તેનો પ્રમાણિક સત્યાગ્રહ જો રાખવામાં આવે તો કેટલાકને તો વાવ કુવા કરવાનો પ્રસંગ પણ આવી લાગે; અને તે કરતાં વધારે ચોકસ સંભવ તો એ જ છે કે અરીસાનો ઉપયોગ ઘણો ઓછો થઈ જાય. આ ઉપરથી કાચના અને અરીસાવાળા કબાટોના વેપારને કેટલો ધોક્કો પ્હોંચે એનો અંદાજ કાઢવાનું સાહસ હું કરતો નથી! કારણ કે તો પછી યુવકો અને યુવતીઓ સૌંદર્યની ચિકાશ કરવાનું કે જેવું તેવું પોતાનું મુખ જોવાનો આનંદ મેળવવાનું વધારે પસંદ કરશે એ સંબંધે ગંભીર શંકાઓને અવકાશ છે. વળી શોખીન નરનારીઓ કૃત્રિમ સાધનો વડે સૌંદર્યની ઉણપ ઢાંકવા અરીસાનો આશ્રય લેશે કે એમ કરવા છતાં સમજનારા તો સમજીજ લેતા હોવાથી એવા મિથ્યા પ્રયત્નમાં નહિ ઉતરે એ પણ પ્રશ્ન છે. જો કે આ પ્રશ્નનો નિકાલ એટલો બધો અઘરો નથી. કારણ કે બધા વિદ્વાનોના કાયમના અભિપ્રાય મુજબ દુનિયાંનાં નેવું ટકા માણસો સામાન્ય બુદ્ધિનાં અને વ્યવહારૂ વૃત્તિનાં હોવાથી બાકીના દશ ટકામાંજ સૌંદર્યના સત્યાગ્રહને અંગે જે અરીસાના વેચાણની વધઘટ થાય તેટલીજ ગણવાની; અને બાકીનાં મનુષ્યો તો સૌંદર્યને બદલે સામાન્ય શોભાથીજ સંતોષ માનવાનાં, એટલે તેમને સંબંધે તો આંકડાઓ લગભગ એના એજ રહેવાના. અલબત એ પણ નોંધવા જેવું છે કે સૌંદર્ય પાસે ન હોય ત્યારે વધારે સાંભર્યા કરે છે.

કલાને આપણે એક પ્રકારની શકિત કહી શકિયે. જે રીતે બુદ્ધિ એ શક્તિ છે એ અર્થમાં કલા એ આમ શક્તિ હોવાથી તે અમુક સાધ્યની સાધનાને સારૂ યોગ્ય થાય એ પણ સ્વાભાવિક છે. બીજી તરફથી શક્તિ તરીકે એની આરાધના શુભ હેતુને અર્થેજ યોગ્ય ગણાય. રાવણમાં ઘણી શક્તિ હતી પણ તેથી આપણે મોહિત થતા નથી. શક્તિનો સદુપયોગ કે દુરુપયોગ હોઈ શકે. યુરોપના લોકોએ એવી હવાઓ ખોળી કાઢી છે કે જેથી, મનુષ્ય ક્ષણમાત્રમાં

મૃત્યુ પામે; એવા બૉમ્બ ખોળ્યા છે કે જેથી આખું લન્ડન શહેર દશ મિનિટમાં તારાજ થઈ જાય. એવા જંતુઓ ખોળ્યા છે કે જેથી નદી કુવાઓનાં પાણી જીવલેણ બનાવી શકાય. એ બધાથી આપણે ચકિત થઇયે છિયે પણ એની વાહવાહ બોલતા નથી. કેમકે કલા જેટલે અંશે શકિતરૂપ છે તેટલે અંશે એનો વિનિયોગ એ એને વિષે મુખ્ય મુદ્દાની બાબત છે; અને વ્યવહારૂ કલાઓમાં તેમજ લલિત કલાઓમાં પણ આજ નિયમ લાગુ પડે છે. ગ્રીક લોકોની પુરાણી કથાઓમાં સાયરન નામની નારીઓ કહી છે જે એમના મીઠા સંગીતથી ખલાસીઓને લલચાવીને પાયમાલ કરતી. યુલીસીસ જ્યારે તેમના બેટ પાસેથી જવાનો હતો ત્યારે તેને આ વાતની ખબર પડી જવાથી તેણે એના ખલાસીઓના કાન મીણથી બંધ કરી દીધા હતા અને પોતે વહાણના ડોળ–મધ્યના દાંડા–જોડે બંધાઈ રહ્યો હતોઃ કે એ પ્રલોભનમાંથી એઓ બચી શકે! આપણી પુરાણ કથાઓમાં અપ્સરાઓ પણ તપસ્વીઓને મોહિત કરવાના કાર્યનું બીડું ઝડપતી ઘણુંખરૂં આપણે જોઇયે છિયે. કંઈ નહિ તો મેનકા અને પ્રમ્લોચા જેવી અપ્સરાઓ ઋષિઓના આયુષ્યનાં ઘણાં વર્ષો રોકી પાડતી એટલું તો ખરૂંજ. કલાઓ પણ આપણા અનેક ધુરંધરોનાં કેટલાંય વર્ષો લઈ લેતી હશે, ભાસ્વાન પુરૂરવાને અવલંબનારી ઉર્વશી જેવી કલાને પોતાના ઊરુમાંથી ઉત્પન્ન કરે એવા મહામુનિઓ જ ઐન્દ્ર-જાલિક અપ્સરાઓ જેવી કલાઓને જીતી શકે છે.

એટલે બીજી રીતે કહિયે તો કલાના ઉપયોગમાં વ્યવસ્થા આવશ્યક છે. વળી કલાના વિનિયોગમાં યોગ્યાયોગ્યનો પણ વિવેક હોઈ શકે, જેમકે અભિનય કલામાં એક કુલાંગનાને જાહેરમાં પ્રણામાદિ સાત્વિક અભિનયો જ શોભે; રાજસી અભિનયો તેના પતિ પાસે એકાંતમાં જ એને શોભે; અને તામસી અભિનય, સતી રાણકદેવીના સિદ્ધરાજ પ્રત્યેના તિરસ્કાર જેવો, કોઇ કટાકટીના પ્રસંગમાં શોભે.

આથી જ આપણા દેશમાં કુલાંગનાઓ નાટકના રાજસી પ્રયોગોમાં રંગભૂમિ ઉપર પોતાની અભિનય કલાનું પ્રદર્શન કરવા ઉત્સુક હોતી નથી. હમણાં હમણાંમાં કલાના ભૂલભરેલા વિચારથી અથવા વિલાસિતાના વેગથી, દેખાદેખીથી કે જાહેરમાં આવવાની ધગશથી કે બીજાં કોઇ કારણોને લીધે કોઇ કોઈ ઠેકાણે કુલીન સ્ત્રીઓ એમાં ભાગ લેતી થઇ છે પણ તેઓ ઘણુંખરૂં અપવાદ રૂપે જ હોય છે, અને હજી લાંબો વખત સુધી એમ જ રહેશે. વિલાયતમાં જ્યાં સમાજવ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ ગઈ છે અને નીતિ મર્યાદાઓ ઢીલી થઇ ગઇ છે ત્યાં પણ કુલીન સ્ત્રીઓ અપવાદ રૂપે જ કોઈકવાર આવા પ્રયોગોમાં યોજાય છે. નટી કે નર્તકીઓ તરફ માનથી જોવામાં આવે છે એ જૂદી વાત છે.

આ વિષય ઉપરથી મને આપણા દેશના ગરબા અને વિશેષે કરીને હાલમાં કેટલેક ઠેકાણે થયેલું એનું પરિવર્તન યાદ આવે છે. મૂળ સ્વરૂપ વિચારિયે તો ગરબામાં જગદંબાનાં પુણ્યગીત ગાવાનો ઉદ્દેશ છે. કુલાંગનાઓ મુખ્યત્વે નવરાત્રમાં કે લગ્નાદિ શુભ પ્રસંગમાં માતાજીના ગરબા ગાય છે, મધ્યમાં મહાવિદ્યાના પ્રકાશના પ્રતીક રૂપ દીપક વિરાજે છે અને તેની પ્રદક્ષિણા કરતી કુલનન્દિનીઓ 'અલબેલી અંબે માત' ને સ્તવે છે. અભિનય પણ તેમાં મૂળે સાત્ત્વિક છે. શ્રીની કલાઓ મહામાયાની પ્રકાશમયી મૂર્તિને લળી લળી પાય લાગતી જાય છે, અને જેમ મહાત્માઓની સ્વાભાવિક ક્રિયાઓ આદર્શરૂપ બની જાય છે તેમ એમની આનંદમય પ્રણતિઓ તાલની તાળી બની જાય છે. આપણા દેશના ગરબાઓનું માહાત્મ્ય એની દૈવી ભાવનામાં, એના પુણ્ય વાતાવરણમાં અને એના સાત્વિક સંયમભર્યા અભિનયમાં છે. એ સંસ્થાની પુણ્યભાવના એટલી બધી હતી કે સ્ત્રીઓના ગરબામાં ઘણુંખરૂં સ્ત્રીઓ એકલી જ ફરતી હરતી. હવે પુરૂષો તેમજ સ્ત્રીઓના રજોગુણમાં એ સંસ્થા અથાવા માંડી છે.

નૃત્ય એ સુન્દર કલા છે અને તે કલાને પ્રાચીન સમયથી જનતામાં સ્થાન પ્રાપ્ત થયેલું છે. અર્જુન બૃહન્નલાને વેષે ઉત્તરાને નૃત્ય શીખવવા રહ્યાનું આપણે વાંચિયે છિયે. પણ નૃત્ય એ ભારતવર્ષમાં કાં તો અંતઃપુરની કલા તરીકે અથવા તો જાહેરમાં વારાંગનાઓની કલા તરીકે જાણીતું છે. વિલાયતમાં ગૃહસ્થોમાં અને સ્રીઓમાં નૃત્યનો પ્રચાર છે પણ મ્હને લાગે છે કે એ એમની ઢીલી સમાજવ્યવસ્થાનું જ એક અનુકૂળ અંગ છે; અને તે આપણા જનસમાજને તેમજ આપણી સંસ્કૃતિને યોગ્ય કે અનુરૂપ નથી. અભિજાત કુટુંબીઓને નૃત્ય અસ્પર્શ્ય છે એમ નથી પણ એ એમના અંતઃપુરની કલા હોવી જોઇયે, અતઃપર પાસેના પ્રદર્શનની નહિ. કલાઓમાં પણ વિવેક હોઈ શકે. પ્રભુની પાસે નૃત્યગીત કરવાનું વિધાન હોય છે તથાપિ એ નૃત્ય પ્રભુભક્તિની તલ્લીનતાને અંગે ને સાત્વિક ભાવનું અભિભાવક થાય એવી રીતે અપેક્ષિત છે. એ જ ભાવનાએ પહેલાં દેવદાસીની સંસ્થા પ્રચલિત થઈ હશે તથાપિ નૃત્યની જોડે રજોગુણનો એવો સહજ પ્રેમ છે કે એ સંસ્થાએ કલંકિત રૂપ પકડી લીધું છે.

કલાઓનો યોગ સહેલો છે, કારણ કે તે બુદ્ધિ અને પરિશ્રમ વડે સાધ્ય છે. પણ એના વિનિયોગમાં વિવેકની આવશ્યકતા હમેશાં રહેશે. પ્રભુના ચરણમાં કલાનો વિનિયોગ—સાત્વિક વિનિયોગ—એ કલાશકિતનું ઉત્કૃષ્ટ અભિલષિત છે, સમાજની ઉન્નત પ્રેરણાને અર્થે તેનો ઉપયોગ એને કલાનું શુભ વૃત્ત ગણી શકાય, અને સમાજને નીતિશૈથિલ્યની પ્રેરણાને માર્ગે કલાનો નિયોગ એને આપણે કલાનું દુરાચરણ કહી શકિયે. કહેવાય છે કે ગુણી તાનસેનનો ગુરૂ પ્રભુની સ્તુતિમાં જ સંગીતકલાનો ઉપયોગ કરતો. એ જ કલાનો ઉપયોગ પત્ની પોતાના પતિને રિઝાવવામા કરે એ કલાનું સૌમ્ય વૃત કહી શકાય અને એ જ કલાનો દુરુપયોગ પણ થઈ શકે. એટલે આપણે કહિયે કે કલાનો સુયોગ અભીષ્ટ છે, યોગ્ય વિનિયોગ આનંદપ્રદ

છે પણ સ્ખલનના સહાયક તરીકે એનો ઉપયોગ સુશિક્ષિત જનોને છાજે નહિ.

આપણે આવા સૂત્રને બિનજરૂરી ગભરાટથી આગળ કરતા નથી. એક જીંદગીમાં સત્તર છૂટાછેડા અને અઢાર લગ્નોના જમાનામાં રાજપ્રકરણી બોંબ કે શેરોના ભાવની ઉથલપાથલ સિવાય કોઈ બાબત ભાગ્યેજ ગભરાટ ફેલાવી શકે. નૃત્યકલાનો પ્રયોગ પાવલોવા કે પ્રમ્લોચા કરે તેને ઉતારી પાડવાનો પ્રયત્ન કરવાનું કાંઈ કારણ નથી. જેમ સાહિત્યમાં માનસની ચેષ્ટા છે, સંગીતમાં સ્વરની ચેષ્ટા છે, શિલ્પમાં હસ્તની ચેષ્ટા છે, તેમ નૃત્યમાં અંગોની ચેષ્ટા છે; અને રતિ આદિ એ અંગોની ચેષ્ટાના સ્થાયીભાવ છે. એટલે આવી અંગચેષ્ટાનો જાહેર પ્રયોગ આર્ય મહિલાઓમાં પ્રતિષ્ઠા પામે નહિ. કેમકે અંગના અમુક રાજસી વિભાવો સ્ત્રીઓની વિનય મર્યાદાને શોભતા નથી. સ્ત્રીઓની વિનય મર્યાદા એ જનસમાજની સંસ્કૃતિનું સાંકેતિક ચિહ્ન છે. એ વિનયમર્યાદા યુરોપમાં કયાં છે અથવા ત્યાં તૂટતી જાય છે એમ કોઈ કહે તો એડીસનની એમ માનવામાં ભૂલ હતી એમ કહેવાને બદલે યુરોપની સંસ્કૃતિના જ વિચ્છેદનું એ સૂચક છે એમ હું કહું. અલબત વિનયમર્યાદા અને નીતિને જોકે કોમળ સંબંધ છે તથાપિ એ બે અન્યોન્યાશ્રયે રહેલાં કે અયુતસિદ્ધ હોવાનું આપણે ન કહિયે. આપણે એટલુંજ કહીશું કે કલાની શક્તિનો કે કલારૂપિણી ક્રિયાશક્તિનો પ્રયોગ અનેક સાધ્યોને અર્થે થઈ શકે. જેમ એ ઉત્કૃષ્ટ તેમ એ કલાનું વધારે સાફલ્ય અને સતીત્વ, અને કલાકારનો વધારે મહિમા. અને આ જ કારણથી શ્રુતિગાનથી બોંબ બનાવવા સુધીની વિદ્યા કલાઓમાં દેશ, કાલ અને વસ્તુના અધિકારની અપેક્ષા વિદ્વાનો અને વિચારકોએ સ્વીકારી છે.



# સંસ્કૃતિની કલા.

સંસ્કૃતિ કોને કહેવી? એક આને સંસ્કૃતિ કહે છે, બીજું એને સંસ્કૃતિ કહે છે, અને વળી અન્ય કોઈક અન્યને સંસ્કૃતિ કહે છે,

ત્યારે શું કોઈએ જેનું સંસ્કૃતિ નામ પાડયું તે સંસ્કૃતિ?

હા, નામની સંસ્કૃતિ ખરી. નામ જેને જે પાડવું હોય, તે તે પાડે. કોઈનું નામ રાજા હોય છે; નાટકમાં યે રાજા હોય છે; અને વેપારીઓ પણ ઘણીવાર ઘરાકને રાજા બનાવે છે.

ત્યારે વસ્તુતઃ સંસ્કૃતિનો કોઈ સિદ્ધાર્થ ખરો કે નહિ?

ખરો યે ખરો, નહિ પણ ખરો. કેમકે આપણેજ અર્થને પ્રતિષ્ઠા આપનારા, અને એનું પરિવર્તન કરનારા. આપણે માનવોજ.

તથાપિ સત્ય એ મન્તવ્યને અધીન નથી. સૃષ્ટિના ક્રમવિધાનમાં સત્યની નૈસર્ગિક પ્રતિષ્ઠા છે.

જગત્ તેમજ આપણે માનવ બાળકો એ મહાપ્રભુની અદ્ભુત ચમત્કારમય કૃતિઓ.

એ કૃતિઓનો સામાન્ય સ્વભાવ એ કે કાલબલથી વિકૃતિને-વિકારને-પામવું.

એ વિકારથી-એ વિકૃતિથી-આપણો પરાભવ ન થાય, પણ તે આપણે અધીન રહે, એવી જે કલા, તે સંસ્કૃતિ.

એ ધ્યેયને ઇંગિત કરતી જ એની ભાવના; એ લક્ષ્યને સિદ્ધ કરતી જ એની ક્રિયા; અને નિરામય, ચિરંજીવિત્વને પ્રાપ્ત કરવાનો જ એનો મનોરથ.



# ગુરૂ વિનાનું જ્ઞાન.

ભગવાન વશિષ્ઠે એક સ્થળે શ્રી રામચંદ્રને જણાવ્યું છે કે જ્યાં સુધી પરમેશ્વરનો સાક્ષાત્ અનુગ્રહ થતો નથી ત્યાં સુધી માણસને સદ્‌ગુરૂની કે સત્શાસ્ત્રની પ્રાપ્તિ થતી નથી. એ પ્રમાણે હોય એમાં કાંઇ નવાઈ નથી. કારણ કે દુનિયાંમાં મ્હોટી મુશ્કેલી નિશ્ચયનીજ છે. જ્યાં જ્યાં આપણને કાર્યમાં કે ક્રિયામાં ઢીલ જણાય ત્યાં સમજવું કે નિશ્ચયમાં કાંઇક કચાશ કે કડવાશ છે. અલબત, મનુષ્ય ઘણાંખરાં કાર્યો નિશ્ચય વિનાની સ્થિતિમાંજ કરે છે અને તેથીજ એમાં જોમ હોતું નથી અથવા ભલીવાર હોતી નથી.

આપણા મન ઉપર રાતદિવસ અનેક સંસ્કારો પડયા કરે છે અને એ આપણી બુદ્ધિને રંગે છે, કે ચિત્રે છે-અથવા કહો કે બનાવે છે. સ્ટેશને નવા ઉતરેલા મોંઘેરા મહેમાનને ચારે તરફથી ખેંચતાણ થાય એવી દશા બુદ્ધિની હોય છે. કોઇનો કંઈ ને કોઇનો કંઈ સ્વાર્થ હોય છે. છેવટે જેનું આકર્ષણ વધી જાય તેને ત્યાં તે જાય છે. પણ મુદ્દાની વાત એ છે કે જેના તરફ મનનો ઉમળકો હોય તેને ત્યાં જવાનું વધારે બની આવે છે.

આપણને એ વસ્તુ સબંધે નિશ્ચય કે નિર્ણયની આવશ્યકતા વખતોવખત પડે છે. ખરૂં શું ? કે સારૂં શું ? એટલે બીજી રીતે કહિયે તો ગુંચવણ આવે છે તે માનવામાં અને કામ કરવામાં, અનેક વાતો આપણી બુદ્ધિ પાસે રજુ થાય તેમાં કઇને માનવી અને કઇને ન માનવી ? અનેક ઇચ્છાઓ આપણા મનમાં થાય તેમાં કઈ પ્રમાણે કરવું અને કઇ પ્રમાણે ન કરવું ? આવા આવા રૂપમાં આ પ્રશ્નો આવે છે. ન્હાની બાબતોમાં પણ આવે તો મ્હોટીમાં તો કેમ ન આવે ? આપણે ન્હાનીમાં ગુચાયેલા હોઇયે ને કદાચ મ્હોટીને ભૂલી જઇયે એ જૂદી વાત છે.

આવે સમયે આપણે કરિયે છિયે શું ? કાં તો કામચલાઉ ચુકાદાથી ચલાવિયે છિયે અથવા એમ ને એમ ચીલે ચીલે ગાડું ગબડાવિયે છિયે. પણ જીવનમાં એવા પ્રસંગો પણ આવે છે કે જ્યારે આવા ચુકાદા કે ચાલબાજી ચાલતી નથી. ઘણુંખરૂં એ પ્રસંગો બધાના જીવનમાં આવે છે. કાર્લાઇલે એની રૂપરેખા દોરી છે. શેલી એ અમુંઝણ શાન્ત થયા પ્હેલાંજ સાગરમાં શાન્ત થઈ ગયો. વૉલ્ટેરે એને શાન્ત કરવા ઘણાયે પછાડા માર્યા. આપણો અખો ભગત એને શમાવવા અનેક સ્થળે આથડયો હતો, અને જ્યારે એની એ અમુંઝણ શાન્ત થઈ ત્યારે એણે ગુરૂનાં ગીત ગાવા માંડયાં:—

કહે અખો વસ્તુજ્ઞાન વિના કુશળ ન હોયે જંતને,
નિજ ધામ દીઠા જાણવા તો સેવો હરિ ગુરુ સંતને.

* * * *

કહે અખો સહુ કો સુણો તમે જુઓ અંતરના તંતને,
એ જાળમાંહેથી તોજ નિસરો, જો સેવો હરિ ગુરુ સંતને.

* * * *

કહે અખો શાસ્ત્ર સઘળાં, સત્ય થાયે જંતને,
નિર્વાણ પદ તો તોજ પ્રગટે જો સેવે હરિ ગુરુ સંતને.

પણ ગુરુ મળે છે કયાં ? ગુરુ મળવાજ મુસ્કેલ છે ને. ગાંધીજીએ પણ થોડાક વર્ષ ઉપર લખ્યું હતું કે ‘ મ્હને હજી સુધી ગુરુ મળ્યો નથી, ’ એમ યાદ છે. ગુરુ એટલે ‘ ઠેકાણે લાવે એ ’ એટલું જ નહિ. એમ તો માણસને અનેક ગુરૂઓ મળે છે. કેટલાકને આગલા મોરબી દરબારની પેઠે સ્ત્રી ગુરુ થાય છે, કેટલાકને છોકરાં ગુરુ થાય છે. કેટલાકને દુનિયાં ગુરુ થાય છે અને કેટલાકને કોઇને કોઈ ગુરુ નિવડી આવે છે, પણ એ સંબંધે આપણે વાત કરતા નથી. વળી દત્તાત્રેય મહારાજે શ્વાન, ખર, આદિ ચોવીસ ગુરુઓ કાંઇને કાંઈ શિખામણ લેવાને સારૂ કર્યા હતા તેવા ગુરુઓની પણ આપણે વાત કરતા નથી. અહીં તો બધી રીતે ગુરુ થવાને, પરમાર્થનો બોધ

કરવાને યોગ્ય હોય તેવાની આપણે ચર્ચા અથવા અર્ચા કરિયે છિયે. કારણકે પેલી જાતના ગુરુઓમાં મુશ્કેલી એ છે કે માણસની મરજી ઉપરાંત તે શીખવે છે અને બીજી જાતનાનો ભય એ છે કે એની મરજી વિના માણસ શીખી લે છે. એટલે કદાચ એમ પણ બને કે સર્પની પાસેથી દત્તાત્રેયને એકાંત જીવનનો બોધ લેવાનું સૂઝ્યું અને બીજાને એમ સૂઝે કે એવા ઝેરી થવું કે બધા ડરતા રહે. આમ થાય તો ગુરુની ગાથા ગોથુંજ ખવડાવે.

જીવનનો મહામાર્ગ બતાવે અને એવી રીતે બતાવે કે એકને એક બે એવો નિશ્ચય થઈ જાય એવા ગુરુ થોડાજ હોય તો આશ્ચર્ય નહિ. મહામાર્ગ બતાવવો એટલો અઘરો નથી જેટલી એમાં શ્રદ્ધા કરાવવી અઘરી છે. પણ આપણા સમયમાં તો એ મહામાર્ગનો નિર્દેશ કરનારા પણ જરાજરા દુર્લભ થતા જાય છે. કેમકે નાસ્તિક વિચારોની અનેક શાખાઓ ફૂટી નીકળી છે અને તેમાં બોધ કરવાની અને બોધ લેવાની ફાવટ આવે છે. નીચે ગબડવું અને ગબડાવવું એ સરલ ક્રિયાઓ છે. તથાપિ ઉન્નત શિખરે જવામાં જે આનંદ અને તૃપ્તિ છે તે ગબડવામાં નથી. એના તો પ્રયત્નમાં પણ આનંદ છે.

આપણે આપણી બુદ્ધિથી સારાસાર વિચાર કરવા યત્ન કરિયે છિયે. પણ બુદ્ધિની દશા તો આપણે કહી ગયા એટલે એનું યોગ્ય ઠેકાણું પાડવાની જરૂર તો ઉભીજ રહે છે. એ બુદ્ધિને સત્શાસ્ત્ર અને સદ્ગુરૂ મળે તોજ શાન્તિ, તૃપ્તિ અને પુષ્ટિ પ્રાપ્ત થાય, નહિ તો તે સ્વૈરિણીની પેઠે વર્તે.

પણ કોઈ કહેશે કે એ બુદ્ધિવડેજ તમે સદ્ગુરુ અને સત્-શાસ્ત્રને ખોળી કાઢશો ને. હા, એ વાત તો ખરીજ છે અને એટલાજ સારૂ એ તરફ બુદ્ધિને પ્રેરનાર પ્રભુની કૃપાની જરૂર પડે છે. એની કૃપા થાય, એનો અનુગ્રહ થાય તો પેલાં બન્ને અનાયાસે કે અલ્પા-યાસે મળી આવે; નહિ તો પાસે હોય તોય એમાં દિલ ખુંપે જ નહિ.

કેટલાક કહે છે કે હવે તો ચોપડીઓ બધી છાપેલી મળે છે; હવે ગુરુનું કામ પડે એવું ક્યાં છે. પણ એ બધી ચોપડીઓમાં સાચી કઈ, માનવા જેવી કઇ, એ કહેનાર–મનમાં ઠસાવનાર-અંતરમાં શ્રદ્ધા ઉત્પન્ન કરાવનાર-વિના એ ચોપડીઓ શું કરી શકે? એ નિશ્ચય કરાવનાર એજ ગુરૂ. ગુરૂ પોતાના જીવનથી અને કથનથી, પોતાના જ્ઞાનથી અને નિષ્ઠાથી, પોતાની શકિતથી અને અનુભવથી શિષ્યને શાસ્ત્ર બતાવે છે, તેમાં શ્રદ્ધા ઉત્પન્ન કરે છે અને તે યથાર્થ રીતે સમજાવે છે. ત્યારે જ એ વિદ્યા એનામાં સફલ અને ચરિતાર્થ થાય છે, એના જીવનની સહચરી થઈ જાય છે અને સંસારમાં સહાયિની, આનંદપ્રદા અને કાર્યકરી થઇ પડે છે.



# શ્રદ્ધાનું દષ્ટિબિન્દુ.

જ્યારે હું જોઉંછું કે પોતાની દષ્ટિરેખા પ્રમાણે સૃષ્ટિ આમ કે આમ દેખાય છે; પદાર્થવિજ્ઞાનની આમ કે આમ ચાળવણી થઇ શકે છે, એકની એક વસ્તુ સારી ને ખોટી દેખાઈ શકે છે, ન હોય તે ઝાંઝવાના જળની પેઠે દેખાય છે ને હોય તે દિવસે તારાની પેઠે દેખાતું નથી ત્યારે મ્હને વેદાંતનો દષ્ટિસૃષ્ટિવાદ જાણે સોળે આના ખરો હોય નહિ એમ લાગે છે. ગૅલીલિઓની પ્હેલાંનો યુરોપ અત્યારના યુરોપના જેટલાજ આગ્રહથી સૂર્યને પૃથ્વીની આસપાસ ફરતો માનતો. પાંચસો વર્ષ પ્હેલાં આપણા પૂર્વજોને ધર્મપુસ્તકોની વાતોમાં કંઈ અસંભવ જેવું લાગતું નહિ અને બે હજાર ગાઉથી એક માણસ બીજા જોડે બે પાંચ ક્ષણમાં વાત કરી શકે એજ એ લોકોને કદાચ કેવળ અસંભવિત લાગે. સૃષ્ટિનું દર્શન એ આપણી દષ્ટિ ઉપર ઘણે અંશે નિર્ભર છે એટલુંજ નહિ પણ એક

પ્રત્યક્ષ અથવા અપરોક્ષ અનુભવ બુદ્ધિજન્ય અથવા તર્કજન્ય અનેક મંતવ્યોને વિદારી નાંખે છે. ઇતિહાસનાં મંતવ્યોનાં દષ્ટિ-બિન્દુઓ બદલાય છે. વિજ્ઞાનનાં મંતવ્યોમાં તો વખતોવખત પરિવર્તન થયાં જ કરે છે. (હમણાંજ એક તરૂણ જર્મન વૈજ્ઞાનિકે ખોળી કાઢયું છે કે હાઇડ્રોજન એ એક તત્ત્વ નથી પણ બે જૂદા જૂદા વાયુનો બનેલો છે.) સારૂં છે કે આપણા વિજ્ઞાનપૂજકોએ એનો એક સારો ખુલાસો રાખી મૂકયો છે કે મંતવ્યોના બદલાવાને વિજ્ઞાનની પ્રગતિ કહેવી. મનુષ્યોનાં સ્નેહમન્દિરો અને પૂજાસ્થાનો પણ બદલાય છે તો બીજાનું શું કહેવું? કદાચ કોઈ ભવિષ્યમાં એવી શોધ કરે કે અખૂટ શક્તિ આપનારાં માનસિક 'વાઇટેમાઈન' ધર્મમાં સૌથી વધારે પ્રમાણમાં છે તો મ્હને જરાય આશ્ચર્ય થાય નહિ.

કહેવાનું તાત્પર્ય એ છે કે મનુષ્યને સત્યના, ઉપાસનાના અને કર્તવ્યના રાજમાર્ગની પ્રધાન પ્રેરણા તેના પ્રેમમય પિતા તરફથી વિરલ પુણ્યાત્માઓ દ્વારા પ્રાપ્ત થયેલી છે એ પ્રકારનું મંતવ્ય અથવા શ્રદ્ધા સર્વ ધર્મોની પાછળ વિદ્યમાન છે. તોફાનથી, અંધકારથી અને સાગરનાં મોજાંઓથી ઘેરાયેલો સનાતન માનવ, નવા માનવ ન્યુમૅનની પેઠે પ્રેમલ જ્યોતિને કહે છે કેઃ—

Lead, kindly Light, lead thou me on!

પહેલાં તો એ જરા અહંપદમાં રહે છે પણ પછી અનુભવ એને થોડીજ વારમાં ઘડે છે. એ મુંઝાય છે અને સનાતન સત્ય તરફ ધસે છે,

तमसो मा ज्योतिर्गमय । (ઉપનિષદ્)

એવી એ ભાવના કરે છે; અને શિષ્ટોના અને સંતોના સુપૂજિત અને સુરક્ષિત દાયભાગ રૂપ—પ્રસાદરૂપ—જ્ઞાનરાશિ તરફ વળે છે. એ કહે છે કેઃ—

"હે ખુદા, હમ તેરીહિ પૂજા કરતે હૈ, ઔર તુમ્હીસે મદદ માંગતે હૈ. હમકો સીધી રાહ દિખલા." (સુરે ફાતિહા)

એ 'રહમવાલા' પ્રભુના જે જ્ઞાનરાશિમાં જેને શ્રદ્ધા પ્રાપ્ત થઈ હોય તેને તે ભજે છે અને તેમાં એને ધર્મ, અર્થ, કામ અને મોક્ષનાં સંતોષજનક સાધનો પ્રાપ્ત થાય છે. ધર્મને સાચા સ્નેહથી ભેટેલો કોઈ અતૃપ્ત રહ્યો નથી અને પરાકોટિની બુદ્ધિના વિદ્વાનો ધર્મમાંજ શાંત થઈ ગયા છે. મદમત્ત હાથણી જેવી બુદ્ધિને યથેષ્ટ ફળ આપનારી મીઠડી કામધેનુ બનાવવાનાં જાદુ 'દૈવી વાગ્' પાસે જ છે. સર્વ ધર્મોની આ જ સર્વસાધારણ ભૂમિકા છે. અને એ ભૂમિકા કંઈ નહિ તો નાસ્તિકની ભૂમિકા જેટલીજ અમોઘ છે અને એનાથી સહસ્રગણી વધારે શાન્તિદાયક છે.

કાળા માથાના માનવીએ ઍાથેલોની પેઠે અંતરના ઉંડા સ્નેહે અને અનેક આરતોથી ડેસડેમોના જેવી મીઠી ઉજળી અને ઉદાર ધર્મભાવનાને પ્રાપ્ત કરી છે. એને એમાં શ્રદ્ધા–વિશ્વાસ છે ત્યાં સુધી જીવન આનંદમય છે. અને

> Ah, what a dusty answer gets the soul
> When *hot* for certainties in this our life !

જેને એ પોતાના મનથી 'પાક્કો પુરાવો' માને છે તે ખોળવામાં અહંકાર અને દૌરાત્મ્યના પ્રતિનિધિ જેવા 'આઇઆગો'ની શિખામણે વળગે છે ત્યારથી એની શાન્તિનો સૂરજ આથમે છે. સત્ય તો એને મળતુંજ નથી પણ મૃત્યુની સમીપ એ જાય છે. એ આપણા તર્કવાદી જેવા 'ઇઆગો'નો પ્રેરાયો રૂમાલના ટુકડા–ભૌતિક સાબિતી સારૂ ભમે છે. એની દેવી એને કહે છેઃ—

"It is not lost but what and if it were ?"

જેને ધર્મ પ્રત્યે અંતરની પ્રીત છે જેણે એનાં સુખ અને એનાં પવિત્ર અંતર જોયાં છે એને એનો રૂમાલનો ટુકડો ક્યાં પડયો છે તેની બહુ ભાંજગડ થતી નથી. ઍાગસ્ટાઈન બિરેલ મર્મમાં ટુંકમાં કહે છેઃ—

"We may not proscribe mysticism; it is the main factor of that ideal world by which all human progress is conditioned"

અજ્ઞાત તત્ત્વથી ખંચાઇને ધર્મને ખસેડવાની કાંઇજ જરૂર નથી. ધર્મનાં સૂત્રો અને ઇતિહાસની કથાઓ પણ પરાવિદ્યાની દૃષ્ટિએ અવિદ્યાજ છે, પણ એ અવિદ્યા વડે મૃત્યુને તરી જવાય છે.

દુનિયાંના ધર્મગ્રંથોમાં અતિ પ્રાચીન ગ્રંથ ઋગ્વેદના પુરુષ સૂક્તમાં વેદરૂપી જ્ઞાનરાશિ પરમાત્માના શ્વાસ રૂપે પ્રકટ થયાનું જણાવ્યું છે. અને એ પ્રમાણે દુનિયાંના સર્વ ધર્મો, સંપ્રદાયો કે પંથો મૌલિક જ્ઞાનને પરમેશ્વર પાસેથી અથવા તેના સંદેશવાહકો પાસેથી પ્રાપ્ત થયેલું માને છે. એટલે બુદ્ધિની ચલ નિષ્ઠા જોયા પછી પરિસ્થિતિ આવી રીતની જણાય છે. આપણી સમક્ષ અનેક ગ્રંથો છે જે કહે છે કે ઇશ્વરપ્રેરિત જ્ઞાન તેમાં વિદ્યમાન છે. એક જનસમાજ એક ગ્રંથસમુચ્ચયને તેવા જ્ઞાનના રાશિ રૂપ માને છે; બીજો જનસમાજ બીજાને માને છે; ત્રીજો ત્રીજાને માને છે એટલે કે ઇશ્વરપ્રેરિત જ્ઞાન કિયું તેનાં મંતવ્યો જૂદાં છે અને તે મંતવ્યો જૂદાં જૂદાં કારણોથી પ્રાપ્ત થયેલી શ્રદ્ધા ઉપર આધાર રાખે છે, પણ ધાર્મિક શ્રદ્ધાવાળા મનુષ્યનું કહેવું એ છે કે "હું મ્હારી માનુષી બુદ્ધિ ઉપર કે બીજાં મ્હારા જેવાં-ભૂલ કરે એવાં—મનુષ્યોની બુદ્ધિ ઉપર નહિ પણ, મ્હારા માનવા પ્રમાણે સર્વજ્ઞની પ્રેરણાથી પ્રાપ્ત થયેલા શ્રદ્ધેય જ્ઞાન ઉપર જ મ્હારા જીવનનાં મંડાણ માંડવાનું યોગ્ય ગણું છું અને તેવા શ્રદ્ધેય જ્ઞાનના પ્રચારક તરીકે અમુક ગ્રંથને માનું છું." કોઇ કહે કે બધા તો એ જ્ઞાનને તેવું માનતા નથી તો એ એમની મરજીની વાત છે. એને તો એમાં શ્રદ્ધા પડે છે અને એને એ માને છે. આખરે તો એક રીતે બધા મતો એ મંતવ્યો અથવા માનિંતાઓ જ છે. આ રીતે અનેક સમુદાયો જૂદા જૂદા ધર્મપંથોને માની શકે. અને અને તેઓની માનિંતા બુદ્ધિવાદ કરતાં કંઇક વધારે સદ્ધર છે, એમ પણ કહી શકાય, કારણ કે સર્વજ્ઞ બુદ્ધિ જ મૌલિક બૃહત્ સત્યોનો નિર્ણય આપી શકે એ ન્યાયસંમત મહાસત્યને એમણે જોયું છે.

# ત્રણ જાતની સંસ્કૃતિઓ.

મ્હારો કોઇક લેખ વાંચીને એક બ્હેને પ્રશ્ન ઊઠાવ્યો હતો કે, આપણી સંસ્કૃતિ એટલે શું? એનો જે સંપૂર્ણ ઉત્તર આપવો હોય, તો હું એમ કહું કે શ્રુતિ, સ્મૃતિ પુરાણ અને ઇતિહાસ (રામાયણ અને મહાભારત) માંથી આદર્શ રૂપે ફલિત થતી જે સંસ્કૃતિ તે. આપણી સંસ્કૃતિ એટલે ભારતની પુરાતન સંસ્કૃતિ—જેના આદર્શો હજી પણ લોકોના હૃદયમાં વિદ્યમાન છે.

પ્રત્યેક ભાવવાચક નામની પેઠે સંસ્કૃતિ શબ્દનો અર્થ કરવો પણ કઠિન છે. તેનો ભાવ અનુભવગમ્ય છે.—જેને સ્નેહ કે શોકનો અનુભવ થયો નથી તેને જેમ તે ભાવો સમજાવવા અઘરા પડે એવી રીતે સંસ્કૃતિનું પણ છે. વાસ્તવિક રીતે વિચારિયે તો સંસ્કૃતિ શબ્દ તેના વર્ત્તમાન અર્થમા આધુનિક છે. એટલે તેનો અર્થ ઘડાતો જતો હોવાથી લગભગ અનિશ્ચિત છે. અત્યારે તો લગભગ એવું થઈ ગયું છે કે, કોઈ પણ સમાજની માનસિક અને વ્યાવહારિક પરિસ્થિતિને તે સમાજની સંસ્કૃતિ તરીકે ઓળખાવવામાં આવે છે. કોઇવાર સંસ્કૃતિના સોપાન કે નીસરણીમાં જૂદાં જૂદાં પગથિયાં ઉપર જૂદા જૂદા જનસમૂહોને મૂકવામાં આવે છે. આમાં કાંઈ ખોટું નથી—જો સંસ્કૃતિનો એક સુનિશ્ચિત અર્થ હોય તો.

અંગ્રેજીમાં 'સિવિલિઝેશન' શબ્દ છે તેને સારૂ પહેલાં 'સિવિલિટી' શબ્દ વપરાતો; પણ એ શબ્દ માત્ર બાહ્ય વિનયનો સૂચકજ થઇ રહ્યો, એટલે 'સિવિલિઝેશન' શબ્દ યોજવામાં આવ્યો. આ બીજા શબ્દની પહેલા કરતાંયે બૂરી દશા છે. કેટલાક કહેવા લાગ્યા છે કે 'સિવિલિઝેશન' એ એક રોગ છે. અને એક વર્ગ તો એમજ કહેવા લાગ્યો છે કે યુરોપની અત્યારની સંસ્કૃતિની—કહેવાતી સંસ્કૃતિની

ઇમારત તોડી પાડયેજ ઠેકાણું પડશે. મ્હને તો એમ લાગે છે કે, મ્હોટું નામ પાડીને ખોટી ચીજને મ્હોટી દેખાડવાના પ્રયત્નનું આ પરિણામ છે, કાચ હોય–ભલે પછી તે અમેરીકન હોય, ટેપ્ટિનો હોય, પાસા પાડેલો હોય, ચળકતો હોય, સોનેથી રસેલો હોય, પણ તે હીરા તરીકે ક્યાં સુધી ચાલે? જાણનાર હોય તે જુએ, વિચારે કે તરત જાણે કે આમની વાત આમ છે. આપણે આઘા છિયે, એટલે આપણને દૂરથી ડુંગરા રળિયામણા લાગે; પણ યુરોપના લોકોને મન તો તેમના ખોટા ઝવેરાતની કિંમત ગઈ છે અને અનેક નવી હીલચાલો એ તેની સાબિતી પૂરતી જાય છે.

પણ સારો ઇલ્કાબ છોડવો કોઇને ગમતો નથી અને 'સિવિલિઝેશન' શબ્દ એ તેના અર્થની અનિશ્ચિતતાને લઇને હજી પણ યુરોપના લોકો ઉપર જાદુ નાંખી રહ્યો છે. મુસ્કેલી એ છે કે સંસ્કૃતિનો સૂચક–ધર્મ, સદ્દગુણ, ઔદાર્ય કે એવો કોઈ શબ્દ એમની મનોદશાને લાગુ પડે એમ નથી. કારણ કે ધર્મ તો એમણે છોડવા છોડાવવાના ચોક્કસ પેગામો કયારનાયે કાર્યમાં મૂકયા છે, સદગુણ સંબંધે તો એઓ એ શબ્દનો અર્થ શો એના નિર્ણયની મુસ્કેલીમાં છે, અને ઔદાર્ય કહેવા જાય તો તો બાકીની આખી દુનિયાં હસવા માંડે, કે અમને રાત દહાડો લૂંટવાની પેરવીમાં રહો છો, ને ઔદાર્ય કયાંથી આવ્યું?

પણ યુરોપના વિદ્વાનો એમ કાંઈ જાય એવા નથી. મિ. બકલે 'સુધારાનો ઇતિહાસ' લખી કાઢયો છે. અને મિ. મારવિન અનેક ગ્રંથો લખી એમના સુધારાનું પ્રતિપાદન કરવાને મથે છે. ખરી વાત એ છે કે વાસ્તવિક સંસ્કૃતિનાં તત્ત્વો અને એનાં વાહકો સર્વ દેશોની પેઠે યુરોપમાં પણ છે, નથી એમ નથી; પણ તે તત્ત્વો પુરાતન ખ્રિસ્તી સંકૃતિના ભાંગ્યા તૂટયા અવશેષ છે. અને કેમ જાણે એ નવ-સંસ્કૃતિનાં બળોનો ભાગ હોય નહિ, એમ તેઓ લઈ પડે છે.

ત્યારે હવે સંસ્કૃતિની—સર્વસામાન્ય સંસ્કૃતિની વ્યાખ્યા કરવાની તરખડમાં આપણે અત્યારે નહિ ઉતરિયે. પણ સંસ્કૃતિનાં પ્રેરકબળોને અંગે તેના વર્ગો અથવા તેની જાતો સંબંધે વિચાર કરીશું જો કે કેટલીક વાર તો ઘણાને એમ થઈ જાય છે કે આને સંસ્કૃતિ કહેવીજ શા માટે ? કેટલાક હૃદયના ગુણોનેજ સંસ્કૃતિમાં પ્રધાન સ્થાન આપે છે. કેટલાક બુદ્ધિશકિતને પ્રાધાન્ય આપે છે, કેટલાક શૌર્યને પ્રાધાન્ય આપે છે અને કેટલાક વિજ્ઞાનને પ્રાધાન્ય આપે છે. આપણે સ્પષ્ટ રીતે કહિયે કે સંસ્કૃતિ એ મનુષ્યના જીવનને સર્વત્ર સ્પર્શે છે. અને એ દૃષ્ટિબિન્દુથી જોતાં જે ભાવના માનવના કે માનવસમૂહના અખિલ જીવનમાં પ્રધાનપણે વર્તે તે ભાવનાને આધારે આપણે સંસ્કૃતિની વ્યવસ્થા કરી શકિયે, અને ભાવનાનું કેન્દ્ર જે હોય તે ઉપરથી તે સંસ્કૃતિને વધારે સમજી શકાય.

આ રીતે જોતાં મ્હને લાગે છે કે આપણે ત્રણ પ્રકારની સંસ્કૃતિઓ કહી શકિયે. યુરોપની અત્યારની સંસ્કૃતિ તેને નારીપ્રધાન સંસ્કૃતિ કહી શકાય. રોમની પુરાતન સંસ્કૃતિને નરપ્રધાન સંસ્કૃતિ કહી શકાય અને ભારતની પુરાતન સંસ્કૃતિને ઈશ્વરપ્રધાન સંસ્કૃતિ કહી શકાય. ઈશ્વરપ્રધાન સંસ્કૃતિઓમાં ઘણે અંશે પુરાતન ઈરાન, મિસર, અરબસ્તાન અને તુર્કસ્તાનની સંસ્કૃતિઓ આવી શકે. હિન્દમાં પૃથુરાજ ચૌહાણ ઈત્યાદિના વખતમાં નરપ્રધાન સંસ્કૃતિ તરફ વલણ હતું. તે પાછું પ્રતાપ અને શિવાજીના વખતમાં ઇશ્વરપ્રધાન સંસ્કૃતિ તરફ વલણ થયું અને હાલમાં યુરોપીય કેળવણીના પ્રતાપે નારીપ્રધાન સંસ્કૃતિ તરફ વલણ છે.

ઈશ્વરપ્રધાન સંસ્કૃતિમાં ધર્મની ભાવના મુખ્ય હોય. પુરૂષપ્રધાન સંસ્કૃતિમાં શૌર્યની ભાવના મુખ્ય હોય અને નારીપ્રધાન સંસ્કૃતિમાં ભોગવિલાસની ભાવના પ્રાધાન્ય ભોગવે. હવે સહેલાઇથી સમજાશે કે યુરોપની અત્યારની બધી હીલચાલોમાં સ્ત્રીનું મુખ્યત્વ કેમ છે ? અને

એ ઢીલચાલોની ટોચ જેવી બોલ્શેવિઝમની પ્રવૃત્તિમાં લગ્નભાવનાને તિલાંજલિ આપીને વિલાસભાવનાને કેમ ગોઠવવામાં આવી છે, તે પણ સ્હેજ સમજાશે. વિષયસુખની તીવ્ર વાસના, તે વાસનાનું કેન્દ્ર સ્ત્રી, તે વાસના સર્વાંશે પૂર્ણ કરવાની અભિલાષા, તેને સારૂ સ્વચ્છન્દતાનો આગ્રહ, તેને સારૂ ભોગનાં સાધનો, તેને સારૂ ધનની અતિ-તૃષ્ણા અને તે તૃષ્ણા પૂરી કરવા ગમે તે માર્ગમાં પ્રવૃત્તિ; અને તેથી ક્રમશઃ અધઃપતન, એ નારીપ્રધાન સંસ્કૃતિની સામાન્ય અનર્થપરંપરા છે.

પુરૂષપ્રધાન સંસ્કૃતિમાં શૌર્યનું પ્રાધાન્ય હોય એ આપણે કહી ગયા. ગ્રીક લોકોમાં મુખ્યત્વે કરીને સ્પાર્ટનોમાં શૌર્યનું પ્રાધાન્ય હતું અને મધ્યકાલીન રજપૂતોમાં પણ પુરૂષનું પ્રાધાન્ય આપણે જોઇયે છિયે. આઇસલાન્ડના 'સૅગા' ગ્રન્થોની ભાવના પણ મુખ્યત્વે પુરૂષ-પ્રધાન સંસ્કૃતિની છે. પુરૂષપ્રધાન સંસ્કૃતિમાંથી સ્હેજે નારીપ્રધાન સંસ્કૃતિમાં પરિવર્તન થવા સંભવ છે પણ ઘણુંખરૂં પુરૂષપ્રધાન સંસ્કૃતિઓ એનું બળ ક્ષીણ થતાં સમાપ્ત થઇ જઇ ધર્મપ્રધાન સંસ્કૃતિઓને સારૂ જગ્યા કરે છે. સંસ્કૃતિની દષ્ટિથી કહિયે તો અસુરોને પુરૂષ સંસ્કૃતિના અનુયાયી કહી શકાય. એમનામાં બળનું પ્રાધાન્ય હોય છે અને બળને અર્થે એક પ્રકારની રાજસી સકામ તપશ્ચર્યાનું પ્રાધાન્ય પણ તેઓમાં હોય છે.

ઇશ્વરપ્રધાન સંસ્કૃતિમાં દૈવી-સંપત્તિનું પ્રાધાન્ય હોય. દૈવી-સંપત્તિનાં લક્ષણો સુવિખ્યાત છે, સત્વ-સંશુદ્ધિ અને જ્ઞાનયોગની વ્યવસ્થાને તેમાં મુખ્ય સ્થાન છે. અભિમાન અને પારૂષ્ય એ આસુરી સંપત્તિમાં પ્રાધાન્ય ભોગવે છે. ઇશ્વરપ્રધાન સંસ્કૃતિમાં ઇશ્વરના પ્રસાદરૂપ ગ્રન્થોનું પ્રાધાન્ય હોય એ સ્વાભાવિક છે; અને તેને અંગે ધર્મનું, સદ્ગુણનું અને ચારિત્ર્યનું પણ વિશેષ પ્રાધાન્ય હોય. એટલે આ રીતે ઇશ્વરપ્રધાન સંસ્કૃતિનું લક્ષ્ય જૂદું હોય છે, અને તેના માર્ગો પણ બીજી બન્ને સંસ્કૃતિઓથી સ્વાભાવિક રીતેજ જૂદા પડે છે.

ઈશ્વરપ્રેરિત આપ્તવાકયથી નિર્ણિત થએલા જીવન–માર્ગને આપણે સામાન્ય રીતે ધર્મ કહિયે છિયે. એ ધર્મો જૂદા જૂદા લોકસમૂહોની માન્યતા પ્રમાણે જૂદા જૂદા આપ્ત ગ્રંથોને અનુસરીને જૂદા જૂદા હોઈ શકે. હિન્દુઓ વેદ, સ્મૃતિ, પુરાણાદિકને પૂજ્ય માને, મુસલમાનો કુરાનના ધર્મને, ખ્રિસ્તી લોકો બાઈબલના કે પારસીઓ અવસ્તાના ધર્મને માને. એ બધાનું ભાવનાનું કેન્દ્ર ઈશ્વર હોવાથી તેમની સંસ્કૃતિઓને ઈશ્વરપ્રધાન સંસ્કૃતિઓ ગણી શકાય. તથાપિ ભાવનાનું કેન્દ્ર એજ સંસ્કૃતિને નિર્ણિત કરે છે. યુરોપના કેટલાક દેશમાં ખ્રિસ્તી ધર્મને ઘણા લોકો પોતાના ધર્મ તરીકે લખાવે છે પણ એમની જે ભાવના ઈશ્વરપ્રધાન રહી શકી ન હોય તો તેમની સંસ્કૃતિને ઈશ્વરપ્રધાન ન કહી શકાય. કમાલપાશાએ ખિલાફતની અવનતિ કરી અને મુસલમાન ધર્મના મહાન્ આદર્શો અને ભાવનાઓને તિલાંજલિ આપી, ત્યારથી તુર્કસ્તાનની સંસ્કૃતિ થોડીઘણી ઈશ્વરપ્રધાન હશે તે ઓછી થઈ ગઈ. આપણે કહી શકિયે કે સામાન્ય રીતે સ્ત્રી, પુરુષ અને મહાપુરુષ એ ત્રણેને માનવ–ભાવનાઓમાં અથવા ઉચ્ચગ્રાહોમાં સ્થાન છે જ; પણ એમાંથી જેના ઉપર જે સંસ્કૃતિ વધારે ભાર મૂકે, તે ઉપરથી તે સંસ્કૃતિનો રંગ નક્કી થાય. જો કદાચ ચોક્કસ રંગનુંજ કહેવું હોય તો નરપ્રધાન સંસ્કૃતિનો રંગ મુસોલિનીના દલનો છે તે કાળો રંગ, નારીપ્રધાન સંસ્કૃતિનો રુશિયાના બોલ્શેવિકોએ સ્વીકારેલો લાલ રંગ અને ઈશ્વર-પ્રધાન સંસ્કૃતિનો પીળો કે ભગવો રંગ કહી શકિયે.

આપણી સંસ્કૃતિ એ ઈશ્વરપ્રધાન સંસ્કૃતિ છે, એ ભાગ્યેજ કહેવું પડે. આપણાં અનેક દેવમન્દિરો, આપણા અનેક આચાર્યો, આપણું ધાર્મિક સાહિત્ય, આપણું વેદાંતચિંતન અને આપણું સમગ્ર જીવન-દર્શન એ બધાંયે એજ વસ્તુસ્થિતિનાં સૂચક છે; એટલે આપણામાં ધર્મનું પ્રાધાન્ય છે; એટલે જ આપણામાં ધર્મગ્રન્થોનું, ધર્માચાર્યોનું, ધર્મના પ્રેરકોનું અને ધર્મ–સંવાહકોનું પ્રાધાન્ય છે.

મનુસ્મૃતિ એ આપણો કાયદો, નિષ્ઠાવાન્, વિદ્યાવાન્ અને ચારિત્ર્યવાન્, બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણો એ આપણા ગુરુ; ને પુરાણો, એ આપણા આદર્શોનાં મન્દિર.

પ્રત્યેક સંસ્કૃતિને એની મુશ્કેલીઓ હોય છે. અને ધર્મપ્રધાન સંસ્કૃતિને પણ એમજ છે. એવી સંસ્કૃતિમાં સામાન્ય રીતે શ્રદ્ધાને પ્રધાન સ્થળ મળે છે અને એ શ્રદ્ધાનો દુરુપયોગ પણ કોઈ કોઈ કરવા માંડે છે. વળી એ સંસ્કૃતિમાં આદર્શજીવન ગાળવું સ્વાભાવિક રીતેજ વધારે કઠિન થઈ પડે છે; કારણ કે ધર્મનો માર્ગ એ તપનો, સ્વાર્થત્યાગનો અને સત્યનો અસિધારા વ્રત જેવો દુર્જય માર્ગ છે, એટલે એને અનુસરનારા પણ પોતાના મનથીજ પોતાની ત્રુટિઓને સર્વદા જાણતા અને દીનભાવે કબૂલ કરતા હોય છે. મનુષ્ય સ્વભાવેજ સ્ખલનશીલ પ્રાણી છે. આથી એ સંસ્કૃતિના અનુયાયીઓમાં ઘણી બાબતમાં દરગુજર કરવાનું રહે છે અને આમ કરીને ઘણું ઘણું દરગુજર થતાં અને ધર્મનો આદર્શ સૌના મનમાં અતિ ઊંચો હોવાથી એક તરફથી કાંઈક દંભ જેવું વધારે દેખાય છે અને બીજી તરફથી દરગુજર થવાને લઈને સમાજની ચ્યુતિ પણ થતી જાય છે. દૃષ્ટાંત તરીકે, જે બ્રાહ્મણ બ્રાહ્મણના યથાર્થ ધર્મને અનુસરતો ન હોય, જે ક્ષત્રિય ક્ષત્રિયના યથાર્થ ધર્મને અનુસરતો ન હોય. અથવા જે વૈશ્ય અથવા શૂદ્ર પોતપોતાના ધર્મોને યથાર્થ રીતે અનુસરતા ન હોય, તેને કાંઈ તેમના જ્ઞાતિ કે વર્ણસમૂહોમાંથી તરત બાતલ કરી દેવામાં આવતા નથી; અને કરવામાં આવે એ જરૂરનું પણ નથી. કારણ કે, ધર્મ એ તો માનવબલને ઉન્નત પ્રદેશમાં જવાનું સોપાન છે; એ સોપાન ઉપર ચઢવાની એની ભાવના હોય એ કાંઇ નજીવી વસ્તુ નથી. તેને વાસ્તે તે મથતું હોય, એ સીડીમાં ચઢતાં જરા અડબડિયાં ખાતું હોય, કોઇ વાર ગબડી પણ પડતું હોય, તથાપિ એના એ પ્રદેશમાં જવાનાં મથનો એજ એને ધર્મમાર્ગમાં અધિકાર આપે છે.

જેમ મેઘધનુષ્યમાં અનેક રંગો એક બીજા સાથે, છૂટા ન પડાય એવી રીતે, ભળી જાય છે, જેમ ઉત્તમ સાહિત્ય કે કલાકૃતિમાં અનેક ભાવો સંમિલિત થઈ જાય છે, એમ આદર્શ-સંસ્કૃતિમાં ઇશ્વર, પુરૂષ અને સ્ત્રી એ ત્રણે ભાવોનો ઉન્નત, ઉદાર અને સુંદર સમન્વય થાય છે. એવી સંસ્કૃતિમાં જ્ઞાનનું કેન્દ્ર ઇશ્વરમાં હોય છે. અને તેને આધીન રહીને અર્થ અને કામની સિદ્ધિ કરી અથવા તેનો અનુભવ લઈ પરમ શાન્તિને સાધવાની તેમાં વ્યવસ્થા હોય છે. આવી સંસ્કૃતિમાં સંયમનું પ્રાધાન્ય હોય છે. સૌન્દર્ય પ્રત્યે મોહ ઉત્પન્ન કરવાનો આગ્રહ હોતો નથી એટલુંજ નહિ પણ સૌન્દર્ય ક્ષણિક છે, આગમાપાયી છે, કેટલેક અંશે કાલ્પનિક છે, એ વસ્તુસ્થિતિ ઉપર ભાર મુકવામાં આવે છે, એથી ઉલટું માનવપ્રધાન સંસ્કૃતિઓમાં સત્તા અથવા સૌન્દર્ય ઉપર વધારે ભાર મુકવામાં આવે છે, પુરૂષપ્રધાન સંસ્કૃતિમાં બાદશાહીઓ તરફ અને નારીપ્રધાન સંસ્કૃતિમાં સ્વાતન્ત્ર્ય તરફ વધારે ઝોક હોય છે. સંકીર્ણ સંસ્કૃતિઓમાં આ બધા રંગરાગોની સંકીર્ણતા દેખાય છે. કોઇએ અત્યારની યુરોપની સંસ્કૃતિ, સૌન્દર્ય, શાસના અને ઔદાર્ય ઉપર રચાએલી છે એમ જણાવ્યું હતું. પણ વસ્તુસ્થિતિ એ છે કે તેનું ઔદાર્ય (Charity) એ ખ્રસ્તી ધર્મનો બાકી રહેલો અવશેષ છે, શાસના (Law) એ પુરૂષપ્રધાન રોમન સંસ્કૃતિનો અવશેષ છે અને સૌન્દર્યપરાયણતા એજ વાસ્તવિક રીતે એનો વર્તમાન પ્રધાન સૂર છે અને તેથી તેમજ જે બળો અને પ્રગતિની દિશા તે દાખવે છે, તે ઉપરથી તે નારીપ્રધાન સંસ્કૃતિ છે, એમ સમજાય છે.

સંસ્કૃતિઓના આ જે વિભાગ અહિં કર્યા છે એ વિભાગ વિષયને નિઃશેષ કરતા નથી પણ માત્ર એક સૂચનરૂપ છે; બાકી તો દરેક સંસ્કૃતિમાં ઇશ્વર, પુરૂષ અને સ્ત્રી એ બધાંને સ્વાભાવિક રીતેજ ન્હાનુંમ્હોટું સ્થાન રહેવાનું. તથાપિ જેમ મનુષ્યના જીવનના પ્રધાન પ્રસંગો તેના અંતઃકરણની પ્રધાનવાસનાથી નિર્ણિત

થાય છે, તેમજ પ્રત્યેક સમુદાયની સંસ્કૃતિ અને પ્રગતિ પણ તેની પ્રધાનવાસનાથી વિશેષ કરીને નિર્ણિત થાય છે, એટલુંજ નહિ પણ, વાસ્તવિક રીતે જોતાં, પ્રજાઓના ઢગલાઓ વિષે કાંઈ સામાન્ય રીતે કહેવામાં પણ આપણે માત્ર સામાન્ય દૃષ્ટિએ એમ કહિયે છિયે એમ જ ગણાવું જોઇએ; કારણ કે પ્રજાસમૂહોમાં તો શું પણ કુટુંબોમાં પણ જૂદી જૂદી સંસ્કૃતિઓના ઉપાસકો હોઇ શકે. પણ જેમ ગૃહ સંબંધે પણ આપણે કહિયે છિયે કે ત્યાં સ્ત્રિયા-રાજ્ય ચાલે છે, કે ત્યાં તો શેઠ કહેશે તે થશે તેવીજ રીતે કોઈ પ્રજા-સમૂહ, દેશસમૂહ કે ખંડને વિષે પણ જો તેના સમગ્ર-વર્તનમાં તેવા પ્રકારનું ઐક્ય હોય, તો આપણે તેને વિષે સામાન્યતઃ નામ નિર્દેશ કરી શકિયે. અત્યારના યુરોપમાં પણ કાર્ડિનલ ન્યૂમેન, ડીન ફેરર અને ડૉ. ઈન્જ જેવા સાધુપુરૂષો, પ્રભુપ્રિય સજ્જનો થયા છે, એ વાત કહેવાની હવે ભાગ્યેજ જરૂર રહે છે. આ પૃથ્વી એ પ્રભુ-નીજ ભૂમિ છે. એમાં અનેક જીવો પોતાના અધિકાર પ્રમાણે, પોતાની વાસના પ્રમાણે, પોતાના ભાવી પ્રમાણે, ભિન્ન ભિન્ન સ્થળે અવતરે છે. અને જ્યાં હોય ત્યાં વાંચતાં ઊંઘી ગએલો જેમ પાછો ઊઠીને પોતાની ચોપડી વાંચવા માંડે છે, તેમ પોતાનું કાર્ય,-કર્મ કે વિકર્મ, કરવામાં તલ્લીન થાય છે. આપણા આગ્રહો—સદાગ્રહો અથવા દુરાગ્રહો—એમના એમ રહી જાય છે; અને કાલનાટકના પડદાઓ આમ અને તેમ સંચાર કર્યા કરે છે.



# ઊંધા એકડા.

એક કોઈ અટકચાળાએ સ્કૉટલાંડના લોકની બનાવટ કરતાં લખ્યું છે કે એક સ્કૉચે રસ્તામાં જતી 'બસ' પાછળ દોડતાં 'બસ' વાળાને પૂછયું કે 'ફલાણે ઠેકાણે જવાનું શું ભાડું છે?' પેલાએ કહ્યું 'બે પેન્સ.' પેલો સ્કૉચ થોડેક દૂર સુધી પાછળ દોડયો, ને ફરી પૂછયું, 'હવે અહીંથી કેટલું?' પેલાએ જવાબ દીધો 'ત્રણ પેન્સ,' ને ખુલાસો કર્યો 'ભલા આદમી! તું ઊંધી દિશામાં દોડે છે.' આપણામાંથી ઘણાને અનુભવ થયો હશે કે વધારે ધાંતાળ માણસો વધારે ગફલત ખાઇ જાય છે. આ સ્કોચની વાત આપણી અત્યારની દુનિયાંને મ્હોટી બાબતોમાં પણ લાગુ પડે છે.

પ્રો. એબિટ એક ઠેકાણે કહે છે કે દુનિયા મૂળસિદ્ધાંતોમાંજ ખોટે રસ્તે ચઢી ગઈ છે, એમ માન્યા વિના હવે છૂટકો નથી. પુરાવામાં યુરોપના મહાસંગ્રામને એ મૂકે છે; અને તેને જમાનાઓની મૌલિભૂત મૂર્ખતા—મ્હોટામાં મ્હોટી મૂર્ખતા કહે છે. એક વિદ્વાન્ આની ચર્ચા કરતાં જણાવે છે કે એમની વાત ખરી છે પણ એમનું અરણ્યરૂદન સાંભળે છે કોણ? વાત ખરી છે. જ્યારે માણસને કે હરકોઈ પ્રાણીને તાન ચઢે છે, ત્યારે એ બીજાનું ભાગ્યેજ સાંભળે છે. પોતાનાં તાનમાંજ મસ્તાન થઈ જાય છે. એવી સ્થિતિ અત્યારે યુરોપની અને તેનાથી દોરાતી દુનિયાંની થઇ ગઇ છે.

પહેલેથીજ મૂળમાં ભૂલ હોય તેને આપણે ઊંધા એકડા કહિયે છિયે. મૂળની ભૂલ બીજની કડવાશની પેઠે આખા વૃક્ષમાં અને તેનાં ફળોમાં પણ વ્યાપી રહે—કડવાં સરગવાના બીની અંદરની કડવાશ એની શીંગે શીંગમાં વ્યાપી રહે છે એમ. એવા ઊંધા પાયાની ઇમારતનો તેને તોડી નાંખવા અથવા તેની ઉપેક્ષા કરવા સિવાય

બીજો ઉપાય જ નહિ. જેમ કડવી દૂધીના શાકમાં ગમે તેટલાં તેલ મશાલો નાંખ્યાં હોય અને ગમે તેટલાં પ્રારંભિક વખાણ એનાં કર્યાં હોય પણ ખાધે ખબર પડી ગયા વિના રહેજ નહિ, એમ વિલાયતી સુધારાનાં વખાણ ઢોલનગારાં વગાડીને બણગાં ફૂંકીને કરાયાં અને માલમશાલા પણ એમાં ખુબ મેળવ્યા તથાપિ એ સુધારાનો સવાદ ચાખીને, ખાનારા કકળી ઉઠ્યા કે 'ફેંકો આને ગટરમાં. અમારે તો ઘરમેય એ ન જોઇયે.'

આવા કકળી ઉઠનારાઓમાં એક તો એનાર્કિસ્ટો: જેણે કહ્યું કે 'તમારા રાજ્યતંત્રથી તોબા; એ તો અમને એક પછી એક બેડીમાં વધારે ને વધારે જકડતુંજ જાય છે. પ્રજાતંત્ર, એકતંત્ર, અનેકતંત્ર ઇત્યાદિ પ્રજાની બેડીઓ ઘડવાનાં બધાં તૂત છે; અમારે તો રાજ્યજ ન જોઇયે.' બીજા ઉઠ્યા તે સોશિયલિસ્ટ–સમાજવાદીઓ. એ કહે કે 'તમારા આર્થિક તંત્રથી તોબા–કાયદાઓ કરીને મૂડીવાળાનેજ તમે આગળ વધાર્યા, હજારોને મજુરો બનાવી દીધા ને સમાજને પાયમાલ કરી નાંખ્યો. કાઢો આ મૂડીવાળાને. અમારૂં જે થશે તે થશે, પણ તમને તો બોંયભેગા કરી નાંખીશું.' પેલી વાતના કંટાળેલા ધણી જેવોજ લગભગ એમનો મિજાજ છે, જેણે કહેલું કે "હું તો મરૂં તો મરૂં પણ ત્હને રાંડી રાંડ કરૂં." ત્રીજી તરફથી જાગ્યા બોલ્શેવિકો, જે કહેવા લાગ્યા કે 'આ તે કાંઈ તમારી રીત ? બધાય અનીતિમાં રમો છો ને રાચો છો. તેના કરતાં લગનનું નામજ કાઢી નાંખોને. ફાવે તો રજીસ્ટરની આફિસમાં નામ નોંધાવો, ને ન ફાવે કે છડે ચોક છૂટાછેડા કરી લ્યો, અને ફાવે તેમ ફરતા ફરો. પણ આ ઢોંગ શેને માટે ?' આમ યુરોપના સુધારા સામે યુરોપના લોકોજ કકળી ઉઠ્યા. એકે બોંબથી કામ કરવા માંડ્યું: બીજાએ મજુરોમાં ઉશ્કેરણી ફેલાવી; ત્રીજાએ ઉઘાડો બળવો કરી એક લાકડીએ રાજ્ય ચલાવવા માંડ્યું.

રાજ્ય, ધન અને સમાજ એ ત્રણે સંસારની મુખ્ય બાબતો. અને યુરોપના શરીરમાં ત્રણે ધાતુનો આ રીતે પ્રકોપ થયો. આવા

સનેપાતવાળો યુરોપ ગમે તેમ બોલે છે, આમ તેમ દોડે છે અને એની નાડીનો વેગ વધતો જાય છે. એનો રોગ પાછો છે ચેપી. જેને એનો ચેપ લાગ્યો છે તે પણ ટર્કીની પેઠે કુદાકૂદ કરવા મંડી પડ્યા છે. હમણાં ચારે તરફ એનો જ પાયરો છે. કોઈ ભાગ્યેજ સ્વાસ્થ્ય કે કે શાન્તિ ભોગવે છે. ડાક્ટરોને પણ હવા લાગેલી હોવાથી કુદાકૂદ, બોલછા અને ઘેલછાને એઓ સુધારો માને છે. પણ રોગીની સ્થિતિ તો બગડતીજ ચાલે છે. ઈરાન, ચીન વગેરેમાં બળવા થયા. તેને એમણે સારાં ચિહ્ન માન્યાં. પણ એ કોઇનું હજી ઠેકાણું પડ્યું નથી અને વાત વધતીજ જાય છે. ડાક્ટરો ઊંઢાં ભણાવે જ જાય છે.'

ઊંઢાં ભણાવવાં અને ઊંધા એકડા મંડાવવા એ બેમાં પણ ફેર છે: થોડું ઘણું સવળું ભણાવીને ઊંઢાં ભણાવવાનું તો ઘણા વખતથી ચાલતુંજ આવ્યું છે; પણ ઊંધા એકડા મંડાવવાની મહાકળાનું માન તો નવા જમાનાનેજ છે. ઊંધા એકડા કોને કહેવા એમ કોઈ પૂછે, તો તેનો જવાબ આપવો આઘરો નથી. પછી તે સ્હામાને રૂચે કે ન રૂચે એ એમના મનની વાત છે. સદંતર જૂઠાણું એને આપણે ઊંધો એકડો કહિયે. દૃષ્ટાંત તરીકે એક ઊંધો એકડો હું એને કહું કે આપણે ચારાન જોઇએ કે સર્વ મનુષ્યો સરખાં નથી, છતાં તેને સરખાં માનવાં. એટલે આ મૂળનોજ ઊંધો એકડો. ને એના ઉપરથી અનેક સિદ્ધાંતો રચવા, એ ઊંધે એકડે ગુણાકાર કરવાના જેવું. એ બધાં જંગલી પાતરાંનાં ભજીયાં જેવા તેલ મશાલાદાર ને દેખાવમાં મન થઈ જાય એવા, ઊંચે ચઢાવેલા, પણ એને ખાઓ એટલે ખબર પડે. વળાવળાટથી ગળું બાળી નાંખે ને કાચાં ખાઓ તો તો ભોગજ મળ્યા. પછી પાછી એક જુઠ્ઠાને ઢાંકવા, બચાવવા હજાર જાતની પેરવી. બધાંને સરખાં ગણવાનું અને એ પ્રમાણે વર્તવાનું તો ફાવે નહિ. જે ભેદ એક મનુષ્ય અને બીજા મનુષ્યની વચ્ચે છે, તે તો વ્યવહારમાં રાખવો જ પડે. દીકરાને બદલે

કાંઈ રસ્તે ચાલનારને વારસો અપાય નહિ. બધાને સરખા જાણીને દીકરીને ગમે તેને પરણાવાય નહિ, કે ગમે તેને ઘેર મોકલાય નહિ. બધા સરખા હોય તો અમલદાર નીમવામાં, પસંદગીનો પ્રશ્નજ ન રહે, અને ચુંટણીમાં હરિફાઇઓની જરૂરજ ઉભી ન થાય. માણસે માણસે ફેર ન હોય તો, લેનીન અને મુસોલિની કે કમાલ પાશા લોકોમાં સર્વોપરિ સત્તાઓ ભોગવે નહિ. બધાં માણસો સરખાં હોય, તો ગુન્હાજ ન બને, અથવા કાયદાઓ નિરર્થક થઈ જાય અને ન્યાયનો કાંઈ અર્થ રહે નહિ. આ ટકે શેર ભાજી ટકે શેર ખાજાનો સિદ્ધાંત ઉઘાડી રીતેજ એવો પોલો છે કે મનુષ્યોના અભિમાનને ઉશ્કેરવા તેનો ખોટો દેખાડો કર્યો પછી અનેક જાતની નાદાબારીઓ કાઢવાનું જ બાકી રહે; અને પછી બોલ્શેવિકો જેવા બધું સપાટ ચપાટ કરવા ઉભા થાય એટલે ગભરામણ છૂટે. ત્યારે એના કરતાં એમજ શું કરવા ન કહેવું કે છેકો મૂકોને તમારા ઊંધા એકડા ઉપરજ. તમારા ભાવો બતાવવાના બીજા બધા માર્ગો ઉપર શું પાણી ફરી વળ્યું છે, કે આવા જૂઠાણાને તમારા મૂળ—મન્ત્રરૂપ માનવા મનાવવા મથો છો ? જાણકારો કહે છે કે એકમાંથી બધા અંકો થાય છે. અને ઊંધો એકડો હોય તો બધું ઊંધું પડે એમાં આશ્ચર્ય શું ?

વળી નવા જમાનાનો બીજો ઊંધો એકડો જોવો હોય તો તે સ્વચ્છંદતા. પોતાની ઇચ્છા પ્રમાણે માણસ વર્તે—વિચાર વાણી ને વર્તનમાં, આ શૉખ એક રીતે જૂનો છે, નિરંકુશ થવાની ઇચ્છા-વાળા શેતાનથી એ ચાલ્યો આવે છે પણ નવા જમાનામાં સિદ્ધાંત તરીકે એ પહેલો રાજપ્રકરણને અંગે ફ્રાન્સમાં ૧૭૮૯ની રાજકીય ક્રાન્તિને પ્રસંગે જોરમાં આવ્યો. રાજકીય પ્રકરણમાં જેને સ્વતંત્રતા આપણે કહિયે છિયે તેનો અર્થ પહેલાં તો ઘણુંખરૂં ન ગમતી રાજકીય રાજસત્તાનો વિચ્છેદ અથવા પરકીય રાજ્યસત્તાનો ઉચ્છેદ

એટલો હોય છે. પણ ઉઘાડી રીતે તેમ કહેવુ અગવડભર્યું હોય છે એટલે લોકસત્તા, સ્વતંત્રતા, ઈત્યાદિ શબ્દના પટંતરાઓવડે કામ ચલાવવામાં આવે છે. પણ રાજ્યસત્તાને ઉથલાવવામાં વ્યવસ્થાનાં બળો કામ કરતાં નથી; તોફાની બારકસોનું એમાં કામ પડે છે; અને એવાં તોફાની બારકસોને ચઢાવવા સારૂ બારે દરવાજા ખુલ્લા મૂકી દેવા એમ વાયરો સ્વાભાવિક રીતે ચાલે છે. અને તેમાંથી સ્વચ્છંદતાનો મત જોર લે છે. આજ રીતે સ્વચ્છંદતાનો સિદ્ધાંત ધર્મ, નીતિ અને સમાજનાં ક્ષેત્રોમાં દાખલ થયો. સિદ્ધાંત કરતાં એને માન્યતા કહિયે તો વળી વધારે ઠીક. મનને ફાવે તેમ બોલવું, મનને ફાવે તેમ ચાલવું, એ કોને ન ગમે? પણ એ ચાલી શકે ક્યાંથી? એક માણસ પણ જો પૂરેપૂરો સ્વચ્છંદતાથી વર્તે વા તેને સ્વચ્છંદતાથી વર્તવા દેવાનું નક્કી થાય તો આખી દુનિયાને આકરૂં પડી જાય. તો પછી બધાં મનુષ્યો તો મનને ફાવે તેમ કરી શી રીતેજ શકે? ત્યારે નાહાબારી બોળી કાઢી કે, હા એ ખરૂં, પણ દરેક માણસ એવી રીતે બોલે ચાલે કે બીજાની સ્વચ્છંદતામાં હરકત ન આવે, અંગ્રેજી શબ્દ 'લિબર્ટી'નો અર્થ એકંદરે સ્વચ્છંદતા જ છે, એટલું આપણે અંત્ર કહી લેવું જોઇયે. સ્વતંત્રતાનો સંકુચિત અર્થ એમાં નથી. એને વળી પોતાનું તંત્ર પોતાના છંદ પ્રમાણેજ હોય એટલે તંત્ર અને છંદનો પાછો ભેદ પાડવો આઘરો થઈ પડે. વધારે ચોક-સાઈથી કહિયે તો એ અંગ્રેજી શબ્દમાં 'છૂટ'નો અર્થ રહેલો છે. હવે 'બીજાની છૂટમાં હરકત ન આવે, એવી' છૂટ મંજૂર થઈ. ત્યારે બીજાની કઈ છૂટમાં હરકત ન આવે, એવી છૂટ મંજૂર કરવી એમ આપણે પૂછીયે તો દુનિયાંના બધા માણસોના જવાબ જૂદા પડે. એટલે એ બધાનો દ્રઢભાજક કાઢિયે તો કદાચ એમજ નીકળી આવે કે દરેક મનુષ્યને માત્ર શ્વાસ લેવાની સ્વતન્ત્રતા છે, કેમકે મ્યુનીસિપાલિટીવાળા કર ભર્યા વગર નળમાંથી લઇને પાણી પીવાની યે હા પાડે નહિ તો પછી બીજાની તો વાત જ શી?

એવોજ ઊંધો એકડો પ્રજાસત્તાવાદનો છે. રાજનીતિના અભ્યાસકો કબલ કરે છે કે પ્રજાસત્તાવાદ અથવા લોકશાસનવાદમાં અનેક આપત્તિઓ છે. બહુમતિ, અલ્પમતિ ઉપર તરાપ મારે ને જુલમ પણ કરી શકે,–ધારે તો ગમે તેમ કરી શકે, એ તો ઉઘાડું છે. વળી મતદારને અનેક લાલચ અને લાગવગથી ગમે તે રસ્તે દોરવી શકાય અને દોરવવામાં આવે છે, ને એનાં પરિણામ પણ જાણીતાં છે. વળી પ્રજાસત્તાક રાજ્ય બાર બાપની વેજા હોઈ તેમાં જવાબદારી ઓછી થઇ જાય છે, ખટપટ ખૂબ જામે છે. અને ખર્ચનો બોજો તો ઘણોજ વધતો જાય છે એ જાણીતી બિનાઓ છે. રાજનીતિના અભ્યાસકો આ બધું કબૂલ કરે છે, પણ એ ઊંધો એકડો ભણીને જેઓ લેખાં ગણવાનું અને હિસાબ રાખવાનું શીખ્યા હોય, તેઓ તો એમજ લઈ બાઝે છે કે પ્રજાસત્તાક વગર વાત જ ન કરશો; અને ટેકામાં એમ ઓઢવે છે કે સારો રાજા હોય તો તો ઘણુંયે સારૂં પણ હોય છે કયાં ? કેટલાક, લોઇડ જ્યૉર્જ, કૈયસર, મુસોલિની, કે લેનીન જેવા એ માન્યતાને આઝૂપણ ધરાવી ધૂપ દીપ કરી નૈવેદ્ય ધરાવી પુષ્પાંજલિ આપી અભરાઇએ ચઢાવી દે છે. તેનુંયે કડેડાટ ચાલે છે. દુનિયાં ઝુકતી હૈ ઝુકાનેવાલા ચાહિયે. કરવું હોય તે કરો, પણ ચાલતે ગાડે ચઢીને ચાલોઃ એવો આપણા જમાનાનો ઘાટ છે. ખરી વાત તો એ છે કે સહુ જાણે છે કે ઝાઝી સુઇઆણીએ વેતર વંઠે છે. પણ માણસને માણસમાંથી વિશ્વાસ ઊઠી ગયો છે. તેમાં વળી કોઇક સારો નજરે ચઢી આવે–ગાંધીજી, મુસોલિની કે લેનીન જેવો, કે પ્રજા બધોય કારભાર એને સોંપી દેવા તૈયાર થઈ જાય છે. આપણા ન્હાનાં ઘર ઝુંપડામાં પણ એમજ હોય છે. ગામમાં અને જીલ્લાઓમાં પણ એજ દેખિયે છિયે. ફલાણા ભાઈ કરે તે ખરૂં. અને લોકો જાણે છે કે ત્યારેજ ઠેકાણું પડશે; નહિતર માંહોમાંહ બધા લડી મરશે. આમ હકીકત છે છતાં વ્હોરાભાઇનું નાડું બે હાથે પકડી રાખવામાં આવે છે અને પછી

ખાડા ખાઇઓ-આવે એટલે ગાડા ઉપરથી ગબડવામાં પણ મીન મેખ થતી નથી.

વળી જ્ઞાનના ક્ષેત્રમાં બુદ્ધિના તર્કમાત્ર ઉપરજ આધાર રાખવો, એ પણ ઊંધો એકડો છે. જુઓ કે દરેકની મતિ જૂદી. કોણે કોની મતિ પ્રમાણે ચાલવું? અને જો સૌની મતિ જૂદીજ હોય તો સૌએ પોતપોતાની મતિ પ્રમાણે ચાલવું એનું કારણ પણ શું? એથી કયું સર્વસંમત હિત સાધી શકાય? અને એમજ જો કરવાનું હોય તો સરશીખામણની કે કેળવણીની પણ શી જરૂર? અને તો પછી અમુક શિક્ષણ આપીને, અમુક ચરડમાં વ્યક્તિને ઘાલવાનો બીજા માણસને કે રાજ્યને પણ શો હક હોઈ શકે? ખરી રીતે તો મનુષ્ય જાણ્યે અજાણ્યે બીજાની મતિને અનુસરે છે, પોતાની કે એક જણની મતિને નહિ. પૂર્વના અનેક સંસ્કારોનો ખીચડો અથવા સંભાર એના મગજમાં હોય તેને એ ઘણુંખરૂં પોતાની મતિ માની લે છે. આવી રીતે આકસ્મિક ધોરણ ઉપર જીંદગીમાં ઝંપલાવવું એના કરતાં કોઈ વિદ્યાવિધાયકના એક ગ્રન્થ ઉપર આધાર રાખવો એ ઘણે દરજ્જે સારૂં નથી શું? અને ઘણાખરા કરે છે પણ એમજ. છતાં બોલવામાં ઘણા લોકો બુદ્ધિવાદ–'મ્હારી અક્કલ કહે તે સાચું' એવા ભમાવનારા ઊંધા એકડા ઉપર લીટે લીટો ખેંચ્યે જાય છે. જ્યાં પ્રમાણ–ગ્રન્થજ નહિ, ત્યાં સમાજનો, નીતિનો, કાનુનનો, આદર્શનો આધારજ શો? અને યુરોપમાં એમજ થયું છે. હરેક જાતની શાસના સહામે બંડ ઊઠયું છે, અને બંડખોરોનો માંહોમાંહે વિનાશ શરૂ થયો છે. ઊંધા એકડાનું પરિણામ બીજું શું આવે?

આપણે આથી ગભરાવાનું નથી. હિન્દનું રાજ્ય તો જેમ તેમ કરીને અંગ્રેજોએ લઇ લીધું પણ ચેતશે નહિ તો એમનો એમનાજ ઊંધા એકડાને માર્ગે વિનાશ છે. આપણો પણ છે, જો આપણે એમને પગલે ચાલીશું તો.–નહિ ચાલિયે તો આપણે જીવન્તજ છિયે.

જીવન્ત રહેતા, એમનો તમાશો જોવાની પણ મઝા છે. નહિ તો બીજા આપણો તમાશો જોશે. 'ચઢ જા બેટા શૂળીએ'નો ઘાટ છે. અથવા શૂળીએ ચઢવામાં પેલી અંધેરી નગરીની પેઠે રસાકસી ચાલી છે. સંસ્કૃતિનું સાથી ભારત શૂળીએ ચઢી બેસવા તૈયાર થઇ ગયું છે. પણ એ બચી જાય ને ઊંધા એકડાવાળો સુધારો શૂળીએ ચઢે, તો વધારે ઠીક. આપણી સંસ્કૃતિના સિદ્ધાંતો તો એવા છે કે બધાને પાણી પાઇ દે: એને તોડવાની કોઇની તાકાત નથી. પણ એ સંસ્કૃતિ જે એને અનુસરે—એને પાળે એની છે. આપણે એને રાખિયે, આપણાં હૃદયની દેવી કરીને રાખિયે તોજ એ આપણી.



# ખોળાખોળનાં ફાંફાં.

એક જાણીતી કહેવત છે કે 'કેડે છોકરૂં ને ગામમાં શોધ્યું.' કોઇવાર એવું બન્યું હશે? પણ ટોપી માથેજ હોય તથાપિ વિચારમાં ને વિચારમાં ખીંટીયે લેવા ગયાનો અનુભવ તો ઘણાને થયો હશે. કોટમાં કંઠી હોય અને ખોળાખોળ થઈ પડેલી ઘણાંકે અનુભવી હશે, ત્યારેજ 'કંઠાભરણ ન્યાય' સહજ સમજાય એવો થઇ પડયો હશે. માનવનાં મનનું બંધારણજ એવું છે કે તે એકમાં લપેટાઇ ગયું હોય, ત્યારે બીજું તેની નજરમાં આવતુંજ નથી. નજરે ચઢતું નથી કહો કે નજરમાં આવતું નથી કહો. માણુસ બહારની તપાસમાં વળગ્યું હોય, તો અંદર જોવાનું ભૂલી જાય એ અસંભવિત નથી. વ્યાકરણકાર પણ કહે છે કે આત્મા મનને અને મન ઇન્દ્રિયને પ્રેરે છે, ત્યારે ઇન્દ્રિયો જોવું, સાંભળવું ઇત્યાદિ કાર્ય કરે છે. એટલે મનની અભિમુખતા એજ મુખ્ય બાબત છે.

આજકાલ શોધખોળની ધમાલ ખૂબ ચાલી રહી છે, ઇતિહાસની શોધખોળ, વિજ્ઞાનની શોધખોળ, પૃથ્વીની શોધખોળ, તારાઓની શોધખોળ, દારૂગોળાની શોધખોળ, સત્યની શોધખોળ, માણસની શોધખોળ, જ્યાં જુઓ ત્યાં ખોળાખોળ ચાલી રહી છે. આટલી બધી ખોળાખોળ પછી, તે વસ્તુ ન મળે, તોય તે મળી છે એમ માની લેવાની ભ્રમણામાં કોઈ પડી જાય, તો મ્હને અજાયબી લાગે નહિ. કેમકે, બહુ ઝંખના થયા પછી, માણસ તદ્રૂપ થઈ જાય છે. કેટલાક જુદ્ધ કરવાને ચઢ્યા હોય ને હારે તોય કહે છે ને કે અમે જીત્યાજ છિયે. આપણામાં કહેવાય છે કે, કીડો ભમરીનું ધ્યાન કરતો કરતો ભમરી બની જાય છે. કંસને કૃષ્ણ વિષેની ભ્રમણા થયાંજ કરે કે 'એ આવ્યો એ વેરી'. એના એ કૃષ્ણ ગોપીઓને સુમધુર કાન્તરૂપે ભાસે અને યશોદાને એક નજર લાગી જાય એવા ભોળા ભટાક બાળક જેવા લાગે એ દૃષ્ટિભેદનો મહિમા છે. અને આ ભેદનું બીજ મનુષ્યના માનસ—સંસ્કારમાં છે.

વિષ્ણુએ હિરણ્યાક્ષ દૈત્યને મારી નાંખ્યો, તે ઉપરથી ક્રોધથી આકળા થઈ જઇને એના ભાઈ હિરણ્યકશિપુએ વિષ્ણુને પકડી પટકી પાડવા દોડાદોડ કરી મૂકીઃ એવો વિચાર કે જો હાથમાં આવે તો મારીજ પાડું. પણ મારવાની વાત તો આઘી રહી. હરિ હાથમાંજ ક્યાંથી આવે? અતિ ક્રોધ થાય ત્યારે માણસ પણ એવું બ્હેબાકળું બની જાય છે કે એને ભાન રહેતું નથી. એટલે મોટા દૈત્યને વધારે મોટા પાયા ઉપર એવું ને એવું થાય તો નવાઇ નહિ. પણ વિષ્ણુનો એને પત્તો ન લાગ્યો તેનું મુદ્દામ કારણ તો એ હતું કે વિષ્ણુ એના અંતરમાંજ સંતાઈ ગયા હતા અને એ ખોળાખોળ બહાર કરતો હતો. પ્રહ્લાદે તો ઘણું કહ્યું કે બાપાજી, એ તો સર્વત્ર વસે છે ને તમારા હૃદયમાં પણ છે. પણ અસુરને એ કેમ માન્યામાં આવે? એનાં મનમાં તો એમ કે મ્હારે જેના ઉપર આટલું વેર એ કોઇ દહાડો મ્હારા અંતરમાં આવીને તે રહે? એને

ખબર નહિ કે એને વેર હતું, પણ વિષ્ણુને વેર નહોતું. એમણે તો એને મારીને પણ સદ્‌ગતિ આપી—પણ એ બીજી વાત છે.

આ નવી શોધખોળનાં તરફડિયાં, ફાંફાં અને લગભગ સનેપાત જેવી ઘેલછા અત્યારે લોકોમાં શાથી વધી ગઈ હશે, એમ કોઇના મનમાં થાય તો આશ્ચર્ય નહિ. અને પાછું જુઓ તો પરિણામમાં કાંઇ નહિ. 'રળિયા ગઢવી ક્યાં ગયા'તા ? તો કહે ઘેરના ઘેર ને ભરડકાભેર,' એ ઘાટ. કહેવાય એમ કે મનુષ્યની મહેનત ઓછી કરવાને વિજ્ઞાનની શોધખોળ છે. પણ પરિણામમાં તો એની દોડમારી, બોજો ને મજૂરી વધતાંજ જાય, ન્હાનાને શું કે મ્હોટાને શું, ગરીબને શું કે તવંગરને શું. કહેવાય એમ કે સત્યની શોધખોળ ચાલે છે, અને લોકો અંધારામાં વધારે વધારે ગુંચાતા જાય. કહેવાય ઇતિહાસની શોધખોળ અને મુદ્દાની ગડબડ ઉલટી વધતી જાય. કહેવાય કે સ્વતંત્રતાને સારૂ મથન ચાલે છે, અને દર વર્ષે સમાજ ઉપર નવા કાયદાઓની બેડીઓ ને નવા કરોનો ભાર લદાતોજ જાય.

આ અવનવી શોધાશોધ શેને સારૂ થઈ રહી હશે એનો પણ જરાક બેશીને વિચાર કરીએ, તો જરૂર નવાઈ થઈ આવે. સુખ કે શાન્તિ કે સત્ય કે સ્વાદ કે સદ્‌ગુણ દુનિયાંમાં કોઇ દિવસ હતાંજ નહિ, તેથી એની ખોળંખોળા ચાલે છે ? કે આપણાથી રીસાઇને એ ચાલ્યાં ગયાં છે કે થયું છે શું ? આટલી ધમાધમી શી ? જે હોય તે શોધખોળમાં ને શોધખોળમાં. અલબત અમુક જાતની સામાન્ય શોધખોળ દુનિયાંમાં રહ્યા કરે, એ જૂદી વાત. માબાપ છોકરાને સારૂ વહુ ખોળે કે છોકરીને સારૂ વર ખોળે તે ઘટે. યુવક યુવતીઓ પોતે પોતાનાં સહકારીઓને ખોળી લે તોય ઠીક. પાસ થએલો જુવાન ધંધો ખોળે તે ઘટે અને નોકરી ખોળે તો યે ઠીક. એ તો બધું ચાલતું આવ્યું છે. પણ આ નવી ખોળાખોળ તો જાણે કોઇ નવો ભણેલો 'યુટોપીયા'ની વાતો વાંચીને કે કાર્લ માર્ક્સનાં

સનેપાતિયાં થોથાંથી ઘેલો થઇ જઇને એકદમ દુનિયાનું નવું ઘડતર કરવા નીકળી પડે એવા પ્રકારની છે.

જૂની તારીખ તવારીખોની અને જૂના શિલાલેખોની શોધખોળને કોઇએ મજાકમાં જૂનાં જાળાં પાડવાના કામ તરીકે જણાવ્યું હતું. પણ તે કરતાં એને જૂનાં જાળાંનું બારિક અવલોકન કહિયે, તો વધારે બંધબેસતું ગણાય. અને ઘણુંખરૂં એ અંધારી ઓરડીનું અવલોકન જ થઈ પડે છે. અડધા અંધારાવાળી ઓરડીમાં જેમ દોરડું પડયું હોય તેને કોઇ સર્પ ધારે, કોઈ ફૂલની માળા ધારે, કોઈ વળી ત્રીજુંજ કાંઇક ધારે ને એવી રીતે દોરડાના અધિષ્ઠાન ઉપર જૂદા જૂદા જોનારા પોતાની કલ્પનાના ઘોડા દોડાવે તેવું એમાં ઘણું કરીને થાય છે. આમ જણાય છે માટે આમ હશે અને આમ હોય તો આમ હોવું જોઇયે અને કદાચિત્ આમ હોય તો આમ હોવા સંભવ છે, એમ તર્કના ઘોડા છૂટથી આવી શોધખોળોમાં દોડે છે. ઘણાખરા લોકો તો એ બધું વાંચવાની કે તપાસવાની પંચાતમાં પડતાજ નથી, અને એવા શ્રમજીવી વિદ્વાનને સંશોધક કહેવામાં વાંધો યે લેતા નથી. કેમકે, મહેનત કરે એટલે સંશોધક તો કહેવાયજ ને. કશું જડયું કે નહિ એ બીજી વાત છે.

આપણા સદાના જીવતા જાગતા ગ્રન્થોને જોઇને તેમાંથી જીવન મેળવવું એ સહેલી અને સીધી વાત છે. પણ એમાં થોડાને જ રસ પડે છે. જેણે એનો રસ ચાખ્યો છે, તે તો એને છોડતા નથી. પણ ઘણાખરાના તો વિલાયતી કેળવણીએ એવા કાન ભરવ્યા હોય છે, કે એ દિશાની વાતથીજ એ લોકો ભડકે છે. વળી કેટલાક ભાઇઓ પંડિતાઈ કે સાક્ષરતાની ખાતર એની ચુંથાચૂંથ કરે છે, કેટલાક એને તોડવાના આંતરહેતુથી તેનો અભ્યાસ કરે છે, કેટલાક પોતાના કોઈક બીજાજ હેતુઓને સાધવા ગ્રંથોને તેમજ તવારીખોને ચૂંથી નાંખે છે, અને કેટલાક તો જેમ અણીદાર તવેથો દુધપાકમાં

ફર્યાજ કરે અને તેને હલાવ્યા કરે પણ દુધપાકના સ્વાદને જાણે નહિ એમ સત્યને કે સૌષ્ટવને ડખોળી નાંખવા છતાં તેને જાણી શકતા નથી. કારણકે તેમને સત્ય પ્રત્યે જીગરનો પ્રેમ હોતો નથી. સત્યને સારૂ તે ગ્રંથોની ઉપાસના કરતા નથી પણ ઘણુંખરૂં કોઈક માન્યતાઓને અંગે ગોથાં મારતા હોય છે. અલબત આપણે એમ કહેવાનો હેતુ નથી કે, શોધખોળમાં ગાળવામાં આવતો વખત અને ઉત્સાહ બધાં નકામાં છે, કેટલીક વાર તો એમ પણ બને છે કે પુરાતન કે સનાતન સત્યોના ઉપાસકો નવા જમાનાનાં નવાં તોફાન પાસે પોતાનો ગજ ન વાગવાથી જૂની બાબતોનું નિર્દોષ દેખાતું કામ માથે લે છે. જેમકે, કોઈ ગુફાઓ કે ખંડેરોને તપાસીને કે તેને ખોદીને બતાવવા મથે છે કે જુઓ આગળ પણ આવો સુધારો હતો. અથવા કોઈ જૂના ગ્રંથો તપાસીને તેમાંથી કેટલીક બાબતો જાહેરમાં મૂકીને આ વિષયમાં કે તે વિષયમાં પણ આગળના લોકો પ્રવીણ હતા, એમ અડધા બ્હીતા બ્હીતા, નવા જમાના પાસે જાહેર કરે છે. અત્યારના જમાનાના સત્તાધીશો, મોટા બાદશાહની પાસે કોઇ પરદેશી નીચી સલામ કરીને નજરાણું કરે, ત્યારે તે બેદરકારીથી બાદશાહીના તોરમાં જરા સહેજ ડોકું હલાવે, કે જરા હસે. એવા દાદથી આવી શોધખોળના તરફ પોતાનાં દરિયાવ દિલની નજર ફેંકે છે. કારણ કે, એમનું દિલ તો ખરી રીતે બાજી લહેજતોમાં તરાવટ ચાહતું હોય છે.

પણ એક વાત તો આ બધી ખોળાખોળની ધમાલથી આપણને સમજાયછે કે કાંઈક એવું ખોવાયું છે, કોઈક એવી જરૂરી ચીજ આપણી પાસે નથી કે જેને સારૂ ખોળાખોળ કરવાની ઇન્તેજારી રહ્યા કરે. કોઈ એમ કહે કે સંપ અને મિઠાશ ઉડી ગયાં છે; અથવા કહે કે આપણે ખરો રસ્તો ચુકી ગયા છિયે, ભૂલવણીમાં પડી ગયા છિયે; અથવા કહે કે આપણું કર્તવ્ય શું એ બાબતમાં અનેક મતિઓના અનેક મતોએ ઉલટા આપણને ગુંચવાડામાં અને

સંદેહમાં નાંખી દીધા છે, અથવા કોઈ કહે કે મનુષ્ય જાતિને ભણવાની સ્લેટ ઉપર આડાઅવળા અનેક લીટાઓ ખેંચવાથી સત્યનો એકડો વધારે સ્પષ્ટ થવાને બદલે ઉલટો વધારે ઝાંખો થઈ ગયો છે; આવાં બધાં કારણોથી આ જમાનામાં શોધખોળ સામાન્ય રીતે વધારે આવશ્યક થઇ પડી છે, તો એ વાતને ખોટી ન કહેવાય. પણ તેમ હોય ને તેમ સમજીને આપણે શોધખોળ કરતા હોઇએ, તો તો ઠીક થાય. પણ પાણી વલોવવા જેવી શોધખોળ કે જેમાં મહેનત બહુ ને મળતર કાંઇ નહિ, ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર એવી શોધખોળોની જંજાળમાં વખત બહુ ન ગુમાવાય તો ઠીક, એટલુંજ આપણે કહેવાનું છે.

એક વિદ્વાને સાહિત્ય સંબંધે લખતાં કહેલું કે દુનિયાંની સારામાં સારી ચોપડીઓ તો સસ્તી અને સુપ્રાપ્ય છે. સનાતન સત્યોનું, શુભ કર્તવ્યોના માર્ગોનું અને પ્રેયસ્ અને શ્રેયસ્‌ના ઉપાસવા-યોગ્ય આદર્શોનું પણ એમજ છે. કોણ નથી જાણતું કે સનાતન સત્યો જેવાં દુનિયાંના ધર્મગ્રન્થોમાં વિરાજે છે એવાં બીજે કોઈ ઠેકાણે જડતાં નથી. કોણ નથી જાણતું કે સત્ય, અહિંસા, તપસ્વિતા, સાદાઈ, સદ્‌ગુણ એજ જીવનને ઉન્નત આનંદમય અને સરલ કરે છે? કોણ નથી જાણતું કે સંત પુરૂષોની પાસે જવાથી અને ઈશ્વરની સહાયતા યાચવાથી અનેક પરિતાપોથી પરિતપ્ત થએલાં હૃદયોને પણ શાન્તિ થઈ જાય છે. આ જ બધી દુનિયાનાં સનાતન સત્યો સનાતન માર્ગો અને સનાતન આદર્શો છે. એને ભૂલીને અથવા છોડીને કે વિસારીને આપણે, બીજી ખોળાખોળ કરિયે, તો એને 'કેડે છોકરૂં ને ગામે શોધ્યું' એના સિવાય બીજી કઈ કહેવત લાગુ પડે?



# દાતણ

વિચારશીલ ભાઈ બ્હેનો એમ નહિ કહે કે "દાતણ એ તે કંઈ નિબંધના વિષયમાં ?" કારણ કે ન્હાના હોવામાં કંઈ ન્હાનમ નથી. પરમાણુઓ ઉપર તો મ્હોટા ગ્રંથો લખાય છે. ન્હાનું હોય પણ માનવના મુખને શુદ્ધ કરતું હોય તો એ મ્હોટું જ છે, એવી ન્હાનમ તો સારી. તણખલું ન્હાનું ને નરમ હોય છે તો વ્હેલું તરે છે.

દાતણને આહ્નિકમાં પણ મહત્તા આપી તેના મંત્ર સુદ્ધાંત આપ્યા છે. ઘણાને લાગતું હશે કે આમ દાતણને આટલી બધી મહત્તા કેમ આપી હશે ? પણ નિશાળોમાં છોકરાંઓને મંજન ઘસાવવાનું સાંભળ્યું ત્યારથી મ્હારો તો એ સંદેહ દૂર થઈ ગયો છે. વળી 'પાયેરિયા'એ પણ દાંતના વિષયને મ્હોટો કરી દીધો છે. કોઈ બીજો વ્યાધિ ન સમજાય તો બાધશેષ રોગ 'પાયેરિયા'નો ગણાય છે. એ વાતને ધ્યાનમાં લેતાં પણ દાતણનો વિષય અગત્યનો ગણાવો જોઇએ.

પણ અહીં એક શંકા થાય એવી છે. તે એ કે દાંતનો વિષય અગત્યનો ખરો, પણ એમાં દાતણની જરૂર શી ? રંગીલા પાઉડરો અને રંગીલાં મંજનો ક્યાં નથી કે દાતણનો પ્રશ્ન ઉઠાવવો ? આ શંકાને તો ભાષાની યુક્તિ પ્રયુક્તિથી રદ કરી શકાય એમ છે. કેમકે દાતણનો મૂળ શબ્દજ 'દંતધાવન' છે અને દંતધાવન એટલે દાંતનું સાફ કરવું તે. હિન્દીમાં એને 'દતુવન' કહે છે. એ શબ્દ 'દંતધાવન' ની વળી વધારે નજીક છે. પછીથી દાંતને સ્વચ્છ કરવાને વપરાતી બાવળ, આવળ ઇત્યાદિની સોટીનો કટકો એ અર્થ રૂઢ થઈ ગયો. મંજન હોય તોય આ દાતણ કે એના પ્રતિનિધિ બ્રશ વિના ચાલે નહિ, ઘણુંખરૂં. બાકી તો શેના વગર દુનિયાંમાં ચાલતું નથી ? જ્ઞાનીને શય્યાને સારૂ ભૂમિતલ અને ઓશિકાને સારૂ હાથનું કથન

કર્યું છે, ત્યાં દાતણને સારૂ આંગળી એ પણ ઉમેરી શકાય. પણ એ દાતણની પારની વાત હમણાં નહિ કરિયે.

દાતણની કીર્તિ કાંઈ ન્હાની સૂની નથી. આપણા મોંઘાં અને મીઠાં લોકગીતોમાંજ જુઓ. ગોકુલ વૃન્દાવનની ગોપીને અખિલ દેહીઓના અંતરાત્મા શ્રી કૃષ્ણચન્દ્રનું તાન લાગ્યું છે. પોતાની દશાની એ હકીકત કહે છેઃ—

"હું તો દાતણ કરૂં ને હરિ સાંભરે રે;
મ્હારાં દાતણિયાં ચવઇ ચવઇ જાય,
હું તો દાતણ કરૂં ને હરિ સાંભરે રે."

આ લોકગીત ઉતારતાં મ્હને એના પાઠને અંગે બે બ્હેનોની તકરાર સાંભરી આવે છે. બીજો પાઠ આવો છેઃ-

"હું તો દાતણ કરૂં ને હરિ સાંભરે રે;
મ્હારાં દાતણિયાં પડી પડી જાય,
હું તો દાતણ૦"

બેય પાઠ સરસ છે, પણ વધારે સરસ કીયાને ગણવો એ વિષે મ્હને હજી શંકા છે, વિચારમાં ને વિચારમાં પોણું દાતણ ચવાઈ જાય એ સામાન્ય અનુભવની વાત છે. પણ મ્હોંમાંથી દાતણ પડી જાય એ વધારે તલ્લીનતાનું સૂચક નથી શું? આપણને એમ નથી થતું. કારણ કે આપણે એવાં તલ્લીન થયાં હોઇયે છિયે ક્યાં? અને કોઇને થતું હશે તોય કોને ખબર?

ગીતોમાં તેમ વાર્તાઓમાં પણ દાતણ કરતી વેળાના પ્રસંગો ઘણા આવે છે. વાણિયાની મૂછ નીચી કરાવનાર મીયાં, વાણિયો દાતણ કરવા બેસે ત્યારેજ પોતાનો તોર બતાવતા—સવારના પહોરમાં. અને પેલો 'કૌતકમાળા'નો તુરંગી પણ દાતણ કરતાં છ મહીના સુધી વિચાર કર્યા પછીજ ભેંશનાં શીંગડાં ઉપર કૂદી પડયો હતો.

વળી એટલે બેસીને દાતણ કરવામાં કેટલાકને તો એવી મઝા પડે છે કે તેઓ કોઈ દિવસ એ મઝાને જવા ન દે.: પાડાપડોશી જોડે સંબંધ કેળવવામાં ને ન્હાના દાવાઓ પતાવવામાં દાતણ કરવાનો વખત બહુ ફાવટવાળો ગણાય છે. કોઈવાર એમાંથી લડાઇયે જામી પડતી હશે પણ ફરી સંધી કરવાનો મોક્કો પાછો ચોવીસ કલાકની અંદરજ મળી આવે છે. પણ આવા લાભ ગેરલાભ વિષે ચર્ચા કરવાનું કામ મ્હારૂં નથી, કારણ કે એમાં તો અનેક પ્રકારના અંગત અનુભવો હોઇ શકે. એક ગૃહસ્થ કચરાપટીની મ્યુનીસિપાલિટીની ચર્ચા તે વખતેજ કરતા. બીજા એક ગૃહસ્થને અંતઃપુરના ટંટાઓની પતાવટનો પ્રયત્ન તે વખતે કરવાની ટેવ હતી, એમ દાતણના સમયનો પણ ચતુર માણસો અનેક ઉપયોગ કરે છે પણ એ આપણો વિષય નથી.

મ્હને કોઇએ કહેલું કે અમેરીકાના એક મ્હોટા દાકતરે દાતણ એ દાંત સ્વચ્છ કરવાનું સારામાં સારૂં સાધન છે એમ બતાવ્યું છે. વિલાયતને નામે અને અમેરીકાને નામે કંઇક આજે હીંડી જાય છે એમ આમાં હોય તોય હું જાણતો નથી. તેમ અમેરીકાનોજ દાકતર કહે ત્યારે માનું કે "હા, હવે કંઇક ખરૂં" એવી મ્હારા મનની દશા નથી. પણ એટલું તો ખરૂં કે જેમ એ બાબતમાં વિચાર કરિયે છિયે તેમ દાતણની કિંમત વધારે લાગતી જાય છે.

એટલું કહી લઉં કે દાંત સાફ રાખવાની હિમાયત કરવાને હું લખતો નથી, કારણ એ જરૂરિયાત તો કોને અજાણી છે. અને જરા બેદરકાર રહિયે તોય દાકતરો પૂરતા ભારથી તે આપણા ધ્યાન ઉપર લાવે છે, એટલે એ બાબતનો તો આપણને સંતોષ છે. કહેવાનું એ છે કે દાતણ અને બ્રશ એ બેમાંથી દાતણ ચઢે એવું છે. એક સારા બ્રશના આઠ દસ આના પેસે ત્યારે દાતણનું ખર્ચ તો નજીવુંજ. બ્રશમાં જંતુઓ અને કચરો રોજ ભરાવાનો સંભવ, અને

દાતણ તો રોજ નવું એટલે રોજ શુદ્ધ. કોઈક મુસલમાન ભાઇઓ એક દાતણ અનેકવાર વાપરે છે ખરા, પણ તે વાત જૂદી છે. વળી બ્રશ એકલું તો ઘસાય નહિંજ; જોડે પાઉડર, મંજન, કે એવું કંઈક જોઇયે અને દાતણમાં તો બાવળ ઇત્યાદિ વનસ્પતિનો જ એવો ગુણ છે કે મુખને સ્વચ્છ કરે. ઘણાં મંજનોમાં બાવળની ભૂકી નાંખવામાં આવે છે એ જાણીતું છે.

પણ આ બધા ઉપરાંત દાતણનો એક ખાસ લાભ છે કે જે બ્રશ, પાઉડરો ઇત્યાદિ કશામાં નથી. દાકતરો જણાવે છે કે દાંતને પણ નિયમિત કસરતની જરૂર છે. તે કસરત બ્રશ કે પાઉડર વાપર્યાથી મળતી નથી. એ કસરત તો દાતણ ચાવવામાં મળે છે. કોઈ કહેશે કે ત્યારે અંગ્રેજ લોકોને એ વિના કેમ ચાલતું હશે? પણ અંગ્રેજ લોકોનું તો ઘણીયે બાબતમાં કેમ ચાલતું હશે એમ શંકા આવે એવું છે, એટલે એમની વાત એમની પાસે રહેવા દેવી એજ ઠીક છે. આપણે એમની ચાલે ચાલવા જઇયે છિયે તેમાંજ ગોટો વળે છે.

દાતણની વાત ઉપરથી મ્હને એમ વિચાર આવે છે કે આ બાબતમાં આપણી 'પ્રગતિ' ઉપરથી કોઈ વિચાર કરે તો આપણને સમજ્યા વગર નકલ કરનારા ગણવાને દોરાઈ જાય. કારણ કે દરેક રીતે વધારે સારૂં દાતણ મૂકીને આપણે બ્રશમાં ભેખડાઇ પડ્યા છિયે. આમ આપણા જીવનમાં આપણે ક્યાં ક્યાં નહિ કરતા હોઇયે એવો કોઇને વિચાર આવે. આ તો આપણે જે ચાલતી ચીજોને છોડીને પરાઈ ચીજોને બાઝિયે છિયે તેનો એક નમૂનો છે. સારૂં છે કે બધાંને આવી ખર્ચાળ ચીજો મોતીતી નથી, નહિં તો ખાદી પ્રચારથી થાકે તે પહેલાં આપણા ગાંધીજીને દાતણ–પ્રચારનાં વ્યાખ્યાનો કરવા માંડવાં પડે અને મોતીની બંગડીવાળી બ્હેનોને ફેન્સી ફેરોમાં દાતણ વેચવાની હિંમત કરવી પડે.

બ્રશમાં મૂછો બોડાવવા જેટલો યે લાભ નથી, કારણ કે જ્યારે એકમાં સ્હામાને વાળ ખુંચવાની અગવડતા ઓછી થાય છે, ત્યારે બ્રશમાં તો પોતાનેજ વાળ ખુંચવાની અગવડતા ઉભી કરવામાં આવે છે. ત્યારે બ્રશ ઉપરના આટલા બધા પ્રેમનું શું કારણ હશે? અથવા પ્રેમનાં કારણ ખોળવાં એ ભૂલ છે કારણ કે પ્રેમ તો અનાયાસેજ—ને ઘણુંખરૂં સૌંદર્ય જોઇને જન્મે છે. બ્રશો પ્રત્યેના મનુષ્યોના પ્રેમ ઉપરથી જણાય છે કે પ્રેમમાં તારામૈત્રકની ખાસ જરૂર નથી, કારણ કે આપણે બ્રશને જોઇયે છિયે, પણ બ્રશ તો આપણને જોયા વિનાજ વળગી પડે છે. વળી એમ પણ જણાય છે કે સ્ત્રીઓ અને પુરુષો બન્નેના પ્રેમ સરખા રીતે ઝીલવા અને દાતણની સાથે હરિફાઇમાં ઉતરવાને સારૂ બ્રશ નાન્યતર જાતિમાંજ જન્મ્યું છે. કોઈ કહે છે કે વિલાયતી વિદ્યાએ આપણા કાનમાં એવો 'મંતર' માર્યો છે કે આપણને આપણી ઘરની ચીજોજ અણુ-માનીતી કરી દીધી છે. કોઈ કહે છે કે દાતણમાં ચાવવાની અગવડતા છે, તેથી આજનો સગવડિયો સુધારો બ્રશ તરફ વળ્યો છે. પણ એમ કહેવું એ યોગ્ય જણાતું નથી. કારણ રોટલી ચાવતાં પરસેવો થઇ જાય અને ધણીયાણી કહે કે હું કોળીયા ભરાવું છું તોય પરસેવો કેમ થાય છે? ત્યારે કહે કે "ચાવે છે કોણ તારો બાપ?" એવા અંબાદળા શેઠ જેવા આપણા બ્રશના ઉપાસકો નથી. એ તો અંગ્રેજ સરકાર હોવાનેય ચાવી નાંખે તો દાતણ ને કોણ માત્ર? કેટલાક કહે છે કે બ્રશની ઉપાસના વિલાયતની ગુરૂપરંપરાથી એટલે કે ડાકટરો દ્વારા વધતી જાય છે: ને જો લોકો વૈદ્યના કહેવાથી ગમે તેનો ત્યાગ કરવા તૈયાર થાય છે તો દાકતરોના કહેવાથી બ્રશ જેવી રંગબેરંગી ને સુંદર ચીજનો સંગ રાખવાની આનાકાની શું કામ કરે? આ દલીલ બહુ વજુદવાળી છે, પણ બરાબર ગળે ઉતરતી નથી. કારણ કે દાતણમાં તો કુદરતી લીલાશ છે અને જો આપણા રૂષિમુનિઓ કરતા એમ જાતે જઇને વનસ્પતિની પ્રાર્થના કરીને

એને લઈ આવિયે તો એમાં કુદરતનું તાજાપણું અને લીલાશ જ નહિ પણ સંવનનની મિઠાશ પણ લાગે. કેટલાક એમ જણાવે છે કે મુંબઈ જેવાં શહેરોમાં દાતણ મળે છે જ કયાં પૂરાં પાધરાં કે એની ટેવ રાખે ? અને બ્રશ તો ચકલે ચકલે, મહોલ્લે મહોલ્લે, ઠેલણગાડીઓમાં ફરતાંજ હોય છે. આવાં આવાં કારણો, બ્રશ પ્રત્યેના આપણા લોકોના પ્રેમનાં, કલ્પવામાં કે કહેવામાં આવે છે. પણ છેવટે તો એમજ કહેવું પડશે કે:—

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः
न खलु बहिरुपाधीन प्रीतयः संश्रयन्ते।

કોઈ અંતરનો હેતુજ પદાર્થોને જોડે છે. બહારની ઉપાધિ ઉપર પ્રેમનો આધારજ નથી, નહિ તો બીજાના કેસો જીતનારા શાણા જનો પોતાના દેશની આવી મીઠી, લીલછોઈ, સ્વચ્છ ચીજને કેમ વિસારે ?



## હીંચકો.

મ્હારા એક મિત્ર હીંચકાને આપણી નીરાંતિયા સંસ્કૃતિના સૂચક તરીકે ગણે છે. ખરે, આપણા લોકોને હીંચકો એવો પ્રિય છે અને મુખ્યત્વે કરીને ઊંચી કોમોમાં વળી એટલો વધારે પ્રિય છે કે, આપણે તેને આપણા સ્વભાવનો એક સૂચક તરીકે ગણિયે તો કાંઈ ખોટું નહિ. આપણી સંસ્કૃતિની પેઠેજ હીંચકાની બેઠક નીરાંતની છે. વળી તે સામાન્ય ભોંયથી જરાક ઊંચી હોય છે, અને તેનો આધાર પણ ઉંચે હોય છે; છતાં તેનામાં એક જાતની સ્થિરતા અને સ્થિતિસ્થાપકતા હોય છે; અને એની ગતિ તો સરલ હોય છેજ. વળી આપણા લોકોમાં જ આ હીંચકાનું સાધન છે, એટલે તેને આપણું ખાસ ચિહ્ન કોઈ ગણે, તો પણ ખોટું કહેવાય નહિ.

આપણા કેટલાક ભાઇઓ અને બહેનોને તો હીંચકાની એટલી બધી ટેવ પડી ગઈ હોય છે કે તેમને હીંચકા વગર જંપજ વળતો નથી. કેટલાકની તો હીંચકો એજ બેઠક હોય છે; કેટલાક આરામ સારૂ હીંચકા પાસે જાય છે; અને કેટલાક રસજોર વાતો કરવી હોય, ત્યારે પણ હીંચકાનો આશ્રય લે છે. હીંચકાની બેઠક એકને સારૂ છે કે બેને સારૂ છે, એ સંબંધે જો વિચાર કરિયે, તો નિશ્ચય કરવો કઠણ થઈ પડે. અને એમને એમ કહિયે, તો સહેલાઇથી જ કહી શકાય, કે હીંચકાની બેઠક બેને સારૂ છે. બે એટલે બે ને વચમાં એક બાળક, એમ અઢીનો પણ સમાસ થઇ શકે. પણ કેટલીકવાર અઢી થવાથી, જરા સંકોચ લાગે છે. સંયમના ધ્યેયને અંગે સંકોચ એ નાપસંદ કરવા જેવી વસ્તુ નથી, પણ સંકોચ એટલે સંકડાશ એ અર્થમાં હું અહીં એ શબ્દ વાપરૂં છું. વળી કેટલીક વાર તો હીંચકા ઉપર ચઢીને એકલાં એકલાં જ વાયરો ખાવાનું ઘણાને મન થઈ આવે છે.

પણ વિશેષે કરીને છોકરાંઓને તો હીંચકા ખાવા બહુજ ગમે છે. એટલે એ સાધનમાં કાંઇક અનેરા નૈસર્ગિક આનંદ આપવાની શક્તિ હશે, એમ કહી શકાય. કેમકે, આપણે તો અનેક કારણોથી હીંચકાને ચાહિયે પણ બાળકો એને ચાહે, ત્યારે તો કાંઈક ખરીજ મઝા એમાં આવતી હશે, એમ બીજા મુલકનાઓને પણ કબૂલ કરવું પડે. આ હીંચકામાં એ હાલે છે તેનીજ ખરી મઝા છે. બાકી કામ તો એક પાટિયાંને ચાર સળિયાનું જ છે. અલબત પાટિયું મજબૂત હોવું જોઇયે અને ચાર સળિયામાં પણ ત્રણ ટુકડે દરેક સળિયો હોવો જોઇયે, નહિતર બહુ છોકરાં ચઢીને ઊંચા હીંચકા ખાવા માંડે, તો કાં તો પાટિયું ભાગે ને કાં તો હીંચકો ઉછળે, ને ઉલટો થવા જાય. હીંચકામાં પોતાના મૌલિક ગુણથીજ પોતાની સ્થિતિ રાખવાનો સ્વભાવ છે; પણ એના ઉપર છેક હદ થાય, ત્યારે એનોય શો વાંક? જો કે, એને તો ઉલટોસુલટો જેમ હોય તેમ ઠીક જ છે. પણ

ઉપર બેસનારાં છોકરવાદી કરે, ને આડા અવળા એને ચઢાવે, તો એઓ પોતેજ ગબડી પડે. માટે એ બાબત એમણે સાચવવા જેવી છે. તેમાં વળી એમ પણ છે, કેટલીક વાર એમે બને છે કે ઉંચેના આંકડિયા બરોબર મજબૂત પકડીને ઉભે ઉભેજ જે છોકરૂં હીંચકા ચઢાવતું હોય, તે તો પોતાનું વજન આંકડિયા ઉપર રાખીને આંકડિયા બરોબર પકડી રાખે છે, એટલે એને તો બહુ હરકત નથી આવતી. પણ પેલાં બીજાં બેઠેલાં છોકરાંને જો જરાક વધારે આંચકો આવ્યો, તો ત્રાહ ત્રાહ થઈ જાય છે. અલબત ચાર આંકડિયા પાસે અક્કેક આંકડિયાને વળગીને તેને બરોબર ઝાલીને જે છોકરાં બેઠાં હોય છે, તેને પણ વધારે ત્રાસ થતો નથી, કેમ જાણે તે સ્વર્ગની સાંકળો જ કે ધર્મના ચાર પાદ જ હોય નહિ!

આ હીંચકાની બેઠકમાં મઝા તો છે જ. પણ ભાતભાતના શોખ અને ઓરતાઓને પણ એમાં સ્થાન છે. લોખંડના ચાર આંકડિયાવાળા સાદા પાટિયાથી માંડીને, સોનાની મઝેદાર સુંદર સાંકળોવાળા રાજદરબારના હિંડોળા સુધીના વિલાસીપણાના ભાતભાતના રંગરાગોને એમાં અવકાશ છે. આપણને કલારસિક થવાનો બોધ ભાષણોમાં કરવામાં આવે છે, ત્યારે કેટલીકવાર તો મને થાય છે કે, ખરેખર ઘણી બાબતોમાં તો આપણે આપણી રસિકતા છોડીજ દીધી છે અથવા આપણી રસિકતા બીજી દિશામાં દોડી ગઈ છે. હજી પણ આપણાં કેટલાંક જૂનાં ખાનદાન કુટુંબોમાં કોઈક જગ્યાએ પિત્તળની સુંદર સાંકળોવાળા હીંચકા નજરે પડે છે. આ સાંકળો કારીગિરીના નમૂના જેવી હોય છે. એમાં હાથીઓ તો ખરા, ખાવાનું મૂકવાના દાબડા કે અડાળીયો તો ખરી અને મજબૂત પણ એવી કે ત્રણ પેઢી સુધી તો જાય નહિ. આ સાંકળો હવેના વખતમાં કેમ નીકળી ગઈ, એનું પણ કૌતક થાય એવું છે. આ સાંકળોની બાબતમાં એવું છે કે એને વખતોવખત જરા લીંબુથી ને રેતીથી કે છેવટે કાંઈ નહિ તો અત્યારના કાચ પાએલા કાગળથી સાફ

ફરીને ઉજાળવાની ખાસ જરૂર રહે છે. તો પછી તેનો દેખાવ હર કોઈ શોખીન ગૃહસ્થના દિવાનખાનાને પણ શોભાસ્પદ થઇ પડે, એવો રહે. પણ જો એના ઉપર મેલજ ચઢી જાય, અને આપણુંજ આળસ એને કાળી દણક દેખાવા દે, તો એની કિંમત બધી ઢંકાઇ જાય. આપણા લોકોમાંથી એને સાફસુફ રાખવાની મહેનત કરવાનું જેમ ઓછું થયું એટલે સહેલી રીતે કામ ચલાવવાને સારૂ તો સળિયામાંજ વધારે ફાવટ આવે. કોઇને વળી જરા શોખ હોય, તો પિત્તળના સળિયા વાપરે અને ચળકાટ તો સહુને પસંદ હોય છેજ, એટલે થોડી મહેનતે એના ઉપર ચળકાટ લાવી શકાય. પણ જે જૂની સાંકળોનું જોર કે સૌન્દર્ય, તે તો એમાં નહિજ. સારો ભાવ આપીને, જૂની ચીજો લેનારા કંસારાઓ આવી સાંકળો લઈ જાય છે અને વિલાયતમાં તે શોખ અને રસિકતાના ચિહ્ન તરીકે વપરાય છે. એ પણ એક રમુજની વાત છે કે એમને ત્યાં ચીજો જ્યારે જૂની થાય ત્યારે આપણે લઇયે છિયે, અને આપણી જૂની ચીજો એ લે છે.

ખુરશીઓમાં પણ ઝૂલાખુરશી આવે છે, તેમાં આપણે ધારિયે તો ઝુલિયે ખરા. પણ અનાયાસે સ્વાભાવિક રીતેજ સહેજમાં જ તે ઝુલ્યા કરે નહિ. વળી એ ઝુલવું ને હીંચકા ઉપર ઝુલવું, એમાં બહુ ફેર. હીંચકાની મઝા જૂદી. હીંચકો જરા વધારે જગ્યામાં ચાલે, અદ્ધર ચાલે, એટલે એમાં પવનની આછી લ્હેર પણ આવ્યે જાય. બહારના ઘામમાંથી ઘરમાં આવીને, ગભરાએલા માણસે જરા શાન્ત થવું હોય, તો હીંચકાથી જે જંપ વળે છે, તેને વિજળીનો પંખો પણ પહોંચે નહિ. વિજળીના પંખા પાસે તો તમારે બેસી રહેવું પડે, એટલે ફરીને આવ્યા હો, ત્યાંથી ધબ લઇને બેસી જવા કરતાં હીંચકાની આછી ગતિમાં ગતિમાન રહેવામાં એક પ્રકારનું સરલ અવસ્થાન્તર થાય છે. ટ્રેન એકદમ અકસ્માત થવાથી ભટકાઇને અચકી જવાનો આંચકો લાગે, તેવો ચાલતા આવીને એક

ખુરશી પર કે ગાદી ઉપર બેસી જવાનો ખ્યાલ હીંચકાની બેઠકમાં આવતો નથી. એમ લાગે છે કે જાણે હજી આપણે ગતિમાનજ છિયે. પણ આ ગતિ સુખની અને ઘરની હોય છે.

કોઈવાર કેટલેક ઠેકાણે બાગમાં પણ દોરડાંથી હીંચકા બાંધેલા હોય છે. કસરતશાળામાં પણ એવા હીંચકા હોય છે, અને ગામડાના લોકો ઝાડની ડાળીઓએ પણ દોરડાં બાંધી, એવા હીંચકા બનાવે છે. પણ આ હીંચકા ઉપર ઉભા રહીનેજ ઘણું કરી એનો લાભ લેવાનો હોય છે. બે જણ સામસામાં ઉભાં રહી હીંચકા ચગાવવાની મઝા જેણે લીધી હશે, તે બધા કબૂલ કરશે કે એની લ્હેર વળી જૂદીજ હોય છે. પણ એમાં કાચા પોચાનું કામ નથી. કારણ કે હીંચકા ચગે નહિ તો મઝા આવે નહિ, અને જો હાથમાં જોર ને હિંમત ન હોય, તો હીંચકા ચઢાવતાં જીવ ચાલે નહિ. ખેર, જેઓ એ હીંચકાનો લાભ લઈ શકે એમ ન હોય, તેઓ બીજાંને એ હીંચકા ચગાવતાં જોઈને પણ આનંદ લઈ શકે. આપણે કબૂલ કરવું જોઇયે કે આઘે ઉભાં રહીને જોવામાં એ લાભ છે. આનંદ મળે ને જોખમ નહિ. કદાચ એ કારણથી જ હીંચકો ખાતી મોહિનીનું ચિત્ર બહુ ખપતું હશે.

હીંચકો આપણને પ્રિય છે એટલુંજ નહિ પણ દેવોને પણ પ્રિય છે, અથવા દેવોને પ્રિય છે, એટલેજ એમનાં સમાનશીલ મનુષ્યોને પણ એ પ્રિય હોય છે. હિંડોળાનો મહિમા આપણા લોકોને અજાણ્યો નથી. ચાતુર્માસમાં, મંદિરોમાં હિંડોળાની જે શોભાઓ થાય છે, તે કોને અજાણી છે? ભગવાનને અને લક્ષ્મીજીને હિંડોળામાં પધરાવીને ઝુલાવવામાં આ ઋતુ યોગ્ય રીતેજ પસંદ કરવામાં આવી છે. લીલાં કંચન ખેતરો, આનંદના મેળાઓ, અને ફૂલની ફોરમોવડે સૃષ્ટિની આર્દ્રતા રસિકતા અને ફલદ્રૂપતાની વ્યંજના કરનારી આ ઋતુ છે. આશ્વિન્ માસની શરદ્પૂર્ણિમા એ ઋતુના આહ્લાદની અને

ઉલ્લાસની સીમા છે. એટલે શૃંગાર અને રસિકતાનું પ્રાધાન્ય આ ઋતુમાં છે, તેટલું વસંતમાં પણ નથી. વસંતમાં જરા તોફાન છે. શરદમાં ઠંડક છે. ઊંચી કીસમનાં મોતી શરદમાં સ્વાતી નક્ષત્રમાં, વર્ષાનું બુંદ સીપમાં પડવાથી થાય છે, એમ મનાય છે. કદાચ વૈજ્ઞાનિકો ઈન્જેક્શનો મૂકી માછલીઓમાં બનાવટી મોતીઓ બનાવે, તોપણ આ જૂની માન્યતાની કિંમત જરાયે ઓછી થએલી ગણવી પડે એવું નથી. પણ આપણે અત્યારે હીંચકાની વાત કરવાની છે, મોતીની નહિ.

હીંચકાની બેઠકનો એક ખાસ ગુણ એ છે કે, એમાં બેસનારને સ્વાભાવિક રીતેજ કસરત મળ્યાં કરે છે—અનાયાસે જ પગ હાલ્યા કરે ને હીંચકો ચાલ્યા કરે,—આપણી આર્યસંસ્કૃતિના સ્વભાવજ નિષ્કામ કર્મની પેઠે. મંદવાડમાંથી ઉઠેલા માણસને સારૂ હીંચકા ઉપર બેસવા જેવી એકેય બીજી સરસ કસરત નથી. પવન આવે, જેટલો હીંચકો ખાવો હોય એટલો ખવાય, બંધ રાખવો હોય તો બંધ રખાય અને વળી ઘરમાં ને ઘરમાં. એના ઉપર બેસાયે ખરૂં અને સૂવું હોય તો સૂવાય પણ ખરૂં. કેટલાકને તો હીંચકાનો એવો શોખ હોય છે કે, રાત્રે પણ તેઓ હીંચકા ઉપર ગાદી નંખાવીને સૂઇ રહે છે, અથવા ખાટમાં સૂઈ રહે છે. ખાટ એ હીંચકો નહિ તો હીંચકાની બ્હેન તો છે જ. જરા લાંબી પહોળી વધારે હોય છે એટલુંજ. યુવતીઓને હીંચકા ખાતાં ખાતાં ગાયનની ઝડી લગાવવાનો પણ ખાસ ઉમંગ થઈ આવે છે. શરીર જરા સ્ફુર્તિમાં આવે, એટલે મન સ્ફુર્તિમાં આવે, એ સ્વાભાવિક જ છે. હીંચકા ઉપર બેસે ત્યારે, માણસ જેને હીંચકે બેઠા હોય તેનાં ગીત ગાતાં નથી પણ પોતાનાં જ ગીત ગાય છે.

મ્હારા એક મુરબ્બીને એવું છે કે એ ચાહ પિયે ત્યારે એમને હીંચકા ઉપર બેસવાનું જોઇએ. ગમે ત્યાં હોય તો પણ હીંચકા પાસે

ચાહ લઇ જઇ ત્યાં બેશીને એ પિયે ત્યારેજ એમને બરાબર સ્વાદ આવે. સાચેજ, ચાહની મઝા હીંચકા ઉપર જુદીજ આવે છે, એવો તો ઘણાનો મત હશે. ચાહનો અર્થ ને હીંચકાનો અર્થ લક્ષણાથી કે વ્યંજનાથી કરો તો પણ આ સિદ્ધાંતમાં કોઈ જાતનો વાંધો આવું એવું નથી. વળી હીંચકામાં એક જાતની પ્રેરણા આપવાની શક્તિ છે, એમ તો ઘણા લેખકો અનુભવપૂર્વક જ કહી શકશે, અને ઘણા સંસારીઓ પણ હીંચકા ઉપર એકલા બેઠાં બેઠાં પોતાને આવતા તર્કવિતર્કના અનુભવ ઉપરથી પણ કહી શકશે. કેટલાક તો લગભગ એમ પણ કહેશે કે હીંચકો એ કલ્પનાને પ્રેરવાનું એક જબરૂં ઘરગથ્થુ સાધન છે. કેટલાક, જેઓને બીજા વાયરે ચઢે તેનો કંટાળો હોય છે, તેઓ તો કોઇ હીંચકામાં બહુ રચ્યું પચ્યું રહે, તો તેને ચકડોળે ચઢયું પણ ગણી કાઢે છે. પણ ચકડોળમાં ને હીંચકામાં ઘણો ફેર. ગોળ ચકડોળનું એવું કે એ જેની તરફ ચાલ્યો, તેની તરફ ચાલ્યો અને એવો ચક્કર લે કે માણસને યે ચક્કર આવી જાય. અને એનો વાયરો પણ વધારે. ઊંચા–નીચા ચકડોળમાં ઊંચા જવાનું ખરૂં પણ પાછું નીચે આવવાનું પણ એવું કે શ્વાસ ઊંચો રહી જાય ને એમ થાય કે ભોંયભેગા કરી દેશે કે શું? કેટલાંક વર્ષો પહેલાં મુંબઈમાં વિલાયતી કંપનીની 'આલ્પાઇન રેલ્વે' આવી હતી; તેમાં બેસનારને પણ, એ એકદમ ચઢીને ઉતરે તે વખતે એવું હૈયું હાથમાં રહી જતું કે એનો અનુભવ હોય તે જાણે. કોઈક છોકરાં પણ એમાં આઘાતથી એકાએક મરી ગયેલાં અને તેથી પછી આપણા અંગ્રેજ સરકારે પોતેજ એ વિલાયતી રમત બંધ કરી હતી, એમ સાંભળવામાં છે.

અંગ્રેજ લોકોમાં હૈયાને હીલોળે ચઢાવવાને એવાં બધાં ઘણાં સાધનો છે. ઝુલાખુરશી, પણ એમની જ છે. પણ એ એક્કે હીંચકાને પહોંચે નહિ. કેમકે, ખુરશી એ એકની બેઠક છે. અને હીંચકો એ બે જણાની બેઠક છે. કોચમાં બે બેસે, પણ કોચ કાંઈ હીંચકાની પેઠે હાલે ચાલે નહિ. અંગ્રેજ લોકોને જો મ્હારે ભલામણ કરવાની

હોય, તો હું જરૂર એમને આપણા હીંચકાની ભલામણ કરૂં. મ્હને ખાતરી છે કે એઓ જો એનો સ્વાદ ચાખે, તો એને છોડે નહિ. પણ છે એવું કે એ લોકો હીંચકાનો સ્વાદ જાણનારાઓને પૂછે નહિ અને જેને એઓ પૂછે, તેને એ હીંચકાના ગુણનો ખ્યાલ હોય નહિ. અલબત એટલું ખરૂં કે, વિલાયતના લોકોમાં જો એ હીંચકો દાખલ કરવો હોય, તો તે સાદા રૂપમાં તો દાખલ થઈ શકે જ નહિ. તેની કીંમત ઓછામાં ઓછી ત્રીસ ગીનીની રાખવી જોઇયે. અને પછી તમે એની સાંકળો ચાહે તેવી સુંદર રાખી શકો, અહીંગવાના સુંદર રંગબેરંગી મહુવાના કે ધોરાજીના આવે છે તેવા ઘાટના કે કાચની ફેશનના સુંદર મઝેની ગાદીવાળા હીંચકા તમે રાખી શકો; અને તેના ઉપર જાહેર ખબરનું પણ સારૂં ખર્ચ રાખી શકો. જાહેર ખબર વધારે જોઇયે કારણકે યુરોપના લોકો જાહેર ખબરથીજ વધારે અંજાય છે. જાણીતું એટલે પ્રખ્યાત અને પ્રખ્યાત એટલે સારૂં, એવી માન્યતા આજકાલમાં બધેય પ્રસરી ગઈ છે. યુરોપનો શો વાંક કાઢવો ! આગળે બોલે તેનાં બોર વેચાતાં અને હવે ય મ્હોટી કંપનીઓની મ્હોટી જાહેર ખબરો હોય છે. એટલે જાહેર ખબર પણ જોઇયે, તેમ શોભા પણ જોઇયે. એ હોય તો યુરોપના લોકો આપણા હીંચકાનો સ્વાદ ચાખ્યા પછી એના ઉપર આફરીન થઈ જશે, એમ માનવામાં મ્હને જરા પણ સંકોચ થતો નથી. કારણકે મેકસમૂલરને આપણી ભાષા ગમી ગઇ, શોપનહોરને આપણું તત્ત્વજ્ઞાન ગમી ગયું, જેકૉલિયેોને આપણી સંસ્કૃતિ ગમી ગઈ, નિટશે ને આપણી મનુસ્મૃતિની વ્યવસ્થા ગમી ગઈ, અંગ્રેજ લોકોને આપણાં દાણાપાણી ગમી ગયાં, તો પછી યુરોપના લોકોને આપણો હીંચકો કેમ નહિ ગમે ?



# ચકલીનો માળો.

ચકલીનો માળો એ વિષય ઉપર સામાન્ય રીતે ભાગ્યેજ લખવાનું બની આવે. પણ હું વાંચવા લખવા બેસું છું, તેની સ્હામે એક ભીંતીયા ઘડીઆળ ટાંગેલું છે, તે ઉપર બે એક મોસમથી, ચકલાંઓએ માળો બાંધવાનો હક ઉભો કર્યો છે. હાલમાં પણ એક માળો બાંધ્યો છે. થોડા દિવસ પહેલાં ઘડીઆળ નીચે તણખલાં પડવાં શરૂ થયાં હતાં. અમારા હાલના નોકરને સાફસુફની જરા વધારે ટેવ છે. એટલે ચકલાંના હકને હાનિ ન પહોંચાડવાના મ્હારા ઇરાદાને જો એ જાણી ન ગયા હોત, તો તે કદાચ ઘડીઆળ ઉપર એ પંખીઓને માળો બાંધવા પણ દેત નહિ.

મ્હેં 'હાલનો નોકર' કહ્યું એ ઉપરથી બીજી વાત કહેવાનું મન થઈ આવે છે. કહે છે કે આગળના વખતમાં પેઢીધરપેઢી નોકરો ચાલ્યા કરતા. પાંચ પંદર વર્ષ એકજ ઘરમાં નિમકહલાલીથી કાયમ નોકરી કરનારા તો આપણા ઘણાના જાણ્યામાં હશે. પણ એ જમાનો હવે જતો જાય છે. હવે તો 'રોજનું સાથી' રાખવામાં પણ ફેર બદલી કરવાના હિમાયતીઓ રુશિયાની પેઠે આપણા દેશમાં પણ વધવા મંડયા છે, ત્યાં નોકરની તો વાતજ શી? આ પ્રકૃતિ-વાદના જમાનામાં લોકો ગોરાંગો પાછળ જતા હોય, તો નવાઈ નથી, પણ મ્હને તો અંહિની રીત રશમ છોડી, વિલાયતને વળગવા જેવું કાંઈ લાગતું નથી.

કોઈ કહેશે કે ચકલીના માળાના વિષયમાં આ બધી વાતો શી? તો એ બાબતમાં ફ્રેન્ચ નિબંધકાર મોન્ટૈનની લેખનપદ્ધતિ નીચે આશ્રય લેવાનો મ્હારો વિચાર નથી. હું તો એમજ કહું કે ચકલાંના માળામાં શું નથી? એમાં સ્નેહ છે, સ્નેહમય કુટુંબનાં

**સ્થાન છે અને એમાં સ્નેહનાં સંતાન છે. આ ચકલાંનો માળો જેમ ઘડીયાળ ઉપર રહ્યા છે, તેમ આ બધાં ન્હાનાં મ્હોટાં પંખીઓના માળા પણ ઘડીઓવાળા, અનંત કાળના ચક્ર ઉપરજ રહેલા છે ને.**

સાફસુફ કરવાની અમારા માણસની—નોકર શબ્દ એને ગમતો નથી—ટેવ વિષે હું હમણાંજ કહી ગયો. થોડા દિવસ ઉપર એણે ન્હાનું પરાક્રમ તો કરેલુંજ. ચકલાંઓ માળો બાંધવાની તૈયારી કરતાં હતાં. એને આ માળાની તૈયારીનો પેગામ તોડી પાડવા જેવો લાગ્યો, અને એનાં ભેગાં થએલાં ઘાસનાં તરણાં પણ તેણે એક દિવસ અમને કહ્યા કર્યા વિના મ્હારી ગેરહાજરીમાં ઉડાવીને ફેંકી દીધાં. મ્હને ખબર નહોતી કે ચકલાંના જૂના હકને મ્હારો નવો સુધારાવાળો મુદ્દતના બાધનો ખ્યાલ કર્યા વિના આમ ધોકો પહોંચાડશે. મ્હેં આવીને જેયું ત્યારે બિચારા જેડકાને વારાફરતી આવી આવીને ઘડીઆળ પાસે ઝઝૂમતું જેયું. એમના મનમાં શું થયું હશે? આટલી મહેનતે ભેગું કરેલું ઘરનું સાધન માનવીની સાફસુફ રાખવાની કેફિયતને સારૂ ક્ષણમાં તારાજ! પણ કોને ખબર છે કે આપણાં માનવ-ચકલાંઓ પણ જેને પરમેશ્વરની ભૂલો ગણે છે. એ પણ એની દૃષ્ટિએ ભૂલોજ હશે? એના ઘરમાં સાફસુફ રાખવાનો એના નોકરોને હુકમ હશે, તેને અંગે એ બધું થતું હશે, તોયે કોને ખબર છે? કારણકે, એના હુકમ વગર તો કાંઇ થતુંજ નથી.

કોઇકે એક ઠેકાણે કહ્યું છે કે, આપણે મનુષ્યો બીજાં પ્રાણીઓ કરતાં ઘણી રીતે ઉતરતાં છિયે, એ વાત જ્યારે હું સાંભરૂં છું, ત્યારે માનવ-ચકલાંઓ એ શબ્દ મ્હને બહુ હીણપદવાળો લાગતો નથી. આપણામાં કીડીઓના જેટલો સંપ અને વ્યવસ્થા નથી, કોયલો કે મોરના જેવી મિઠાશ નથી, કૂતરાંના જેવી સુંઘવાની કે બિલાડાંના જેવી જેવાની શક્તિ નથી, ઘોડાના જેવું બળ અથવા સિંહના જેવું ગાંભીર્ય નથી, એ બધાને જાણીતું છે. તે ઉપરાંત રમતમાં છોકરીઓનાં

ચલ્લાજી જોડે લગન તો ઘણાખરાએ સાંભળ્યાં હશે. તથાપિ ચકલાંનું રૂપક એ કારણોથી નહિ પણ બીજા વધારે ગંભીર કારણથી બંધ બેસતું મ્હને લાગે છે. આપણે બધાં આ દુનિયાંમાં પંખીઓજ છિયે, એમ કહેવામાં કોને ન્હાનમ લાગશે? શ્રુતિમાં પણ ઈશ્વર અને જીવને એક વૃક્ષ ઉપર બેઠેલાં બે પંખીઓ રૂપેજ કલ્પેલા છે. વળી આ અખિલ બ્રહ્માંડ જેમાં આપણી પૃથ્વી પણ એક બિન્દુ માત્ર છે તેમાં આપણી મનુષ્યોની સ્થિતિ આ પૃથ્વી ઉપરનાં ચકલાં કરતાં પ્રમાણમાં શી વધારે મ્હોટી કહી શકાય?

મનુષ્યની સરખામણી પંખીઓ જોડે કરતાં ભાગવતની કપોત અને કપોતી—હોલો અને હોલી—ની આખ્યાયિકા યાદ આવે છે. દત્તાત્રેયે ચોવીસ ગુરૂ કરેલા, તેમાં આ હોલો હોલી પણ છે, એ વાત જાણીતી છે. પણ એ વાતનું મનોવેધી કરૂણ સૌન્દર્ય તો મૂળ સંસ્કૃતમાંજ વિરાજે છે. એ ન્હાની સરખી વાર્તામાં સકલ જીવનનું સમગ્રદર્શન છે. એ આખ્યાયિકાજ જો માણસ બરોબર વાંચે અને સમજે, તો એને ઘણું વાંચવાનું ઓછું થઈ જાય. એનો એકે એક શબ્દ માર્મિક છે. માર્મિક છે એટલુંજ નહિ પણ એમાં રહેલાં સમગ્ર દર્શનનો પ્રકાશક છે. એનું ટાંચણ હું અહીં કરવા માગતો નથી, કારણકે એ મૂળની ચારૂતા, ભવ્યતા, અને પ્રેરકશક્તિને કદાચ મ્હારાથી અન્યાય થઈ જાય. પણ એ બે પંખીઓનો 'મેળો' જે મોહક અને માર્મિક શબ્દોમાં વર્ણવ્યો છે, એ મ્હને તો લગભગ અજોડ લાગે છે. એમાં કવિની, ચિત્રકારની, શિલ્પીની, અને સંગીત વિશારદની સર્વ કલાઓ થનથન નાચી રહી છે. કપોત અને કપોતી સ્નેહ કરે છે. કપોત અને કપોતી તે માનવયુગલનાં જ પ્રતીક છે. કવિ કહે છે:—

कपोतौ स्नेहगुणितहृदयौ गृहधर्मिणौ ।
दृष्टिं दृष्टयांगमंगेन बुद्धिं बुद्धया बबन्धतुः ॥

આનાથી સ્નેહજીવનનો બીજો શો સ્થિર, સ્નિગ્ધ અને ઉદાર આદર્શ હોઈ શકે? યુરોપનો નવો વ્યકિતપ્રધાન જડવાદ નરનારીને વિખૂટાં પાડી દે છે. એક વિદ્વાને એવું કાંઈ કહ્યું છે કે જેણે કુટુંબની, લગ્નસ્નેહની ઘોંસરી વહી નથી એ દુનિયાંને બરાબર જાણી શકેજ નહિ, એ ઘણે અંશે ખરૂં હશે. અલબત્ત શુકદેવ કે સુલભાની પેઠે જેને સંસાર જાણવાની આકાંક્ષા જ ન હોય તેને એ ઓરતા વિતાડવાની જરૂરે નથી. નારદજીને નિર્બન્ધ જીવનમાં એવો આનંદ આવતો કે કંસને ઘેર જાય તોયે ઠીક અને યુધિષ્ઠિર પાસે જાય તોયે ઠીક. બધે એમને તો આવકારજ મળે. એકવાર એ મૃત્યુલોકમાં આવ્યા અને લોકોને દુ:ખી જોયા ત્યારે એમને આશ્ચર્ય થયું. એમને ખબર નહિ કે અહીં તો ઘણુંખરૂં એમજ ચાલ્યાં કરે છે; અને આનંદને સારૂ દુનિયાનાં મથનો બારે માસ ચાલુજ છે; અને એમ છતાં પરિશ્રમનો થાક જ સરવાળે રહે છે. પછી માણસો મીલોવાળાનાં સરવૈયાંની પેઠે બતાવે છે કે:—

'હજારો રાત વાતોમાં ગમાવી એ કમાઈ છે.'

અને સંતોષ માને છે. કદાચ એટલેજ આપણા ઘરડાઓ કહેતા હશે કે ભાઈ, સંતોષમાંજ સુખ છે. નારદજીએ બધાય આત્માઓ જોડે આત્મલગ્ન કર્યાં હશે, અને સ્ત્રી પુરૂષનો ભેદ નહિ રાખ્યો હોય. એટલે એમને જ્યાં જાય ત્યાં ફાવટ આવતી હશે. આત્મામાં જાતિનો ભેદ કયાં છે? આત્મલગ્નની વાતો કરનારા અમથા લગ્નની વાતમાં આત્મલગ્નને ઘુસાડે છે. આત્મલગ્ન કરવું હોય, તો પુરુષનું પુરુષ જોડે અને સ્ત્રીનું સ્ત્રી જોડે શું કામ ન થાય? અને એમ હોય, તો જયાએ જયન્તને બીજો આશ્રમ બંધાવ્યો—નદીને સ્હામે પાર—એમ બન્ને ઘરની ખટપટે ન રહે. વળી સમજો કે 'પૂરવની' પ્રીતથી સ્ત્રી અને પુરુષના આત્માનાં લગ્ન થઇ ગયાં, તો પછી રૂપ, ગુણ, વય, ઇત્યાદિની યોગ્યતાની પણ જરૂર શી? આત્મલગ્ન પછીના

છૂટાછેડાને સારૂ કઈ અદાલતમાં જવાતું હશે ? મ્હને કોઈ પૂછે તો હું તો આત્મલગ્નને નવા જમાનાનાં ધતીંગમાંજ મૂકું. આત્માની તો મૈત્રી હોય. માનુષી લગ્ન અને તે સાથે આત્માની મૈત્રી હોય એ આપણી આદર્શ ભાવના છે. એકલી આત્માની મૈત્રી ગમે તેની જોડે હોઈ શકે. વસ્તુતઃ તો આખા જગત્‌માં અનુસ્યૂત રહેલો આત્મા અખંડ એકરૂપે વ્યાપક છે. એને વળી લગ્ન શું ? લગ્ન હોય તો લગ્ન – વિચ્છેદ સંભવે.

માળો એ પક્ષીઓમાં દેખાતું ગૃહભાવનાનું ચિન્હ છે. એમાં સંરક્ષણ અને સ્વાતંત્ર્ય બન્ને છે. આ જગત્ એ પરમાત્માનો એક માળો જ છે ને. સર્વ જીવાત્માઓ એની ન્હાની ન્હાની વિભૂતિઓ છે. એ સર્વેનું બન્ધુત્વ માત્ર જ નથી પણ વાસ્તવિક ઐક્ય છે. એ ઐક્ય જગત્‌માં પ્રસરતા સ્નેહમા મૂર્ત્તિમન્ત થાય છે. અપત્ય-સ્નેહમાં, દાંપત્ય સ્નેહમાં, સહોદર સ્નેહમાં, કુટુંબ સ્નેહમાં, મૈત્રીમાં, દેશબન્ધુત્વમાં, માનવ ભ્રાતૃભાવમાં, અને પ્રાણીઓ પ્રત્યેના દયાભાવમાં એ સ્નેહ ઝળહળે છે. અવિદ્યા, સ્વાર્થ, લોલુપતા, અદૂરદર્શિતા, અને પાપમય સંસ્કાર એ બધાં એ સ્નેહના અખંડ રસસાગરમાં વિઘ્ન નાંખ્યા કરે છે, ને આનંદમય જીવનને કોઇકોઇવાર કોઇકોઇ સ્થળે દુઃખમય બનાવી દે છે. એ વિઘ્નો નવાં નથી, તેમ એનાથી હારી જઈને એને પરવશ થઇ રહેવાની પણ જરૂર નથી. જેટલી સિદ્ધિ એટલો આનંદ વિશેષ. અન્નની પેઠે કોળિયે કોળિયે એમાં તૃપ્તિ રહી છે. માત્ર એ સ્નેહરૂપી અન્ન પવિત્ર હોય એટલુંજ, મનુષ્યે જરા જોતા રહેવાનું રહે છે.



# ટોપી.

નામ ઉપરથી ભૂલાવો ન ખાવો, એ શિખામણનું સારામાં સારૂં દૃષ્ટાંત ટોપી છે, એમ કહી શકાય. ટોપી હોય એટલે હલકી કિંમતની હોય, એમ પણ નહિ, કેમકે ભૈયાશાઈ ટોપી ટકાની મળે અને બેન્ગ્લોર કૅપ પાંચ સાત રૂપિયાની પણ મળે,—જેટલા પૈસામાં ગરીબ માણસની બે પાઘડીઓ આવે. ટોપી એટલે ન્હાની સરખી એમ પણ નહિ, કારણ કે એ ઘેરિયા પહેરે છે એવી ન્હાની પણ હોય ને પારસીઓ મ્હોટી પ્હેરે છે એવી છાબડી જેવડી પણ હોય. યુરોપિયનની માથા ઉપરની ન્હાની છત્રીને પણ ટોપી કહેવાય. અંગ્રેજી ટોપીનો ઉપયોગ માથાના પહેરવેશ તેમજ માથા ઉપરની ન્હાની છત્રી બન્ને તરીકે ગણાય છે. ટોપી એટલે ન્હાના બાળકને પહેરવાની ચીજ એમ પણ નહિ. કોઈ સન્નારીની કેડે બેઠેલું છ મહિનાનું બાળક પણ ટોપી પહેરે, અને વડી ધારાસભાના પ્રમુખ પણ ટોપી પહેરે. વળી ટોપી તે સાદાઈની નિશાની એમ પણ નહિ. કેમકે, બાવાઓ પણ ટોપી પહેરે તેમ શોખીનો પણ ટોપી પહેરે. આગળ શોખીન લોકો સાફા બાંધતા એમ કહેવાય છે. પણ હવે તો શોખીન સજ્જનો ટોપીનેજ વધારે પસંદ કરે છે; જો કે લગ્ન પ્રસંગે તેવા શોખીનોને પણ સાફાનો શોખ થઈ આવે છે, એ અપવાદ નોંધવો જોઇયે. વળી આપણા દેશી લોકોજ ટોપી પહેરે, એમ પણ કહી ન શકાય, કેમકે બલુચિસ્તાન, અરબસ્તાન, તુર્કસ્તાન ઇત્યાદિ ઘણાં સ્થાનોમાં ટોપી ચાલે છે. એટલું જ નહિ પણ સાહેબ લોકોની પણ ટોપીજ કહેવાય છે. પણ એટલુંજ શા માટે? આપણી ભાષામાં તો ટોપીવાળા એટલેજ અંગ્રેજ.

આ બધા ઉપરથી એમ લાગે છે કે ટોપીને કદાચ આગળના જમાનામાં ઘણાને થતી એમ વાચા થાય તો, એ રુશિયાની

નવસુન્દરીની પેઠે બોલી ઉઠે કે, 'હું કોઇની નથી ને બધાની છું.' મ્હને લાગે છે કે ટોપીના આવા ચંચલ સ્વભાવને લીધે પણ તે હલકી ગણાવા લાગી હશે. અને તેથી જ કદાચ તેને સારૂ ટોપસું, ટોપો, ટોપલું ઇત્યાદિ લઘુતાવાચક શબ્દો ઊભા કરવામાં આવ્યા હશે. ટોપી બધા જોડે—ખારા મીઠા બધા જોડે—લિંબુના રસની પેઠે ભળી જાય છે, એ વાત તો ખરીજ. પછી એને સદ્‌ગુણ ગણો કે દુર્ગુણ ગણો. પાઘડી પહેરનારા પણ હશકે ટશકે એટલે સહેજ સાજ ઇધર ઉધરનું કામ હોય, કે જેમાં પાઘડીની આવશ્યકતા ન પડે, ત્યારે ટોપીથી જ ચલાવે છે. કેટલાકને વાસ્તે તો ટોપી ખાસ જરૂરની જ થઇ પડે છે. જેમકે, માસ્તરો કે કારકુનો પાઘડી પહેરતા હોય તે પાંચ સાત કલાક પાઘડી માથે રાખે, તો કદાચ એમનું માથું દુખવા આવે.—અત્યારના મુલાયમ જમાનામાં તો વળી વધારે. કેટલાક કહે છે કે પાઘડી તે પા ઘડીજ રાખો ત્યાં સુધી ઠીક.

આપણામાં કેટલાક લોકો તપેલાને ટોપ કહે છે. ટોપી એ ટોપની નારીજાતિ તો નહિ હોય ? કારણ કે, બન્ને વચમાંથી પોલાં હોય છે અને બન્નેને કોર પણ હોય છે. સાહેબ લોકની ટોપીને તપેલાંનાં જેવીજ બહાર મ્હોટી કોર હોય છે, આપણા દરજીઓ આપણી ટોપીઓની કોરને અંદર દબાવી દે છે. કોર કે કાંઠલો ઝાલવાના કામમાં આવે છે, અને કોરની પટ્ટી અંદર હોય, તે માથાના તેલના બચાવને સારૂ કામમાં આવે છે. એ પટ્ટી નહોય, તો ટોપીને તેલ બેય બગડે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

ટોપીના ઉપયોગના કારણ વિષે કોઇપણ જાતની શંકાઓ કરવાનું કારણ નથી. માથા જેવી કિંમતી ચીજના રક્ષણને સારૂ જે જૂદા જૂદા પહેરવેશો યોજાએલા છે, તેમાં ટોપી પણ છે. અલબત આ પ્રસંગે આપણે ટોપીની વાત કરિયે છિયે, એટલે માથાની કિંમત કેટલી છે—કેટલાંક માથાની કિંમત બહુ હોય છે કે કોઈની સરભર

હોય છે કે કોઇની બાદ કિંમત હોય છે, એ બધી વિગતમાં અત્યારે ઉતરવાની આપણને જરૂર નથી. ગમે તેવું માથું હોય તોપણ ટોપી માથાને ઢાંકે છે, એટલી વાત અત્યારે આપણે વાસ્તે બસ છે. ટોપી રક્ષણને સારૂ છે, તે તો લડાઈ વખતે બરાબર જણાય છે. લડાઇને વાસ્તે ધાતુની-ટોપીઓ પણ બનાવવામાં આવે છે. માણસ સોબતીઓની સભામાં જાય કે પોતાના ઘરમાં જાય, એટલે એવા બચાવની જરૂર ન હોવાથી કદાચ સાહેબલોકો તે પ્રસંગોએ ટોપી કાઢી નાંખતા હશે. આપણામાં પણ કાનટોપીઓ ખાસ કરીને માથાનું ને કાનનું શિયાળામાં કેવું રક્ષણ કરે છે, તે કહેવું પડે એમ નથી. એને મળતી વિલાયતી ટોપીનું નામ મન્કી-કેપ માંકડા-ટોપી કહેવાય છે. એ નામ શા ઉપરથી પડયું હશે, તે સંબંધે જો વિદ્વાનો પાસે નિબંધ લખાવિયે, તો પુષ્કળ તર્કવિતર્કોને અવકાશ મળે. દાખલા તરીકે, કોઇને કદાચ અંગ્રેજ લોકોપર તિરસ્કાર હોય, તો એ એમ પણ કહે કે માંકડા-ટોપી, એ નામ એ લોકોની ટોપીને સારૂ બરોબરજ છે. કોઇ વળી એમ પણ કહે કે, એ ટોપી પહેરે ત્યારે માણસ માંકડા જેવું દેખાય છે, માટે એ નામ યોજાયું હશે. કોઇ એમ પણ કહે કે, માણસ જાતના બાપદાદાઓના નામના સંભારણા તરીકે એ ટોપીને એવું નામ આપવામાં આવ્યું હોય. અથવા કોઈ એવો પણ તર્ક કરે કે વિલાયતના લોકોને મન્કીકેપ, ડૉગકોલર ઇત્યાદિક શબ્દો પસંદ હશે, ને તે વડે સમાનતાનો સિદ્ધાંત નાખી દુનિયાં ઉપર ઠસાવવાની અને તેને મનુષ્યોથી પણ આગળ સર્વ પ્રાણીઓ સુધી લઇ જવાની તેમની ઉદારભાવનાની તેથી પ્રતીતિ થાય છે. આપણે તો હનુમાનને પૂજિયેજ છિયે. અને આપણને તો સાહેબલોકની સમદૃષ્ટિનો આબેહુબ ખ્યાલ છે, પણ બીજી પ્રજાઓને પ્રકાશની કદાચ જરૂર પણ હોય.

ટોપી, ફેંટા અને પાઘડી એ ત્રણેને સાવકાં ભાઇબ્હેન ગણી શકાય. કારણકે ત્રણે એકજ કુટુંબનાં છે, છતાં એક હોય ત્યાં

બીજાને ફાવતું નથી. અલબત્ત કેટલીક વખત એમ પણ બને છે કે, આપણા જૂના ગરાશિયાઓ કે પઠાણ બિરાદરોના માથાના શણગારમાં ટોપીને ફેંટો કે ટોપીને પાઘડી એક સાથે બિરાજે છે. પણ ઘણુંખરૂં તો આપણે એમજ જોઇયે છિયે કે એક હોય ત્યારે બીજું નહિ. એકનો એક દેવદત્ત નામે છોકરો પંદર વર્ષ આફ્રિકા જઇને રહી આવે ને પછી બદલાઈ ગયો હોય ને ઓળખ્યામાં પણ ભાગ્યેજ આવે, તેમ ટોપીનું મ્હોટું રૂપ તે પાઘડી, એમ પણ ગણી શકાય.

એમ પણ કહી શકાય કે ટોપી ફેંટો અને પાઘડી, એમ માથાના પહેરવેશની ઉત્ક્રાન્તિની સાધના છે. પણ આ વિચાર કરતાં મ્હને એક બીજો ખ્યાલ આવે છે, તે એ કે બંગાળામાંથી ગુજરાતમાં આવતા સુધીમાં એ ઉત્ક્રાન્તિ સિદ્ધ થઈ ગઈ છે. કેમકે, જુઓ, બંગાળામાં ઉઘાડું માથું; ત્યાંથી આગળ ચાલ્યા કાશી, એટલે ન્હાની ભૈયાશાઈ બે તોલાની ટોપી. તે પછી આગળ આવિયે કે ન્હાની સરખી મારવાડી બે પાશેરની પાઘડી. ત્યાંથી આગળ સીધા ચાલ્યા આવો, એટલે અમદાવાદની કે સુરતની મ્હોટી બશેરિયા પાઘડીઓ અને પછી ભાવનગર ગયા એટલે હદ આવી ગઈ. ઘેરાવામાં મ્હને લાગે છે કે આખી દુનિયાંની કોઇપણ પાઘડી ભાવનગરની પાઘડી સાથે ભાગ્યેજ મુકાબલો કરી શકે.

આપણા એક વિદ્વાને ટોપી અને પાઘડીને લડાવ્યાં છે. પણ આપણે કહી શકિયે—ઉપર કહ્યું છે તેમ—કે એ બે બહેનોજ છે અને કોઇવાર તો સંપસંપીને જોડે જોડે પણ કેટલેક ઠેકાણે રહે છે. આગળના વખતમાં તો ઘણુંખરૂં બધી પાઘડીઓની નીચે એક ટોપી રહેતી, પણ હમણાં હમણાંમાં કળિયુગની વધારે અસર જણાતાં પાઘડીએ ટોપીને કાઢી નાંખી જણાય છે. અને તેના બદલામાં ટોપી પણ બીજી તરફથી પાઘડીને ધકેલી કાઢવાનો સફલ પ્રયત્ન કરી રહી છે. મારવાડીઓ ચતુર અર્થસાધક જાત ગણાય છે એટલે એમણે બે

બહેનોને સાથેજ સંપસંપીને રહેવાની ગોઠવણ કરી છે. સંપ ત્યાં જંપ એમ કહેવાય છે, તેમ સંપ ત્યાં લક્ષ્મી, એમ કહેવામાં પણ બહુ વાંધો આવે એમ નથી. બંગાળાના લોકોએ પાઘડી ટોપીના આન્તરિક ટંટાને લીધે બેયને કાઢી નાંખી હશે કે કેમ, એ શંકા થાય એવી છે; અને બેની લડાઈમાં ત્રીજો ફાવી જાય તેવી રીતે ત્યાં મોરશિયો—જે નથી પાઘડીમાં કે નથી ટોપીમાં, તે દાખલ થઈ ગયો જણાય છે. તે પણ નાસવાની તૈયારી કરે છે. પણ હાઈકોર્ટ વગેરે મ્હોટાં ખાતાંઓએ એને પકડી રાખ્યો છે. બંગાળાનો અનુભવ આપણને એ ખ્યાલ પણ કરાવે છે કે ગયું તે પાછું લાવવું મુશ્કેલ પડે છે.

માથે ટોપી કે પાઘડી કાંઈક જોઈયે—એમ તો ઘણા ખરાને લાગશે. અલબત્ત આપણે પુરુષોની વાત કરિયે છિયે. સ્ત્રીઓની ટોપીઓનો પ્રશ્ન વળી જૂદો છે. અને એ મડમોની ટોપીઓ જેટલોજ વિશાળ અને એટલોજ સુંદર અને કિંમતી છે એમ કહી શકાય. અને તેથી જોકે ટોપી પુરૂષોની હોય તેમજ સ્ત્રીઓની પણ હોઈ શકે, તો પણ આપણે અત્યારે સ્ત્રીઓની ટોપીઓનું કામ નથી. પુરૂષોને ટોપી, ફેંટા કે પાઘડી કશાકની જરૂર છે, એમ નિયમ તરીકે કહેવું તે કદાચ ભારે પડતું થઇ પડે. કેમકે, સંન્યાસીઓને ટોપી હોતી નથી, કેટલાક ફકીરો પણ ટોપી વગરજ ફરે છે, અને આપણા ગાંધીજીએ અને તેમના કેટલાક અનુયાયીઓએ પણ ટોપીનો પરિત્યાગ કરી દીધો છે. ગાંધીજીએ તો વારાફરતી ફેંટો, હેટ, મોરશિયો, પાઘડી, ટોપી ઇત્યાદિક બધાને માન આપ્યું છે, એમ કહિયે તો ચાલે. કેમ જાણે

'आदानं हि विसर्गाय सतां वारिमुचामिव ।'

એ પંક્તિને સાર્થક કરવાનોજ એમનો ઇરાદો હોય નહિ! આ ઉપરથી મ્હને યાદ આવે છે કે આગળ કોઈકે કહેલું કે ખાદીની ટોપીથી હવે

માથાના પહેરવેશનું સરખાપણું આખા હિન્દુસ્થાનમાં લાવી શકાશે. કોણ જાણે કે ભવિષ્યમાં શું થશે? પણ એ વાત બહુ સંભવિત લાગતી નથી. કેમકે ખરો મુદ્દો એ છે કે કેટલાક નેતાઓ કે સરદારો કે તરંગી જનો ઘણા માણસોને એક લીટીમાં મૂકી દેવાને ઇચ્છે છે, તથાપિ દુનિયામાં દરેક માણસને પોતાનું વ્યક્તિત્વ દેખાડવાની ઇચ્છા રહ્યાજ કરે છે. અને તેથી જનરલો અને કર્નલો પોતાના સ્વાંગમાં કાંઈ ખાસ વિશેષતા રાખે છે, એ લોકોની નજર બહાર રહેતું નથી. એ વ્યક્તિત્વ ન્હાનું અથવા મ્હોટું હોઈ શકે. પ્રાન્તીય વ્યક્તિત્વ દેખાડનારી પાઘડીઓ છે. અને વ્યક્તિત્વના હકો દિવસે દિવસે એટલા જોસભેર પ્રતિપાદન થતા જાય છે કે તેને બતાવનારાં આ ચિહ્નોને ધકેલી કાઢવાં મુશ્કેલ થઈ પડે, તો નવાઈ નહિ. કેટલાક લોકો અત્યારે હેટ પહેરે છે, તેમાં પણ અંદરનું કારણ કેટલીક વાર તો એજ હોય છે કે બીજા સમુદાયમાં પોતાનું વ્યક્તિત્વ એવડે આગળ લાવવું. આવા વ્યક્તિત્વનો લાભ પણ મળે છે. એમાં ટોપી, હેટ, પાઘડી કે ફેંટાનો ખાસ મેળ નથી. મ્હેં સાંભળેલું કે એક હાઇકોર્ટના જજે દક્ષિણી ફેંટાવડે કલકત્તે જઇને વાઇસરોયનું ધ્યાન ખેંચેલું. ટોપીઓવાળા બધા બેઠા હોય, ત્યાં પાઘડીવાળો જાય, તો કાંઇકે ધ્યાન ખેંચે અને પાઘડીઓવાળા હિન્દુસ્થાનમાં ટોપીવાળાઓએ ધ્યાન ખેંચ્યું છે, એ તો ઉઘાડીજ વાત છે.

ટોપીવાળાઓની સાથે ઝુઝવામાં ટોપીવાળાઓને ઠીક ફાવટ આવે, એમ ધારીને અત્યારે લોકોએ ટોપી વધારે પહેરવા માંડી હશે કે કેમ એ પ્રશ્ન કરી શકાય એવો છે. ખાદીની ટોપીએ તો ટોપી-વાળાઓ સાથે ઠીક ઝીક ઝાલી છે. પણ જ્યારે હિન્દુસ્થાનનું લશ્કર થશે, ત્યારે આવી સાદી ટોપીઓથી ભાગ્યેજ ચાલશે. અલબત આપણે એમ માની લઇયે, કે બધા માણસમાં ગંભીરતાની જરૂર નથી. અને માથાની ગંભીરતા હોય તો પાઘડીની ગંભીરતા વગર પણ ચાલી શકે. અને કદાચ એમ પણ માની લઇયે કે ગાંભીર્યની જરૂર

હોય, તોપણ પાઘડીઓની મદદ વિના બધા લોકો જરૂર જોગી ગંભીરાઈની ગોઠવણ પોતપોતાની મેળે કરી લેશે, તોપણ લશ્કરની બાબતનો વિચાર કરતાં માથાને સારૂ રક્ષણ તરીકે આપણી ગાંધી ટોપી ચાલી શકેજ નહિ. માટે કાંઈક ફેરફાર અવશ્ય કરવો પડશે, એમ આપણે હિંમતથી કહી શકિયે.

ટોપીઓમાં પણ ફેશન બદલાય છે, એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય. મ્હને યાદ છે કે, પચીસેક વર્ષ ઉપર એક સાઈકલ કૅપ નીકળેલી, તે તે વખતે એવી લોકપ્રિય થઈ પડેલી અથવા કહો કે યુવકપ્રિય થઈ પડેલી કે જ્યાં જુઓ ત્યાં સાઈકલ કૅપ તો ખરીજ. તે વખતે યુવકોમાં સાઈકલો થોડાં વપરાતાં. એટલે સાઇકલોના પ્રેમની આગાહી તરીકે એની નામરાશી ટોપીને એ લોકોએ હેતથી સ્વીકારી લીધી હશે. એ પછી તો કૈંક નામની ટોપીઓ આવી ગઈ. હંગેરિયન, મહારાજા, બેંગલોર વિગેરે અનેક નામોથી ટોપીઓ અંકિત થઇ છે. એટલુંજ નહિ પણ ટોપીઓમાં પણ અનેક ન્યાતજાતો છે એમ કહી શકાય. ટોપીઓના ભીતરમાં એમનાં નામો લખેલાં હોય છે, એટલુંજ નહિ પણ એ ટોપીઓની અંદર જોઇએ તો ભાતભાતનાં લોભાવનારાં મન્ત્રવાક્યો આપણને દૃષ્ટિગોચર થાય છે. આપણે ઋષિઓ થયા વિના એ મન્ત્રવાક્યોના દ્રષ્ટા થઇયે છિયે. અને વધારેમાં એ છે કે આ વાક્યો ન સમજાય એવી અટપટી ફિલસુફીનાં નહિ પણ ગમી જાય એવા આશીર્વાદનાં હોય છે. 'ઘણું જીવો', 'વિજયના ડંકા વાગો' એવાં એવાં મનોહર વાક્યોથી આકર્ષાઇને, માણસ આનો બેઆના ટોપીના વધારે પણ આપે તો મ્હને આશ્ચર્ય ન થાય. આશીર્વાદને સારૂ આપણે શું આપવા તૈયાર થતા નથી? સાહેબ લોકની ટોપીમાં પણ ઘણી જાતો હોય છે. અને તેમાં એક જાત તો એવડી મ્હોટી થાય છે કે, તેમાં આશરે ત્રણશેર પૈંઆ માઈ શકે. એમની નાઈટ-કેપને સહેલાઇથી એક દોરીની મદદથી શાકની ઝોળી બનાવી દેવાય. ફેલ્ટહેટ તો પેટ્રોલ ગાળવાના કામમાં વપરાતી ઘણાએ

ટીકી હશે. કેટલાક અંગ્રેજો, બરમીઝો, ચીનાઓ વિગેરે ઘાસની બનાવટની ટોપીઓ પહેરે છે, પણ એવી ઘાસપાનની ટોપીઓની બાબતમાં તો કહેવું જોઇએ કે કેટલાક મુસલમાન ભાઇઓ જે પાતરાંની પટ્ટીની ટોપીઓ પહેરે છે, તે સહુથી સસ્તી પડતી હશે. મડમો પણ ઘાસની બનાવટની ટોપીઓ પહેરે છે, પણ આપણે મડમોની વાત કરતા નથી.

આપણો હિંદુસ્થાન એક મ્હોટો દેશજ નહિ પણ લગભગ એક મ્હોટો ખંડ છે, એ ઘણા ભૂલી જાય છે, અને તેથી તેઓ આપણા ભરતખંડમાં જાતજાતની ભાષાઓ અને જાતજાતના પહેરવેશો દેખી કંટાળો ખાઈ જાય છે. મતલબ કે, આટલી બધી ચીજો એમના મગજમાં ઉતરતી નથી. હિન્દુસ્થાનના બધા લોકોએ હેટ પહેરવી જોઇએ, એવી એક ભાઇએ હિમાયત કરેલી મ્હારા ધ્યાનમાં છે. અને તે ગાંધીટોપીનાં પૂર જરા ઉતર્યાં ત્યાર પછી. ગાંધીજીની ટોપીને તો ઘણાએ માન્ય કરી, પણ હેટને સારૂ એટલું બધું સારૂં ભવિષ્ય મ્હને તો દેખાતું નથી; સિવાય કે કેટલાક મ્હોટા લોકોમાં વિલાયતની મિત્રતાને અંગે તે ચાલતી રહેશે. એક ભાઇએ કોઇને એકવાર પૂછેલું કે, અમદાવાદમાં તો ઘણાખરા ખાદીની ટોપી પહેરે છે ને તમે નથી પહેરતા? તે વખતે તેમને એવો જવાબ મળેલો કે પાઘડી છોડીને હેટમાં ગયા હોય, તેને એ ખાદીની ટોપીની વધારે જરૂર છે. પાઘડી પહેરનારા બધાય રહ્યા હોત, તો ખાદીની ટોપીનો આગ્રહ કરવાનો વારો ન આવત; કારણ કે ગોરા ટોપીવાળાની અસરથી વળ્યો છે.

ઉપસંહારમાં આપણે ટોપીના એક ગુણની નોંધ લઇ લઇયે. કાંઈ નહિ તો ટોપીથી મગજ હલકું રહે છે. કેટલાક એમ માને છે કે, ટોપીમાં કાણાં ઇત્યાદિકની એવી ખુબી હોય છે કે, મગજમાં પણ તેથી પવન આવે છે. વગર પંખે મગજમાં પવન આવે એ ટોપીનો

ગુણ એટલો મ્હોટો ગણી શકાય કે તેની સાથે પાઘડીની સરખામણી જ ન થઈ શકે. પાઘડી તો ઉલટી એવી ભારે હોય છે કે માથાના પવનને અટકાવે છે. માથામાં પવન ભરાય તો વધારે ઠીક કે ન ભરાય તો વધારે ઠીક, એ મ્હોટા પ્રશ્ન ઉપર ઉતરવાનો આપણને અત્યારે અવકાશ નથી. પણ ટોપીથી મગજમાં વધારે પડતો પવન ભરાય છે, એમ માનવાની કેટલા લાગતાવળગતાઓ ના પાડશે. અને કદાચ પવન ભરાતો હોય, તો પણ આજના જમાનાના કેટલાક દાકતરો ખુલ્લા પવનની હિમાયત કરે છે, એમ પણ બચાવ કરવામાં આવે તો નવાઈ નહિ. આપણે તો માત્ર એટલુંજ કહી શકિયે કે સામાન્ય રીતે ટોપીઓ હલકી હોય છે. અને તેથી ઘણીવાર મગજ પણ હલકું રહે છે.



# કળિયુગની ફોઈ.

આપણામાં ફોઈ હોય તે નામ પાડે છે; પછી ગમે તેણે પાડયું હોય પણ કહેવાય એમ કે ફોઈએ નામ પાડયું; નામ પાડવાનું દાપું એને મળેઃ ભલેને પછી આપ્તેનો કોશ કે અમરકોશ ઉથલાવવાની માથાકૂટ બાપે કે કાકાએ કે મામાએ કરી હોય. આ રીતે આપણે કળિયુગના નામ પાડનારને કળિયુગની ફોઈ કહિયે. એ ફોઈ ગમે તે હો પણ એટલું તો કહેવું જ જોઇએ કે એણે નામ બરોબર પાડયું છે. બીજું કોઇપણ નામ આ નામ કરતાં વધારે બંધબેસતું થાત કે કેમ તે વિષે મ્હને ગંભીર શંકા છે.

કેટલાક આ જમાનાને 'સાયન્સ' એટલે વિજ્ઞાનનો જમાનો કહેવાને લલચાય છે. એકના ચાર કરવાની વાત સટ્ટામાં આપણે સાંભળિયે છિયે. એકના સવાયા વહેપારમાં ઘણા લોકો કરે છે.

એકના એકવીસ પરમેશ્વર કરી શકે છે પણ અત્યારના કેટલાક વિજ્ઞાનવાળાઓ તો એકના એકોતેર પણ કરવામાં પાછા પડે એવા નથી. જુઓને બનાવટી રબ્બર, બનાવટી મોતી અને બનાવટી હીરા બનાવવાનું કામ વિજ્ઞાને માથે લીધું છે એટલે કદાચ એનું નામ આપણા જમાનાને આપિયે. પણ ખરૂં ખોટું વિજ્ઞાન તો દુનિયાં શરૂ થઈ ત્યારનું જ ચાલતું આવ્યું છે અને ભવિષ્યમાં વળી વધારે વધશે એટલે એ નામની ખાસ મહત્તા સ્વીકારવી મુશ્કેલ છે.

વળી આ જમાનાને સ્વતંત્રતાનો જમાનો કહેવો, એ તદન અણુજુગતું જ ગણાય કારણકે આપણા હિન્દુસ્થાનને સ્વતંત્રતા ન મળી હોય ત્યાંસુધી આપણે એવું મિથ્યા વચન માનવા તૈયાર નથી. એ તો બીજી જ વાત છે કે જેને સ્વતંત્ર કહિયે તે દેશો તો કરો અને કાયદાઓમાં વધારે ને વધારે જકડાતા જાય છે. એટલે કદાચ આપણી વાત છોડી દઇને આને સ્વતંત્રતાનો જમાનો કહિયે તો તે લોકો કહે કે " મશ્કરી શું કરો છો ? અમારા હાલ હવાલ જુઓ છો કે નહિ ?" એટલે એ નામ પણ ચાલે એવું નથી.

તાજેતર એક મ્હોટા માણસે પોતે દાઢી ન રાખવાના ખુલાસામાં કહેલું કે આ સ્ત્રીઓનો જમાનો છે માટે હું દાઢી રાખતો નથી. અલબત હાલમાં સ્ત્રીઓને અવનવા હક્કો મળતા જાય છે અને ઘણે ઠેકાણે સ્ત્રીઓનું રાજ્ય ચાલે છે એ ખરૂં, પણ જ્યાં સુધી સ્ત્રીઓનું સામ્રાજ્ય બધે ન થઈ જાય, જ્યાં સુધી અત્યારે જેમ બધી દુનિયા કલહમય થઈ ગઈ છે તેમ તે સ્ત્રીમય થઈ ન જાય, ત્યાં સુધી આપણે એને સ્ત્રીઓનો જમાનો કહી શકિયે નહિ. પછી સર્વ જગતને જેમ જ્ઞાની બ્રહ્મમય જુએ છે, તેમ જે જેનામાં તન્મય થયું હોય તે તેનામય દુનિયાંને દેખે અને તે ઉપરથી જમાનાને વિજ્ઞાનનો કે વનિતાનો અથવા સંચાનો કે સ્વતંત્રતાનો જમાનો કલ્પે તો આપણે કંઈ ના કહેતા નથી.

'લોખંડ યુગ' એ નામ પણ એવું સંતોષકારક નથી, કેમ કે હવે તો રબ્બર, એલ્યુમીનિયમ અને ગનકોટન વિગેરે ચીજોએ લોખંડનાં માન ઉતારી દીધાં છે. પણ આ 'કલિયુગ' નામ વિષે તો પૂર્વ પશ્ચિમ બધાનો એક મત તરી આવે છે. મુલક વ્હેંચવો હોય કે માલ વેચવો હોય તો આપણે ને એમને તકરાર થાય પણ આ નામમાં તો આ તકરારને જરાએ સ્થાન નથી. વિલાયતના લોકો પણ એક મતે આપણા જમાનાને તો શું પણ એમણે જોયેલા બધા જમાનાને 'કલહ'નુંજ ઉપલક્ષણ આપે છે. તે છતાં કોઇને શંકા હોય તો પોતે જ તાજેતર લડાઈ કરી બતાવી સર્વ સંદેહોનું નિરાકરણ એમણે કર્યું છે એટલે એમનો તો આ નામની યોગ્યતા સ્થાપન કરવામાં સક્રિય સહકાર છે એમ કહિયે તોય ચાલે.

'કલિ' એટલે કજીઓ, લડાઈ, કલહ તેનો આ યુગ છે એની કોણ ના પાડશે ? કેટલાંકને તો એની સાબીતી સારૂ ઘરના ઉમરાની બહારનો પુરાવો શોધવાની પણ જરૂર પડતી નથી. એમાં સુધરેલાં વગર સુધરેલાંનો પણ મેળ નથી. સુધરેલાંઓનો સુધરેલો ટંટો હોય છે. પણ ઘરના ન્હાના બાંધ્યા પાણીમાં જેને પૂરતો પુરાવો ન મળતો હોય તેમને સંસારનો વિશાળ સાગર મનમાની ખાતરી કરી લેવાને સારૂ મોજુદ છે. સંસારને સાગરની ઉપમા હું અહીં ખારા-પણાને સારૂ આપતો નથી. એ ઉપમા એ રીતે ખરી હોય તો પણ આપણા જમાનાને રૂચે એવી નથી. સાગર ખારો હોય તો પણ તેમાંથી પાકે છે તેને આપણે મીઠું કહિયે છિયે. એમ સંસાર ખારો હોય તોય એ મિઠાશનો ભરેલો છે એમ માની લેવું એમ ચાલતો ચોકસ અભિપ્રાય છે. અલબત આજે સ્વતંત્રતાનો ઝોક છે એટલે અનુભવપૂર્વક જે એને ખારો માનવાની હિંમત ધરાવતા હોય તેમને તેમ કરવાની છૂટ છે. પણ આપણે તો સંસાર સાગર જેવો મ્હોટો છે એટલા મુદ્દા ઉપરજ એ ઉપમા વાપરિયે છિયે.

કહે છે કે દક્ષિણમાં એક દેવળમાં સત્‌યુગ અને કલિયુગનાં પુતળાં છે. સત્‌યુગની સમસ્યા એવી ઘડી છે કે એક ન્હાની સરખી બાયડીના ખભા ઉપર એક અલમસ્ત પુરુષ બેઠેલો છે. અને કલિયુગની સમસ્યા એથી ઉલટી છે એટલે એમાં પુરુષના ખભ ઉપર એક સ્ત્રી ચઢી બેઠી છે, વળી એક બીજે સ્થળે પુતળાંદ્વારા બીજું ચિત્ર દેખાડયું છે, ત્યાં એક જબરજસ્ત બાયડી એક ન્હાના જુવાનની દાઢી ખેંચી તેને હચમચાવે છે. આ પાછલાં બન્ને ચિત્રો અત્યારની પરિસ્થિતિને કે વિચારોને એટલાં બધાં અનુસરતાં લાગે છે કે તેને બહુ જૂનાં માનતાં કોઇને જરા સંકોચ થાય. આગળ સ્ત્રીના ઉપર પુરુષનું સામ્રાજ્ય હતું અને હવે પુરુષના ઉપર સ્ત્રીનું છે એમ કદાચ કહી શકાય. તથાપિ જે સમસ્યામાં સ્ત્રી, પુરૂષને એની દાઢી ઝાલી હચમચાવે છે એ અત્યારની પરિસ્થિતિનું કાંઈક વધારે લાગું પડતું ચિત્ર લેખી શકાય. પેલા પ્હેલા ચિત્રમાં બન્ને સહકારથી સહયોગ કરતાં જણાય છે. સ્હેજસાજ દબાણ તો હશે ખરૂં, પણ એટલું તો કયાં નથી હોતું?—અને આ ત્રીજા ચિત્રમાં તો લડાઈ જામી પડેલી દેખાય છે. મ્હેં જાતે એ શિલ્પના નમુના જોયા નથી. પણ એ પ્રણયકલહની તો લડાઈ નહિ જ હોય એમ હું માની લઉં છું. કારણ કે કોણ કહેશે કે આપણા યુગમાં પ્રણય કલહને સારૂ લાંબી મુદત સુધી અવકાશ રહેવાનો છે? છેડાછુટકાનું સાધન સહેલું અને સર્વવ્યાપી થઈ પડવાને હવે માત્ર વખતની જ અપેક્ષા છે એમ કોને લાગતું નથી?

આપણો યુગ એવા બનાવટી કલહોને સારૂ નથી. આપણા યુગમાં તો ગંભીર બાબતોના કલહ જારી થયા છે. આ ઝગડા એટલા બધા છે કે કદાચ આગળના કોઈ યુગમાં એનું એટલું પ્રમાણ નહિ હોય. પણ પાછલા યુગોનો ઇતિહાસ તપાસવા કયાં જઇયે? આપણા દેખતા દેખતામાં જ કેટલા ઝગડાઓ જામી પડયા છે? રાજા પ્રજાના ઝગડા, હિન્દુ મુસલમાનના ઝગડા, બ્રાહ્મણ

અબ્રાહ્મણના ઝગડા, વિનીત ઉદ્દામના ઝગડા, મીલમાલેકો ને મજુરોના ઝગડા, સ્ત્રી જાતિ અને પુરુષ જાતિના ઝગડા, યુવકો અને વૃદ્ધોના ઝગડા, ઈત્યાદિ ઝગડાઓ કોને અજાણ્યા છે? ખરે, આપણે કહેવું જોઇયે કે જો નામ પ્રમાણે ગુણ હોવાને સારૂ ઈનામ કાઢયાં હોય તો કલિયુગને જરૂર એક સારૂં ઈનામ આપવું પડે. કદાચ ચાંદ કાઢયા હોય—અને ચાંદે હવે સસ્તા મળે છે—તો એ સોનાનો ચાંદ પણ લઈ જાય,—એવી ખુબીથી એ પોતાનું કામ બજાવે છે.

ભલે સમજો કે પરદેશી રાજા હોય ત્યાં પ્રજાને એની સ્હામે થવા ઉભો બળવો કરવા મન થાય પણ જ્યાં આપણા દેશના સારા સારા રાજાઓ છે, ત્યાં પણ પ્રજા—સત્તાને નિમિત્તે કલિયુગે તોફાન મચાવ્યું છે. વળી હિન્દુ મુસલમાન, કોઇ વાર જરા હાંલ્લાં માંહોમાંહે ખડખડે તે સિવાય, આજ સુધી હળીમળીને કામ ચલાવી લેતા; હવે કેળવણી વધી અને લોકો વિચાર કરતાં શીખ્યા એટલે હિન્દુ મુસલમાનમાં ઉલટી લડાઇ એકદમ જ વધી પડી. આ સાલમાં કોન્વેન્શન કરી બધાને એકઠા કરવા ગયા ત્યારે કૅાંગ્રેસમાં ઉલટી વધારે ફાટફૂટ અને ઝગડો દેખાયો. એટલું જ નહિ પણ મુસલમાનો જે પહેલાં એક દેખાતા હતા તેમનામાં પણ સજડ પક્ષો પડી ગયા. મીલો, ફેક્ટરીઓ અને રેલ્વેઓના કામદારોના ઝગડા તો વારાફરતી ચાલુ જ રહે છે. સ્ત્રીઓ અને પુરુષો ઘરમા એકઠાં રહેતાં હશે પણ સુધારાની સભામાં આવે ત્યારે એક બીજા સ્હામે અંતઃકરણપૂર્વક લડત ચલાવે છે. સ્ત્રીને પુરુષનું અંગ કહેલી છે, વામાંગ કહેલી છે પણ એ તો કહેવા માત્ર રહ્યું છે. પણ કલિયુગની બલિહારી તો એથી પણ વધારે છટાદાર કાર્ય કરવામાં છે. એનો એજ માણસ પહેલો જુવાન, પછી પીઢ અને પછી વૃદ્ધ થાય છે. અત્યારે તો સ્ત્રી અને પુરુષ જાતિ વચ્ચેનો જ નહિ પણ મનુષ્યની ઉમર વચ્ચેનો ઝગડો પણ કલિયુગે શરૂ કરી દીધો છે; કેમકે હાલ યુવકો અને વડિલોના ઝગડાનો

આદર પણ કરવામાં આવે છે. સાહિત્યના ઝગડાઓ તો સાહિત્યપ્રેમીને એટલા બધા વિદિત છે અને એ ચાલુ રાખવામાં બન્ને પક્ષો એટલા બધા સંમત હોય છે કે તેનો તો ઉલ્લેખ કરવાની પણ જરૂર નથી.

આ બધા ઝગડાઓને અંગે આપણે શું કરવું જોઇયે કે એમાંથી બચવાનો શી રીતે પ્રયત્ન કરવો જોઇયે એ આપણો અત્યારનો વિષય નથી; કારણ કે એમાંથી બચિયે કે બચવાના ફતેહમંદ પ્રયત્ન કરિયે ત્યારે તો કલિયુગને ઇનામ મળતું રહી જાય ને.



## છેલ્લે પાટલે.

થોડાક દિવસ ઉપર હું એક અંગ્રેજી પત્ર વાંચતો હતો, તેમાં એક વિદ્વાને અતિશયતા (Extravagance) એને આપણા જમાનાની એક ખાસિયત જણાવેલી. અને એ ખાસિયતનો પ્રચાર સાહિત્યમાં અને સમાજમાં તેમજ રાજનીતિમાં સર્વત્ર હોવાનું, તે જણાવે છે. અને તેનાં દૃષ્ટાન્તમાં મુસોલિની ઇત્યાદિની વાતો તે મૂકે છે. અને બીજી કેટલીક બાબતો પણ તેણે મૂકી છે. વિલાયતમાં એવું થયું છે કે બધાં નવાં ધતીંગોથી લોકો એટલા બધા ધરાઈ ગયા છે, ટેવાઈ ગયા છે, ને એ ધતીંગો તરફની એમની નાસ્તિકતા એટલી બધી વધી ગઈ છે કે કોઈ કશા વિચારોની સભામાં લખે, તો લોકો જરાયે અકળાઈ જતા નથી. આપણે અહીં તો ચાલતે ગાડે ચઢી બેસવાનો ચાલ હાલ વધી ગયો છે. કોઈની નિન્દા ઉપર ચઢે, તો નિન્દા જ ચાલે, વખાણ ચાલ્યાં તો વખાણ જ. અલબત સામાન્ય માણસો એમ કરે, તેમાં બહુ અજાયબી નહિ. પણ સમજુ અણસમજુ બધાય જેમાં તેમાં છેલ્લે પાટલે જઈ બેસે એના જેવું દેશને શરમાવા

જેવું બીજું શું ? ગ્રીક ફિલસુફ ઍરિસટોટલનો પેલો સિદ્ધાંત છેક ખોટો ન હતો કે, સદ્‌ગુણ એટલે વચલો સોનેરી રસ્તો. જેમકે બહુ ખરચ કરવું તે ઉડાઉપણું અને અતિ થોડું ખર્ચવું તે કંજુસાઈ. યોગ્ય રીતે ખર્ચવું તે ઉદારતા. વિચાર કર્યા વિના કૂદી પડવું તે સાહસ. જેના તેનાથી ગભરાઈ ભરાઈ જવું તે ડરપોકપણું, અને જોઈ સમજીને આગળ પડવું તે હિંમત. એ રીતે બે છેડાની વચ્ચેની ડહાપણની નીતિ તેને તે સદ્‌ગુણ કહે છે. અલબત એ સિદ્ધાંત બધે લગાડી શકાય નહિ. પણ જીવનમાં ઠરેલપણું જેવું શોભે છે તેવું ઉછાંછળાપણું શોભતું નથી.

પણ અત્યારે તો જ્યાં જોશો તો ઉતરી પડવાની જ વાત. ઉતરી પડવાની કહો કે ચઢી જવાની કહો. પદાર્થોનું પૃથક્કરણ, સમીકરણ, વર્ગીકરણ ઇત્યાદિ કરી માનવજ્ઞાનનો અને માનવશક્તિનો પ્રદેશ અભિવૃદ્ધ કરવો, એ વિજ્ઞાનને સારુ કેવું સુંદર કાર્ય છે ? તેને બદલે એણે એમજ આરડવા માંડયું કે બધું જડ જ છે. જડને જોનારો જીવન્ત છે એ વાતને ભૂલી જવાની પેરવીમાં એ જાણે ફરે છે. એનો એટલે સુધી આગ્રહ છે કે જડમાંથી ચેતન ઉત્પન્ન થાય છે, ચેતન એ જડનો જ એક વિકાર છે એમ બતાવવું. ભાગવતના એકાદશ સ્કન્ધમાં તત્ત્વોની વિવિધ સંખ્યાના વિવાદોનું નિરાકરણ કરતાં ભગવાન ધીમે રહીને કહી નાંખે છે કેઃ—

विदुषां किं नु दुष्करम् ।

વિદ્વાનો શું ઘટાવી ન શકે ? જડની વ્યાખ્યાજ એવી કરે કે તેમાં ચેતનનો સમાવેશ થઈ જાય, પછી કહે કે બધું જડ જ છે, તો કોણ ના કહી શકે ? આવો ઘાટ વિજ્ઞાનનો અત્યારે છે.

વળી વિજ્ઞાનમાં તેમ વર્તનમાં પણ અત્યારના જમાનાનો ઝોક છેલ્લે પાટલે જઇને બેસવા તરફ છે. કાંઇક થયું તો હડતાળ, તોફાન,

ચાલ્યુંજ છે. એ તો જાણે ઠીક, પણ મોટી બાબતોમાં પણ એજ ઉતરી પડવાની કારકીર્દી ચાલુ થઈ ગઈ છે. એમ લાગે કે વિધવાઓનું જીવન જરા કઠિન અથવા સંકોચવાળું થઈ પડે છે, તો કહેશે કે એમને પરણાવી કાં દેવી નહિ ! એમ લાગે કે કન્યાઓને ન્હાની પરણાવવી તે બરોબર નથી, તો કહે કે અરે કન્યાઓને પરણાવવાનો આગ્રહજ શું કામ રાખવો ? પરણવાની જ શી જરૂર છે ? પરણેલા જોડાંઓ બરાબર સોળે સોળ આના સુખી ન થતાં હોય, તો કહે કે અરે લગ્નની સંસ્થાજ નકામી છે, એણેજ બધા આડા બંધો ઉભા કર્યા છે, કરો એના ઉપર હલ્લો. બૉલ્શેવિકો એ રીતે લગ્નની સંસ્થાને પણ ઉડાવી દેવા તરફ મચ્યા છે એ ઘણા લોકોને ખબર નથી.

પહેલાં મર્યાદા એ સારી ચીજ ગણાતી. હવે માત્ર આદર્શ-વાદીઓ એને માને છે, અથવા જૂના મતના લોકો એને વળગી રહ્યા છે. વચમાં લોકોને લાગ્યું કે મર્યાદા વધી જતાં હોજલ પડદો થઇ ગયો એટલે બીજી તરફનો વાયરો ચાલ્યો, તે હવે કોઈક ઠેકાણે તો આપણને એમ લાગે છે કે બેશરમીપણામાં ઇનામ મેળવવાની કેમ જાણે રસાકસી ન ચાલી હોય ! સરકસનાં કે સીનેમાનાં, નાટકનાં કે નૃત્યનાં કેટલાક વેશ, વરણાગી અને રીતભાત જોતાં એમ જ ખ્યાલ આવે કે શરમને દેશનિકાલની સજા બજા થઈ છે કે શું ?

કોઇકે કહ્યું છે કે દુનિયાંને આપણે માત્ર જવાની દિશા જ બતાવી શકિયે. કેટલે સુધી જવું અને ક્યાં અટકવું એનો કાબુ ભલભલાનાં પણ હાથમાં રહેતો નથી. મ્હોટાઓ ઇતિમર્યાદાઓ બતાવે ખરા પણ લોકો ઝાલ્યા રહેતા નથી. પછી હારે ને રહે એ જૂદી વાત. માટે નેતાઓ કઇ દિશા એમને બતાવે છે તે સંબંધે તેમણે સાવધ રહેવું જોઇયે. વિલાયતમાં સ્પેન્સર ઈત્યાદિકે વાત ચલાવી કે મોજશોખ શામાટે નહિ ? એ તો ભૌતિક સંસ્કૃતિનાં માપ છે.

એટલે ગાડું એ તરફ ચાલ્યું તે એટલે સુધી કે મોજશોખજ હવે જાણે જીવનનાં લક્ષ્ય થઈ પડ્યાં છે. મોજશોખને સારૂ પૈસો મેળવવા જે સાચાંજૂઠાં, ઉધાંચતાં કરવાં પડે, તેનો પણ કોઈ વિચાર કરતું નથી. નથી વિચાર કરતા જીવનના પરિશ્રમનો, નથી વિચાર કરતા જીવનની શાંતિનો, નથી વિચાર કરતા જીવનના આદર્શોનો. આમ ઉંધા એકડા ઉપર ગુણાકાર ચાલવાજ માંડ્યો છે.

આ પ્રમાણે દુનિયામાં ગડબડાધ્યાય થવાનું કારણ શું હશે એમ કોઇને વિચાર થઈ આવે તો આશ્ચર્ય નહિ. મ્હને તો કારણ એ લાગે છે કે આપણે પરમ સત્યો અથવા બૃહદ્ સત્યોથી છૂટાં પડી ગયાં છિયે. છૂટાં પડી ગયાં છિયે એટલુંજ નહિ પણ એના વિરુદ્ધનો દુરાગ્રહ આપણામાં પ્રેરવામાં આવ્યો છે. સનાતન સત્યો પુરાતન છે. અને પુરાણી વાત આપણે જોઇયે નહિ, એટલે સનાતનથી પણ આપણે વિમુખ થવાની સ્થિતિ આવી પહોંચી છે. બે ને બે ચાર તો જૂના લોકો માનતા માટે તેમ તો નજ માનવું એમ કોઈ લઈ બાઝે તો એને સારૂ કલ્પનાનું ક્ષેત્ર અનંતતા જેટલુંજ બની રહે. એવા પ્રકારનું વિચારવૈવિધ્ય આપણી દુનિયાંમાં વ્યાપી રહ્યું છે. અને એ વૈવિધ્યની લડાઇઓના લ્હાવા આપણે લઇયે છિયે.

નવી રીત અને જૂની રીતનું એક દૃષ્ટાંત આપું. મ્હોટાઓને પણ નવી રીતોએ કેવી અસર કરી છે, તે આપણે જોઈ શકિયે છિયે. જુઓ કે સાદાઈ એ કેવી સારી ચીજ છે? એનો પ્રચાર કરવો એમાં કાંઈ કહેવાપણું હોય નહિ. શ્રીયુત ગાંધીજીના મનમાં પણ એજ હશે. અને ખાદી એ મ્હારે મન એનું પ્રતીક છે; એમાં સંચાથી થતી હિંસા, માનવનો પરિશ્રમ અને વૈભવની લોલુપતાનો અંશ થોડામાં થોડો છે. પણ ખાદીનું કહ્યું એટલે લોકો ખાદીનેજ વળગી પડ્યા. વિલાયતના લોકો ચાલાક છે; એમણે જોયું કે હિન્દીઓ ખાદીને વળગ્યા તો આપણે બીજી બાજુ સાધો. આપણે સાદાઇ

જોઇતી હોય, તો એ લોકો આપણને ન પહોંચી શકે—પણ ખાદીની મૂર્તિપૂજા સ્હામે તો એમની પાસે બીજાં ઘણાં હથિયાર છે. પહેરો ભલેને ખાદી પણ નાણાં ઘસડવાનાં એક એકથી ચઢતાં બીજાં સાધન કયાં નથી? સીનેમા તો છેજ, રેડીયો ને એરોપ્લેઇન આવ્યાં અને બોલતો સીનેમા આવવાની તૈયારીમાં છે. મોટર, વીજળી, તાર, એ બધાંની તો પેઢી થઈ ગઈ. વળી આમાં તો પાછું છે પણ એવું કે મીયાં ચોરે મૂઠે અને અલ્લા ચોરે ઊંટે, આપણે બચાવિયે પૈસે પૈસે અને એ લોકો ઝાપટે તેનાં લાખે લેખાં. વળી પાછી મ્યુનિસીપાલિટીઓ વિલાયતી સુધારા તરફ દોડે તે તો વળી જૂદુંજ! પાણી છાંટવું છે તો કહે લાવો મોટર; રસ્તા સમા કરવા છે તો કહે લાવો સ્ટીમ રોલર અને કોલટાર; લોકોને પાણી પીવા જોઇયે છિયે, તો કહે કરો વૉટરવકર્સ; રસ્તામાં અજવાળું જોઇયે તો કહે લાવો વીજળી; આ બધું ખાદી પહેરીને થઈ શકે. મંત્ર આપણો ખાદીનો છે. આવી પરિસ્થિતિમાં ખાદીયે બિચારી શું કરી શકે? ખરી રીતે આપણા વિચારો, આપણા શોખોજ બદલાયા છે. ગાંધીજીએ તો સાદાઈ લીધી તથાપિ ગાંધીજી પણ સાદાઇનો જો સળંગ બોધ કરે, તો લોકો માને નહિ એવો ઘાટ છે. એ જૂનો બોધ જે દિવસે બરોબર થવા માંડશે તે દિવસથી વિલાયતીનાં ડોઘલાં બેસશે, પણ એ બીજી વાત છે.

આ ઉપરથી મ્હને બીજો વિચાર આવે છે. આપણે સ્વરાજ્ય જોઇયે છિયે પણ એમાં યે રાજનૈતિક આક્રમણથી આપણે એટલા બધા આકળા થઈ ગયા છિયે કે પરસત્તાને તોડવાના માર્ગમાં પણ આપણે લગભગ છેલ્લે પાટલે જઈ બેસવાનું કરિયે છિયે. કોઈ વળી એમજ કહેશે કે આપણે આપણું બધું—વેશ, વિચાર, વ્યવસ્થા બધાં વિલાયતી કરી દેવાં. એમજ જો કરવું હોય તો વિલાયતનાં માણસો યે શું નડે છે? એ તો ઉલટા બધું ઝપાટાબંધ વિલાયતી કરાવી દેવા તૈયાર છે. કયો સમજુ માણસ નહિ સ્વીકારે કે માનવજીવનની

ઉન્નતિ કે સુખશાંતિને અર્થે સ્વરાજ્ય જેટલું જ સુરાજ્ય આવશ્યક છે. અને સુરાજ્યનાં બીજો ઉન્નત આદર્શોમાંજ રહેલાં છે, કે જે આદર્શોથી યુરોપની નવસંસ્કૃતિ દિનપ્રતિદિન વિમુખ થતી જાય છે. અલબત એ નવસંસ્કૃતિની મોહકતા પ્રત્યે મ્હને કે કોઇને ભાગ્યેજ શંકા હોઈ શકે. એ નવસંસ્કૃતિ તો મોહિની છે, અને એનો ઉદય અસુરોના વિનાશને અર્થેજ થએલો છે. એ આપણા લાભમાંજ છે. પણ આપણે એનાથી મોહવાનું નથી, એને પગેજ લાગવાનું છે; એને નવગજના નમસ્કારજ કરવાના છે. તોજ એ આપણને અમૃતના કલશની ધારા છાનીમાની આપશે. સંસારની મોહિનીને વળગી પડવું અને સંસારની મહામાયાના વિલાસોને અસૂયા વિનાની બુદ્ધિથી જોઇને હસવું એમાં અશાન્તિ અને આનંદ જેટલો ફેર છે, ભૂમિકાનીજ ભિન્નતા છે,

કોઈ કહે કે મોક્ષને સારૂજ જીવનને યોજવું એ પણ છેલ્લે બેસવા જેવું ક્યાં નથી ? તો મ્હારે કબુલ કરવું પડે કે એ એવુંજ છે ખરૂં. જો કે ડાબાહાથનો છેલ્લો અને જમણા હાથનો છેલ્લો એમાં ફેર ઘણો એમ આપણે બધાય નિશાળિયાઓની જોડે સ્વીકારવુંજ પડે. પણ એ છેલ્લો કે પહેલો પાટલો બધાને આપવો એમ શંકરાચાર્ય પણ કહેતા નથી. એવે છેલ્લે પાટલે બેસવાની હિંમત કરવી એ કાંઇ સહેલી વાત નથી. સમજુજનો તો માત્ર શાસ્ત્રોની પેઠે એમજ કહે કે ભાઈ! મર્યાદા, નિયમન, વ્યવસ્થા એ સારી વસ્તુઓ છે, તેને સેવો. છેક છેલ્લે પાટલે જઇને ન બેસો.

કેટલાક ઇશ્વરની અને કેટલાક ધર્મની સ્હામે જહાદ કરવાજ નીકળી પડે છે. મ્હને એટલો સંતોષ છે કે જે ઈશ્વરની સ્હામે જહાદ પોકારે છે એમણે કોઇકવાર ઈશ્વરને જોએલ તો હશેજ. નહિ તો ઓળખ્યા પાળખ્યા વિના કોઇ લડાઇ કરવા જાય ? વળી કેટલાક એમજ કહે છે કે બધાને લડાયક તાલીમ આપો, ને કોઈક

એમજ કહેશે કે બધા અહિંસાત્મક થઈ જાઓ. કેટલાક એમ કહેશે કે ભલે પાંચ પચીશ લાખ માણસ મરી જાય તોયે શું થઈ ગયું? ત્યારે કેટલાક એમજ કહેશે કે શેરના ભાવમાં મંદી થાય એટલીયે ધમાધમ થવી ન જોઇયે. આમ જે તે બાબતમાં છેલ્લે પાટલે જઈ બેસવાનું ચારે તરફ ચાલ્યું છે. કોને કહિયે અને કોને ન કહિયે? બહુરત્ના વસુંધરા.



# બારમો ચંદ્રમાં

આપણા જ્યોતિષ્-શાસ્ત્રમાં માણસોની એકબીજા પ્રત્યેની લ્હેણા દેણી જોવાનાં પણ સાધનો છે. અને તેમાં એકબીજાના ગ્રહવડે એક બીજાનો મેળ કેવો છે, તે ઘણું ખરૂં જોવામાં આવે છે. તે ઉપરાંત રાક્ષસગણ, મનુષ્યગણ, દેવગણ ઇત્યાદિ બીજી રીતોએ પણ મેળ જોવામાં આવે છે. મુખ્યત્વે કરીને લગ્ન થયા પહેલાં અથવા વિવાહ સંબંધ થયા પહેલાં આ પ્રકારે વરકન્યાનો મેળ જોવામાં આવે છે. તેમાં બિયાબારૂં, બારમો ચન્દ્રમા ઇત્યાદિ હોય, તો એને સ્હામી પ્રીત લેખવામાં આવે છે અને ડાહ્યા જોશીઓ તેવા સંબંધની ભલામણ કરતા નથી. તોપણ દુનિયાંમાં લ્હેણાદેણીની વાત મ્હોટી છે; થોડી ઘણી સામી પ્રીત હોવા છતાં પણ શ્રીકૃષ્ણ સત્યભામા જેવાં લગ્ન બની આવે છે; અને એકંદરે એવો કમેળ હોવાં છતાં પણ એ જોડાં સારી રીતે આનંદ કરે છે, ને સ્વર્ગનાં પારિજાતકને પણ પોતાના આંગણામાં લાવે છે. એ કોયડાનો ઉકેલ કરવો, એ આપણું કામ નથી. પણ એટલું કહિ લઇયે કે ધર્મના આધાર ઉપર રચાએલી કર્તવ્યબુદ્ધિ અગવડતામાં પણ સગવડ શોધી કાઢે છે. અને શોખ પ્રમાણે સંબંધ ખોળનારાં નવાં નવાં ઘર કરે તોય ઠેકાણું પડતું નથી.

પણ એ વિષયને બાજુ ઉપર મૂકિયે તો અત્યારના સમયમાં બીજી એક શંકા થાય એવી એ છે કે આકાશના તારાને મનુષ્યોની જીંદગી સાથે લાગે વળગે શું? જો એમ બધું ભવિષ્ય ખબર પડતું હોય, તો તો એના જેવું સુખ એકેય નહિ; પણ ખબર પડે છે કયાં? આ શંકા અત્યારના વખતમાં લોકોને બહુ થાય છે. પહેલાંના વખતમાં બહુ થતી નહોતી. કારણકે, અત્યારે ઘણીવાર એમ કહેવામાં ને શીખવવામાં આવે છે કે 'જ્યોતિષ બોતિષ બધું ખોટું છે.' પણ ઘણીવાર જ્યોતિષશાસ્ત્રને આધારે ભાખેલાં ભવિષ્ય એવાં સચોટ રીતે ખરાં પડે છે કે, ઘણાખરા લોકો એ ખોટું છે એમ કહેતા બંધ થઈ ગયા છે; પણ તેઓ એ વિદ્યાને ખરી કહી એના ખરા જાણનારા થોડા હોય છે, એ વાત ઉપર ભાર મૂકવા લાગ્યા છે, કેટલાક તો 'હું માનતો નથી' એમ કહી ખુબીથી પાસે બેઠેલી મંડળીમાંથી એ સંબંધી માહિતી કઢાવે છે. અને પછી કદાચ પોતે તેનો લાભ પણ લે છે. ખરી વાત એ છે કે આપણે એક બીજા ઉપર કેટલી અસર કરિયે છિયે, ન્હાના મ્હોટા પદાર્થોની એક બીજા પ્રત્યે શી શી અસર થાય છે એનો આપણને પૂરો ખ્યાલ હોતો જ નથી. એક ગણિતશાસ્ત્રીએ સૂચવ્યું છે કે એક પાંદડું ઝાડ ઉપરથી પડે, તેથી પણ પૃથ્વીના ગુરુત્વાકર્ષણનું મધ્યબિન્દુ બદલાય છે. જે સૂર્યનો પ્રકાશ આવતાં આપણે જાગૃત થઈ જઇએ છિયે ને કાર્ય કરવા મંડી જઇયે છિયે, જે ચન્દ્રની અસરથી સાગરમાં ભરતી અને ઓટ થાય છે એ આકાશવાસીઓની બીજી અસરપણ આપણા ઉપર નહિ થતી હોય એમ કેમ કહી શકાય? ઉલટું સામાન્ય અનુમાન તો એજ થાય કે અમુક અસરો આપણી નજરે ચઢે છે માટે બીજી ઝીણી ઝીણી અસરો પણ હોવાનો સંભવ છે. પણ એ બાબત આપણે જોરજુલમથી કોઈના મન ઉપર ઠસાવી ન શકિયે. એ વસ્તુ અનુભવગમ્ય છે. ઘણા સુધારાવાળાઓ બીજી બાબતને નથી માનતા, પણ જ્યોતિષને માને છે. કેટલાક પારસીભાઇઓને

પણ જ્યોતિષમાં બહુ વિશ્વાસ હોય છે. દુનિયામાં માણસો ઘણું ખરૂં વહેવારૂ બુદ્ધિથી વર્તે છે અને પોતાને આગળથી આગાહી મળતી હોય કે પાંચ પૈસાની પ્રાપ્તિ થાય એવી માહિતી મળતી હોય, તો બીજા નાસ્તિકો શું ધારે છે તે કોઈ જોતું નથી. ઘણીવાર મનુષ્યોની માનિંતાઓ કરતાં એમનું વર્તન વધારે ડહાપણ ભરેલું હોય છે; જો કે કેટલીકવાર એમ પણ બને છે કે માનિંતા સારી હોય છે પણ કાર્ય તેની જોડે મેળ ખાય એવું હોતું નથી.

એક વિદ્વાને એવું કહ્યું છે કે પદાર્થો સારા કે ખોટા નથી. પણ એના પ્રત્યેનો દૃષ્ટિકોણ અથવા તેની સાથેનો સંબંધ એજ રાગદ્વેષ કે સુખદુઃખનો હેતુ છે. લ્હેણા દેણીના વિષયમાં પણ આવુંજ છે. એકનો એક માણસ એકની જોડે બહુ સારપ રાખે છે અને બીજાની જોડે તેને ફાવટ આવતીજ નથી, અને છતાં પાછું એમ હોય કે આ બન્ને સાધારણ સારી મિત્રતાવાળાં હોય. પિત્રાઇઓમાં ઘણુંખરૂં આમજ હોય છે. કેટલીકવાર તો એમ પણ બને છે કે વધારે સંબંધમાં આવે એટલે માણસ બીજાના ન્હાના અવગુણો વધારે જોઈ શકે છે તથા પાસે હોવાને લઇને સંઘર્ષણના પ્રસંગ પણ બને છે. એટલે વધારે અનુભવ કે મનની ઉદારતા ન હોય, તો પાસેનાં માણસ કે પાસેની ચીજમાં દોષ વધારે દેખાય છે. અને ડુંગરા દૂર હોય તે રળિયામણા લાગે છે. થોડી કેળવણીના માણસોમાં આવી સંકુચિતતા બહુ દેખાય છે એટલુંજ નહિ પણ ભણેલા ગણેલામાં પણ એનો અભાવ હોતો નથી. આપણે ઘણીવાર લોકોને મ્હોડે સાંભળિયે છિયે કે, ' અરે અમારી ન્યાતની તો વાતજ મૂકી દો. ' ' અરે આપણા હિન્દુસ્થાનના લોકોથી તો કંઈ થવાનું નથી. ' ' અરે આપણા ગુજરાતીઓથી તે શું થવાનું હતું ! ' ' આપણા લોકો તો ' આવા છે, તેવા છે વિગેરે. ' અરે, અમારા સરકારી ખાતામાં તો એમજ ચાલે છે. ' ' અરે ભાઈ ! અમારી મ્યુનીસિપા-

સિટીમાં તો સો મણ તેલે અંધારૂં છે.' 'આ રાજ્યમાં તો ઊંટનાં ઊંટ ચાલ્યાં જાય, તો યે કોઇ પૂછતું નથી, ને આંખમાં આવે ત્યારે પૈસાના ગુંદરનો યે હિસાબ પૂછે છે.' 'અમારા ઘરમાં તો સહુના ચોતરા જૂદા ને એક બીજાના મિજાજ એક બીજાથી ચઢિયાતા.' આમ સૌને પોતપોતાના ઘરનું ઘસાતું બોલતાં સાંભળિયે છિયે. અલબત એટલું તો આપણે અધ્યાહાર સમજી લેવાનુંજ હોય છે કે વાત કરનાર, એ ઘરની કે ગામની, ન્યાતની કે જાતની, રાજ્યની કે દેશની, જે નાલાયકાતની નોંધ લે છે, તેમાં પોતે પોતાને અલગ રાખે છે.

બીજી તરફથી ઘણીવાર એમ પણ બને છે કે સારો ગ્રહયોગ હોય, ત્યારે લ્હેણાદેણી બહુ સારી નીવડી આવે છે. અને તેવે વખતે સ્હામા માણસનું બધુંય સારૂં વસે છે. ખોટું યે સારૂં વસે, તો પછી સારૂં તો સારૂં વસેજ, એમાં નવાઈ શી? અલબત, પાસે પ્રાપ્ત થએલા પદાર્થની લ્હેણાદેણીની આ વાત હું કરૂં છું. પ્રાપ્ત ન થએલી વસ્તુઓ સંબંધે તો સામાન્ય નિયમ તરીકેજ એવું હોય છે. મોટર, કે ગાડી, વિજળી કે વેપાર, ન લીધાં હોય, ત્યાં સુધી એમાં બહુજ લાભ દેખાય છે. પણ એ લીધા પછી એના ખરા ગુણની ખબર પડે છે. વસ્તુઓ સંબંધેજ નહિ પણ માણસો સંબંધે પણ એવુંજ હોય છે. કન્યા ઘેર ન આવી હોય ત્યાંસુધી ચારે તરફ સાસરિયાના ઘરમાં એની વાહવાહજ સંભળાય છે. પણ પરણીને ઘરમાં આવે એટલે પાસે આવી. હવે વધારે કામમાં લાગવા માંડી એટલે કદાચ એ કામમાં બરોબર ધાર્યું ન પણ ઉતરે, એટલે સાસરિયાં ધીમે ધીમે વંકાવા માંડે છે, અને વહુની ગ્રહદશા બદલાવા લાગે છે. જમાઈનું પણ એવુંજ હોય છે. પરણવા આવે, ત્યારે ફૂલ વડે ને અક્ષત કુંકુમ વડે સાસુ એને પોંખે છે. પણ વરસ વંટોળ થયું એટલે એની એ સાસુ એના કપરાપણાથી કંટાળે છે. અલબત એ ખરૂં કે, તે છતાં સ્વાભાવિક રીતે ચન્દ્રમાનો મેળ કામ કર્યાંજ કરે છે. ચંદ્રમાના મેળ ઉપરાંત સ્વભાવનો પણ મેળ હોય છે.

ઉંદર બિલાડીને જેમ સ્હામી પ્રીત હોય છે, અથવા કોયલને કાગડા જોડે જેમ કુદરતી લ્હેણાદેણી કહેવાય છે, તેમ માણસોમાં પણ કેટલોક સ્વાભાવિક સંબંધનો યોગ પણ હોય છે. સાસુ વહુના સંબંધમાં ઘણુંખરૂં સ્હામી પ્રીતજ હોય છે. બધાય દેશમાં એનું એજ હોયછે. આપણા દેશમાં એક કુટુંબમાં હાંલ્લાં જરા ખખડે તોય સૌ ભેગાં રહે છે. અને વિલાયતમાં ચટ લઇને દિકરો વહુ જૂદું ઘર માંડે છે. સાસુ જમાઇનો સંબંધ બધે જરા વધારે સારી લ્હેણાદેણીવાળો હોય છે. એ સંબંધને સૂચવતી એક કહેવત ઐરાંઓમાં પ્રચલિત છે. મ્હને બરોબર યાદ નથી. પણ કાંઇક એવું છે કે 'અલ્યો મ્હારો વહુઘેલો તે વહુનું ગાયું ગાય, મ્હારે પેલીનો વર સારો તે પેલી કહે એમ કરે.' એટલે બેય જણીઓ પોતપોતાનાં માણસોને ભણાવે પણ એકનું ભણતર પોતાને આડું આવે એટલે ખોટું, અને પેલીનું ભણાવેલું બીજા ઘરમાં રહ્યું એટલે આપણે શી ફિકર ?

આ ઉપરથી મ્હને એ વિચાર આવે છે કે આપણી કુટુંબ-સંસ્થા સંબંધે અત્યારે ફરિયાદો થાય છે, તેમાં મનુષ્યજાતિના સામાન્ય સ્હામસ્હામા ઘર્ષણના સ્વાભાવિક પ્રસંગોને બાદ કરિયે, તોપણ જે કાંઈ અવશેષ અસંતોષ દેખાય છે, તેનાં કારણો શાં હશે અને તેનો શો ઉપાય થઈ શકે ? આ વિષય ઘણો ગંભીર છે, પણ આનો વિચાર કરવામાં પણ હું જેને છેલ્લે પાટલે બેસવાનું કહું છું, તેવી રીતે વર્તવામાં આવે છે. કેટલાક સંયુક્ત કુટુંબ-સંસ્થાનો ત્યાગ કરી દેવાનોજ આરંભ લઈ બેસે છે. ત્યારે કેટલાક એના લાભને જાણીને ખેંચાય ત્યાંસુધી ખેંચ્યે જાય છે, એની પ્રતિકૂલતાઓને પણ પોતાની કેળવણીની એક નિશાળ સમજે છે, અને કેટલીકવાર વિપત્તિઓને પણ સહન કરે છે. દક્ષિણી લોકોમાં અવિભક્ત કુટુંબની સંસ્થા બહુ સારી રીતે ચાલતી જોવામાં આવે છે. સાંભળવામાં છે કે એને અંગે એમનામાં સખ્તાઈ, તેમજ મર્યાદા,

આમન્યા વિગેરે પણ વિશેષ છે. બાંધછોડના તેમજ ઔદાર્ય કેળવવાના પ્રસંગોની તેમને વધારે બરદાસ કરવી પડે છે. તથાપિ એ બધી વસ્તુઓથી મ્હને તો તેમના તરફ વધારે માન ઉપજે છે. અને આપણામાં પણ જ્યાં જ્યાં મ્હોટાં કુટુંબો હળીમળીને સાથે રહેતાં હોય છે, ત્યાં મ્હને તો આપણી ઓસરતી સંસ્કૃતિના એ મંગલ અવશેષો તરફ પ્રેમ, અને માનની સાથે તેમના તરફ બંધુભાવ લાગે છે. એમ નહિ કે આપણી સંસ્કૃતિ નષ્ટ થઇ જશે એવો મ્હને ભય છે. પણ સંસારની વધતી જતી સામાન્ય વિકૃતિઓ પાસે, વધતાં જતાં ગિનીગોલ્ડનાં ઘરેણાંઓ પાસે, આપણાં સાચાં કુંદનો ઓછાં અને આછાં દેખાતા જાય, તો તેમાં આશ્ચર્ય નથી; પણ એ સંજોગોમાં એની કીંમત ઓછી નહિ પણ ઉલટી વધારેજ થવી જોઇએ અને થશેજ. એક બીજાજ દૃષ્ટાન્તમાં જુઓને કે સ્પેન્સરે અને કેટલાક નૂરિયા જમાલિયાઓએ મોજશોખની અને વિલાસોની આખી ફિલસુફીઓ કાઢી, તોપણ દુનિયાને મન ત્યાગનો મહિમા હજી એનો એજ છે. ગાંધીજીએ ફેંટો, બંડી બધું કાઢી નાંખ્યું ને એક પોતડીભેર રહેવા માંડયું, ત્યારે દુનિયાં એમને ઉલટી વધારે પૂજે છે. ટોલસ્ટૉયે પોતાના સર્વસ્વનો ત્યાગ કરી દીધો, પોતાની માલમિલ્કતને છોડીને નીકળી પડયો ત્યારે આખો યુરોપ એને મહાત્મા તરીકે માનવા લાગ્યો. લેનિન, સાદડી ઉપર સૂનારો અને જાડી રોટીના ટુકડાઓ ઉપર નિર્વાહ કરનારો, તેને બળવાના બહાદૂરોએ પોતાના સર્વતંત્રની લગામ સોંપી દીધી. દુનિયાનું કાળજું પહેલાં હતું એવુંને એવુંજ ચોક્કસ છે. પણ એનાં કેટલાંક ટોળાંઓને કેટલીકવાર કેટલાક અક્કલવાનો ઊંધે રસ્તે ચઢાવી દે છે. અને આમ જ્યારે લોકોના સમૂહો ઉંધે રસ્તે ચઢી જાય છે, ત્યારે પ્રજાઓને પ્રજાઓ વચ્ચે અથવા પ્રજાઓના સમૂહો અને સમૂહોની વચ્ચે કે ન્યાતો ન્યાતો વચ્ચે કે પંથો પંથો વચ્ચે બારમા ચન્દ્રમાનો યોગ થઇ આવે છે.

ગ્રહયોગ પાંશરો ન હોય, ત્યારે તેને સારૂ ઉપાયો પણ આપણા જોશીઓ પાસે મોજુદ હોય છે, અને હોવાજ જોઇયે. કેમકે, મંગળ કે શનિ હજારો ગાઉ આઘા ફરતા પણ આપણા ઉપર આડી દૃષ્ટિ નાંખ્યા કરે ત્યારે એમની જોડે લડવા જવા કરતાં બીજી કોઈ રીતે આપણી સરલતા સાધવાનોજ આપણે પ્રયત્ન કરિયે એ સ્વાભાવિક છે. ગ્રહો, ઉપગ્રહો, સૂર્ય ઈત્યાદિક એ બધી જીવન્ત શક્તિઓ છે. સ્વયંગતિમાન છે એટલે જીવન્ત છે અને શકિતઓ છે એ તો આપણને અનુભવગમ્ય છે. આપણી આસ-પાસના માણસોને પણ રીસાયાં વંકાયાં કે ક્રોધે ભરાયાં હોય તેને આપણે મનાવી રીઝાવી શકિયે છિયે, તો એ મ્હોટા આત્માઓને દેવોને—પણ અનુકૂળ કરવાના ઉપાયો કાં ન હોઈ શકે? અને જોશીઓ કહે છે તે પ્રમાણે એ ગ્રહાદિકના મંત્રોથી અથવા સર્વ ગ્રહોના નિયામક ભગવાન મહેશની આરાધનાથી એ સર્વ ગ્રહો અનુકૂળ થઈ જાય એમાં શું આશ્ચર્ય છે? સર્વ જ્યોતિઓ પણ જેનાવડે પ્રકાશે છે, જેનાવડે ગતિમાન થાય છે, જેનાવડે એનાં સર્ગ, સ્થિતિ અને સંહાર છે, એને સાધવાનું ઘણા ચતુર જોશીઓ સમજુ માણ-સોને બતાવે છે. પછી તે પ્રમાણે કરવું ન કરવું, કે કરવાનું આળસ કરવું, કે કરવાથી કાંઈ થવાનું નથી એમ જોશી થયા વિના પણ ભવિષ્ય ભાખવું, એ માણસની પોતપોતાની ચતુરાઇની વાત છે.



# ધતિંગશાહી.

'છાંટણુકળા' શબ્દની યોજના સારી રીતે ફતેહમંદ થયા પછી એક બીજો શબ્દ 'ધતિંગશાહી' ઘડી કહાડવાની હું હિંમત કરૂં તો નવાઈ નથી. આ ધતિંગશાહીનો જમાનો છે એમ કહેવા પહેલાં તે શબ્દની વ્યાખ્યા નક્કી કરવી જોઇયે. કારણ કે કેટલાકને ધતિંગશાહી ગમતી હોય અને કેટલાકને તે અણુમાનિતી હોય, એટલે કોઇને ધતિંગશાહીમાં ધાગ્ગીઆણીનું રાજ્ય લાગે અને કોઇને એમાં શોકયનું રાજ્ય લાગે.

ત્યારે હવે ધતિંગશાહી એટલે શું ? અલબત, મુસલમાન શાહોની હકુમત પછી શાહીનો અર્થ તો જાણીતો થઈ ગયો છે. આપણા આગળના રાજાઓ તો રાજતા; અને પછી પછીમાં તો માત્ર બિરાજતા. પણ શાહી તો અહંમદશાહ, મહંમદશાહ, નાદિરશાહ એવા એવા શાહોનીજ. શાહને શાહુકાર કેવા સરખા જેવા લાગે છે ! પણ શાહને શાહુ-કારમાં બહુ ફેર. શાહુકારની શાહુકારી તો બહુ ન્હાના પાયા ઉપર. ચીનના શાહુકારનું નામ મ્હોટા જેવું લાગે છે પણ એમને ય શાહ જોડે બેસાડી ન શકાય. કારણ એમને કાંઇ હકુમત થોડીજ હોય છે ! શાહને તો મુલ્કી હકુમત હોય. એનો ધમધમાટી ભર્યો ઉપયોગ તે શાહી કહેવાય. હાલમાં તો હરકોઇ જાતની હકુમત અને તેનો ધમધમાટ ઉપયોગ એને આપણે શાહી કહિયે તોય ચાલી શકે.

બાકી રહ્યું ધતિંગ. એને આજના વખતમાં કોણ કહેશે કે ખોળવું પડે એમ છે ? કેટલાક કહે છે કે એ બહુ ફેલાયું છે ને કેટલાક તો એને ચાલતી દુનિયાંમાં ઇશ્વરની પેઠે સર્વવ્યાપક માને છે. ઘણા લોકો કહે છે કે હવે નવો પેગંબર, કે પ્રભુનો પોરીઓ, કે પ્રભુ પોતે અવતાર લઇને આવે તોય એને કોઈ ગણે નહિ. કારણ દુનિયામાં પાખંડ એટલું બધું વધી ગયું છે કે બધું પાખંડ-માંજ તણાઈ જાય.

પણ બધાંને પાખંડ અથવા બધાંને ધતિંગ માનવાં કે કહેવાં એ સલાહ ભરેલું નથી. કારણ જવાબમાં બીજું માણસ કહે કે દુનિયાં તો દર્પણ છે તો બધો ઓળાગોળા પોતાને માથે આવી પડે. પણ જે વસ્તુસ્થિતિ હોય તેને ઘટતી રીતે કહિયે ને આક્ષેપ આવી પડે તો તે સહી લેવા ધૈર્યથી આપણે તૈયાર રહેવું જોઇયે. અને એમાં બહુ મુશ્કેલી આવી પડતી યે નથી. જુઓને લોકો કહે છે કે અંગ્રેજોએ હિંદુસ્થાનને ચૂશી લીધું તેના જવાબમાં અંગ્રેજો ઘણાય કહે છે કે 'અરે, અમે તો તમને અમારે ત્યાંનું દૂધ લાવી લાવી, એ પાઈ પાઇને ઉછેરિયે છિયે,' પણ કોઈ એમનું માને છે ? પણ એતો બીજી વાત થઈ.

પાખંડ અને ધતિંગમાં પણ ફેર છે એ કહેવાની તો ભાગ્યેજ જરૂર ગણાશે. પાખંડ તો સપાટી ઉપરે દેખાઈ આવે અને ધતિંગની તો એજ ખુબી, કે તેનો કરનાર પોતાની સફાઇમાંથી હાથ કહાડેજ નહિ. ધતિંગની ખુબીજ એની ગંભીરતામાં છે. જો પડદો ખોલી નાંખવાને તે માણસ તૈયાર હોય તો તો તે ઘડીભરની ગમ્મત કહેવાય. પણ ધતિંગમાં તો ખોટાનું મ્હોટું ધાંધળ હોય છે એટલુંજ નહિ પણ તેના બચાવનો અને તેની યોગ્યતાનો પૂરો આડંબર હોય છે. ધતિંગને તેના પ્રચારકો 'ધ થિંગ' મનાવવા પૂરા પ્રયત્નશીલ હોય છે.

અલબત, ધતિંગનું થોડુઘણું તત્ત્વ તો આખા સંસારમાં છે. પણ તે ઉપરથી આપણે 'સારા' સંસારને ધતિંગ કહેતા નથી. અરે ખોટાને ય ધતિંગ કહેતા નથી તો સારાની તો કયાં વાત ? ઘણું ખરૂં પારકી વસ્તુને ધતિંગ કહેવાની ફાવટ રહે છે એવી પોતે ચલાવેલાને ધતિંગ કહેવામાં રહેતી નથી. એક સ્વામીજી એવું કંઈક કહેતા કે 'ભગવાનને યે કયા જૂઠમૂઠ, જમેલા મચાયા હૈ!' ભગવાન તો પોતે કહે છે કે 'આ બધી મ્હારી માયા છે' પણ આ બધું એમનું ધતિંગ છે એમ કહિયે તો કદાચ પ્રભુનેય ખોટું

લાગે, એટલો માયા અને ધતિંગમાં ફેર છે. ફેર કદાચ થોડો હશે પણ કાનસુરિયાના ફેરમાં તો ઘોડદોડની સરતોમાં લાખોનો ફેર પડી જાય છે,

પણ હવે થોડુંક વિષય સંબંધે પણ બોલવું જોઇયે. વિષયની આજુ બાજુ તો ઘણું કર્યું પણ ધતિંગશાહી વિષે કહેવાનું રહ્યું. આજ કાલ ધતિંગશાહીનો જમાનો છે એમ કહેવું એ સાચું હોય કે ખોટું હોય પણ ચાલે એવું તો છે. કારણ, તેના અનુયાયીઓ પોતાને માથે ન આવે ત્યાં સુધી તો એમજ કહેશે કે 'ભાઈ, એ વગર આ જમાનામાં ચાલતું નથી તો.' અને જે ધતિંગોના સ્હામા પક્ષના છે તે તો તેનાથી કંટાળીનેજ હા કહી દેશે.

આપણા જમાનાને નોકરશાહીનો જમાનો કોઈ કહે છે: પણ તે શંકાસ્પદ છે. કારણ હાલ તો નોકરો ને માલિકોના ઝગડા ચાલે છે. હજી રાજ્ય સ્થાપિત થયું નથી. વળી નોકર જો શાહ બને તો નોકરજ કેમ કહેવાય ? એટલે એ જાતની નોકરશાહી લાંબો વખત ટકવાજોગ નથી. હિન્દમાં નોકરશાહી ચાલવાનું કહેવાય છે તેમાં પણ આપણે કહેવું જોઇયે કે રાજા હોવાનો પ્રજાનો દાવો હજી ચાલુ છે—એટલે કે કાયદેસર લડાઈ ચાલે છે; અને તકરાર ચાલતી હોય ત્યાં સુધી તે મિલ્કત એકેની ન ગણાય એ વાત તો જાણીતી છે. એટલે કે અત્યારે નોકરશાહી અને લોકોની શાહીની વચ્ચેનો મામલો છે.

વળી બાદશાહીનો પણ આ જમાનો નથી. એટલેજ હિન્દુસ્થાનમાંથી ચેતીને બાદશાહો ખસી ગયા. અને શંકા હોય તો અંગ્રેજ સરકારને પૂછવું કે હિન્દુસ્થાનનું રાજ્ય ચલાવતાં કેટલી વીશે સો થાય છે. તેમ આ જમાનામાં બીજી કોઇ શાહી દેખાતી નથી. નાદિરશાહી તો કેદહાડાની ચાલી ગઇ કહેવાય છે. એકલી શાહીનો જમાનો છે એમ કોઇ કહે : પણ એ શાહીની આપણે વાત કરતા નથી.

આ જમાનામાં ધતિંગો જેટલાં ચાલે છે, ને ફાવે છે તે જોતાં એમ કહી શકાય કે અત્યારે ધતિંગશાહી સારી જામેલી છે. કોઈ કહેશે કે ધતિંગો તો યુરોપમાંથી આવ્યાં છે તો તે બાબત આપણે એમજ ઉડાવી દેવી પડે કે એ કયાંથી આવ્યાં કયાંથી નહિ એ મુદ્દા ઉપર આપણે કયાં બોલિયે છિયે ? અલબત કયા દેશમાં તેનો પ્રચાર થોડો છે કે વધારે છે એ ચર્ચા આપણે કરી શકિયે. પણ એ ચર્ચામાં યે 'મ્હારી ત્હારી' ની વિશાળ વિટંબણા ઉભી હોવાથી તે ખાડામાં ઉતરવું એ જોખમ ભરેલું છે. એટલે આપણે પ્રજાઓનાં નામ દેવાનું જોખમ ખેડયા વિના સામાન્ય રીતેજ ધતિંગશાહીનાં ઉદાહરણ આપીશું. જેને ટોપી બેસતી આવે તે ભલે પહેરે, આપણે પહેરાવવાનો આગ્રહ નથી.

ત્યારે હવે કોઈ પૂછશે કે કયાં કયાં ધતિંગો છે. અથવા કદાચ નહિજ પૂછે. કારણકે જ્યાં જુએ ત્યાં ધરાય એટલાં ધતિંગો નજરે પડે છે. કયાં ધતિંગ નથી ? પ્હેલું જુઓને, પહેરવેશમાંજ ધતિંગની કયાં ખોટ છે ? પરદેશી ધતિંગો છે અને દેશી ધતિંગો પણ છે. કીયાં, એ મોઘમ રાખવું વધારે ઠીક છે. વળી પહેરવેશ પછી પહેર-નારને જુઓ. આગળની સલુખાઈ, સરલતા તો જાણે બારીએથી કુદકો મારીને ચાલ્યાં ગયાં છે. બળદેવજીનાથી બ્રહ્મ-હત્યા થઇ ગઇ તે બધે કહેતા કહેતા તેનું પ્રાયશ્ચિત્ત કરતા બધાં તીર્થોમાં ફર્યા અને પોતાનું પાપ ધોઈ નાંખ્યું. હવે, પાપને તો શું પણ પોતાની ખોડ ખામીઓને પણ ઢાંકી ઉલટા રૂપમાં બતાવવી એ વ્યવહારકુશળતાની કળા મનાય છે. પ્હેલાં ગુરૂ પાસે શિષ્યભાવે માણસ જતાં. હવે તો ગુરૂ કરવાજ ગમતા નથી. આ નગુરવાપણું બુદ્ધિવાદના ધતિંગને આભારી છે. બુદ્ધિવાદ એ જૂદી વાત છે પણ એનું ધતિંગ એ વળી ઓરજ ચીજ છે. એને આધારે દરેક માણસ બધી બાબતનો નિર્ણય પોતે પોતાની બુદ્ધિવડેજ કરવાનો ડોળ કરે છે. 'હું આ માનતો નથી' ને 'હું

તે માનતો નથી' એ તો આજકાલનાં ચાલુ મહાવાક્યો છે. અને આ મહાવાક્યો પુરતા ડોળદમામ સાથે કહેવામાં આવે છે કે જેથી કહેનાર પણ 'કોઈક' છે એમ આપણને તરત ભાન થાય.

વળી થોડા વખત પહેલાં નેતાઓ કાં તો દલપતરામ કવિની પેઠે સરકારના ઉપાસક હતા કે નર્મદની પેઠે આર્યત્વના ઉપાસક હતા હવે તો એવું ધતિંગ નીકળ્યું છે કે તમે આની પ્રશંસા કરો તોય તેઓ નાપસંદ કરે અને કહો કે ત્યારે વિલાયતમાં શું છે, તો કહે કે અમે વિલાયતનાને કયાં માનિયે છિયે. બેય પક્ષનો અનાદર કરતા એ લોકો કપોલકલ્પિત દુનિયાંના પક્ષપાતી નીકળે છે અથવા તો એમને મન એઓ પોતેજ પોતાના આદર્શરૂપ હોય છે અને બાકીની દુનિયાં આર્ય અનાર્ય સઘળી—ભૂલમાં સંડોવાયલી તેમને જણાય છે. અથવા તેના તરફ એવો સપાટો ચલાવવામાં તેમને ફાવટ આવતી હશે. કેટલીકવાર એમે બને છે કે નવી કેળવણીથી અહીંનું તો બધું ટકે શેર જેવું લાગે છે અને ત્યાંનાનો મોહ બીજી રીતે ઉડી જાય છે.

મ્હેં સૂચવ્યું છે કે ધતિંગો ઘણાં છે અને એક નિબંધને તો હદ હોય છે. તથાપિ તે કારણથી હું તેની નોંધ લેતો અટકું છું એમ નહિ પણ આ ધતિંગ—પરંપરામાં આપણામાંના કોઇને કોઈ એવી રીતે સંડોવાયેલા હોય છે કે જો બધાંનો ફોડ પાડીને કહિયે તો દરેકને વિષે થોડા થોડાને એમ લાગે કે આને ધતિંગમાં ન્હોતું ગણવું જોઇતું. માટે કોને કોને ધતિંગો કહેવાં એનો છેલ્લો નિશ્ચય વાંચકને સારૂજ રહેવા દેવો એ સલાહભરેલું છે. દાખલા તરીકે શોધખોળના, વ્યાખ્યાનબાજીના, સૌંદર્યપૂજાના, સાહિત્યના, રાજનીતિના અને ધર્મના પ્રદેશમાં પણ અનેક ધતિંગો ચાલે છે એમ ઘણા કબૂલ કરશે. કેટલીક ઓફીસોમાં એવું થાય છે કે ત્યાંનો દરેક માણસ કહે કે 'અરે આ ઓફીસમાં તો સો મણ તેલે અંધારૂં છે! અને તે ઓફીસનો દરેક માણસ પાછો એમજ જાણે કે બધું અંધારૂં

મારી આસપાસજ છે મ્હારામાં તો રજપૂર કહેવાપણું નથી. આવો ઘાટ આ બાબતમાં પણ કેટલીક વાર થાય છે.

ઢોંગ અને ધતિંગ એ બે મિત્ર છે. આપણા જીવનમાં ઢોંગ વધ્યો છે એટલે ધતિંગો વધ્યાં છે. ઢોંગને ટકાવી રાખવાને ધતિંગની જરૂર પડે છે. એક વેપારનું ધતિંગ સાંભળેલું યાદ આવે છે તે લખી નાંખું છું. કહે છે કે પ્હેલાં મારવાડીઓ અત્યારે છે તેના કરતાં બહુ થોડા ભણેલા હતા. અને પૈસો તો હોય. તે એમનો લાભ સાહેબ લોકો સારો લેતા. સાહેબ આવી પ્હોંચે હિન્દુસ્થાનમાં. મૂડી તો હોય નહિ. કલકત્તામાં અંગ્રેજી વ્યાપારી લતામાં ઓફીસ કાઢે. વિલાયતની મ્હોટી મ્હોટી પ્હેડીઓની ઓળખાણ આપે. મ્હોટી મ્હોટી વાતો કરે, મારવાડીઓ અંજાઈ જાય. લોભમાં લેવાય. પેલા કહે કે હાં, વિલાયતની ઓફીસમાંથી તમોને કહો તેવો માલ મંગાવી આપિયે. બધું અમારા હાથમાં છે, પણ તમારે અમારી ઓફીસમાં પચાસ હજારથી એક લાખ સુધી અનામત મૂકવા પડશે, અલબત તમને વ્યાજ મળશેજ. પેલા લખપતિ પોતાની પતીજ પાડવા ડિપૉઝીટ આપે અને ખાલી ખીસાવાળા સાહેબ પારકે પૈસે વેપાર ચલાવે, અને પેલાને દબડાવતા જાય એ વધારામાં.

વળી ડોળઘાલુ ઐકયનાં ધતિંગ, સમાનતાનાં ધતિંગ, બેડીયો કાયમ હોય ને સ્વતંત્રતાનાં ધતિંગ, આત્મલગ્નનાં ધતિંગ એમ ધતિંગની અનેક શાખા પ્રશાખાઓ છે, જેનો વિસ્તાર ભગભગ વિશ્વ જેટલો વિશાળ છે. પણ એ ધતિંગોથી કંટાળવાનું નથી; તેને જોઇને હસવાનું છે. કારણ, કંટાળે પાર આવે એવું નથી. એને જાણી લેવાં, એટલે એની અસર ગઈ. આ ઉપર એક વાત યાદ આવે છે. એક રાજાના દેશમાં પાવૈયાની સંખ્યા ઘણી થઈ ગઈ. રાજાએ તેમનાથી કંટાળી એમનું એક ગામ વસાવી આપ્યું. હવે તો તેઓ એક જથે થયા અને કામકાજ મળે નહિ. બધાએ વિચાર કર્યો કે

ઉઠાવો તરકીબ. સૌએ પાયજામા, અંગરખાં સીવડાવ્યાં ને મરદનો પહેરવેશ પ્હેરી ભેઠ બાંધી ઢાલતરવાર લઈ ગામને સીમાડેથી લોકો નીકળે તેને લૂંટી લેવા લાગ્યા. એક વાર રાજાના ભાયાતની જાન ત્યાં થઇને જાય. પેલાઓ તો આવી પહોંચ્યા ને દમ ભીડાવવા લાગ્યા. ભોગજોગે જાનમાં બે પાંચ ઘરડા ગરાશીઆ પણ હશે તે પેલી બધી હકીકત જાણે. એમણે જોતાંજ તેમને ઓળખ્યા ને ઝટ પોતાની તલવાર ખેંચી પડકારો કર્યો કે "અલ્યા તમે પાવૈયાઓ અમારી રજપૂતની જાન લૂંટવા આવ્યા છો?" પડકારાની સાથેજ "અરે આપણને તો ઓળખ્યા, ઓળખ્યા—ભાગો ગામ દીમના" કરીને પાવૈયા પોબારા ગણી ગયા. એમ ધતિંગને ઓળખવું એજ ખરા મુદ્દાનું છે. એને ઓળખ્યું એટલે એને લગભગ જીત્યું. પછી કદાચ થોડીવાર એને તમારી નોકરીમાં લ્યો કે વેઠે પકડો તોય બહુ હરકત નહિ. પણ એને રોજ ખિજમતમાં રાખવા જેવું નથી. અને તેના દ્વારા થઇને રહેવાની તો કોણજ ભલામણ કરે?

એક વિદ્વાન્ કહે છે કે 'ધન્ય છે એ લોકોને કે જેનો ઇતિહાસ શાન્ત છે.' પણ કેટલાકોને ધતિંગોજ પસંદ હોય છે. સ્વભાવનો મેળ છે. થોડું ઘણું ધતિંગ તો સંસારમાં જોઇયે એમ ઘણાનો મત હોય છે. એ મત સહામે મ્હારે વિરોધ નથી. પણ ધતિંગો બહુ વધી જાય ત્યારે એની એક કાચી યાદી ગજમાં રાખવી અને ધતિંગ-શાહીને સીમાડે થઇને જવું પડે તો પણ તે આપણને લૂંટી લે નહિ એટલી તો એની તપાસ રાખવી એ સલાહભરેલું છે.



# રાંધણછઠ.

આપણા તહેવારોમાં જે વૈવિધ્ય છે, એવું વૈવિધ્ય બીજા કોઈ લોકોના તહેવારોમાં ભાગ્યેજ હશે. શ્રીકૃષ્ણજયંતી ઇત્યાદિ અવતારી પુરુષોના પ્રાકટ્યોત્સવના તહેવારો છે. ગણેશચતુર્થી, શિવરાત્રી, નવરાત્રી ઇત્યાદિ દેવ દેવીઓના ઉત્સવો છે. વળી તુલસીપૂજા, વટ-પૂજા, નાગપૂજા, શમીપૂજા, ઇત્યાદિક વિભૂતિઓના પણ ઉત્સવો છે. તેમજ ઋષિધાન્ય ખાવાનો, રાંધ્યા વગરનું ધાન્ય ખાવાનો, ખાંડયા કે કાપ્યા વગરના પદાર્થો ખાવાનો અને ટાઢું જમવાના એવા એવા પણ ઉત્સવો હોય છે. એ બધામાં કોઇને કોઇ તાત્ત્વિક રહસ્ય આપણા પૂર્વજોએ સ્થિર કરી દીધું હોય છે. મઝાની મઝા, નવીનતા ને નવીનતા અને તેની સાથે રહસ્યની વ્યંજના. શીતલા સપ્તમીના તહેવારને દિવસે ઠંડા ચૂલા રાખવાના હોય છે. અને તે ઠંડા ચૂલાનું કુંકુમ આદિકથી પૂજન પણ કરવામાં આવે છે. રોજ ધિકતા ચૂલાને કાંઈ નહિ તો એક દિવસ ઠંડો કરી તેની પૂજા કરવી, એમાં કેવી સુંદર ભાવના રહેલી છે? આપણા પૂર્વજોની વિવેકબુદ્ધિ આવી એકાદ બાબતમાંજ નહિ પણ જીવનનાં સર્વ ક્ષેત્રોમાં ફલવતી થઈ છે, અને એ સમગ્ર ક્ષેત્ર આપણા વર્તમાન વિદ્વાનોના દૃષ્ટિપ્રક્ષેપની રાહ જુએ છે.

રાંધણછઠને દિવસે રાંધવાનો કારભાર હોય છે. હકીકત એમ છે કે રાંધણછઠ એ કાંઇ ખાસ તહેવાર નથી. પણ શીતલા સપ્તમીનો કહો કે શીળસાતમનો, આગલો દિવસ હોવાથી તે તહેવારજેવો બની ગયો છે. માણસજાતને એક બહુ સારી ટેવ છે, તે એ કે તેને પોતાને કરવું હોય તે કરવાનો રસ્તો કાઢે, પણ આદર્શોને અથવા સારી કે સાચી વાતને માન તો આપેજ. ઋષિમુનિઓએ સત્યનું પાલન કરવાનું કહ્યું ત્યારે એણે તે વાતને માન્ય કરી લીધી

પછી રમતમાં, શૃંગાર–ક્રીડામાં, કોઇનો જીવ બચતો હોય ત્યારે, ઇત્યાદિ પ્રસંગોને અંગે બારીઓ અપવાદો સ્વીકારી લીધા તે જૂદી વાત. એજ પ્રમાણે એકાદશી ઇત્યાદિક વ્રતોને દિવસે ઉપવાસનું તપ આચરવા તેમણે કહ્યું તે પણ પૂજ્યભાવે આપણે મંજૂર રાખિયે છિયે. પણ જે વસ્તુ પૂજ્ય થઈ, સારી ગણાઈ, એ કરવાનું તો બધાયને મન થાય તેમ આમાં પણ સહુને વ્રત કરવાનું મન, એટલે એની અંદરનું રહસ્ય વિચારી આપણા ડાહ્યા માણસોએ નક્કી કર્યું કે જેટલું બને એટલું તપ કરવું, એ પણ ઠીક છે. નાણાં એટલું પુણ્ય. બને તો પાણી પણ પીધા વિના ઉપવાસ કરવો. ન બને તો પીવું. તેનાથી ન ચાલે, તો ફળના આહારથી ચલાવવું. તે પણ ન બને તો કંદમૂળ, કે દૂધનો ઉમેરો કરવો. તેટલા ઉપર પણ રહેવાય નહિ, તો એક વખત ભોજન કરીને રહેવું. તે એક વખતના ભોજનમાં પણ પાછો ઝીણો વિવેક છે. બને તો રાતનાજ ભોજન કરવું. અને ચાલતા સુધી એક બે અનાજનુંજ ભોજન લેવું. શીળસાતમની બાબતમાં પણ મૂળ મુદ્દો શીતલતાની દેવતા શીતલાને પૂજવાનો છે. તે મુદ્દો કાયમ રાખીને લોકોએ એટલી ગોઠવણ કરી લીધી કે, આપણે પહેલે દહાડે રાંધી રાખવું. પહેલે દહાડે રાંધવું અને તહેવારને સારૂ રાંધવું, એટલે કાંઈક સારી ચીજો પણ કરવાની અને ચતુરાઇથી કરવાની કે બીજે દહાડે સારી રીતે ખાવાના કામમાં આવે. એટલે આ દિવસ સ્ત્રીઓને સારૂ મ્હોટા કારભારનો દિવસ, તહેવારનો દિવસ, બની જાય તેમાં આશ્ચર્ય નથી. મહિલા વિદ્યાલયોમાં પણ તે દિવસે રજા પાળવામાં આવે છે.

મ્હારા મુરબ્બી કહેતા કે, જમાડવાનું પુણ્ય બહુ મ્હોટું હોવું જોઇયે. પંક્તિભોજન કે જ્ઞાતિભોજન કરાવીને, આત્માને સંતોષવાનું પુણ્ય ઘણું છે એમ શાસ્ત્રોમાં કહ્યું છે; પણ રાંધીને જમાડવાનું પુણ્ય પણ કેવું મ્હોટું હોવું જોઇએ તેનો ખ્યાલ આપણને નીરાંતે

જમીને ઉઠયા પછી જીવને જે શાન્તિ થાય છે, તે ઉપરથી આવી શકે છે. કેટલાકનું તો એમ ચોક્કસ માનવું હોય છે કે રાંધનારના અંતઃકરણનો ભાવ રસોઇમાં પણ મિઠાશ લાવે છે. આ વાત પહેલાંના સમય કરતાં પણ અત્યારના સમયમાં વધારે મુદ્દાની થઈ પડે છે. કેમકે, અત્યારે તો ઘણા લોકોને સંદેહ છે કે ખાનપાનને ખાતર જીંદગી છે કે જીંદગીને ખાતર ખાનપાન છે. જો ખાનપાનને અર્થે જીવન હોય, તો તે ખાનપાન સરસમાં સરસ થાય, તેની કાળજી આપણે રાખવી જોઇયે. અને તેને અંગે રસોઇઆઓ રસોઈ કરે તે ઠીક કે એ વિષય તો બનતા સુધી સ્ત્રીઓએજ સંભાળી લેવા જેવો છે, એ પ્રશ્ન અગત્યનો છે.

કેટલીક બહેનોને એમ લાગે છે કે સ્ત્રીવર્ગ ઉપર પુરુષવર્ગે રાંધવાની મજૂરી ઠોકી બેસાડી છે પણ આમ માનવામાં મ્હને એમની ભૂલ જણાય છે. એમાં એક તો સ્ત્રીઓ આવી ચતુર હોવા છતાં પુરુષો જોડે તહનામું કરવામાં ગફલત ખાઇ ગઇ એમ માનવું પડે. વળી તેઓ આવી મમતાવાળી ને સ્નેહવાળી છતાં પુરુષો જોડે ઝઘડામાં ઉતરી પડી, એમ પણ માનવું પડે. અને તેઓ આવી જબરી હોવા છતાં પુરુષો પાસે હાર ખાઈ ગઈ, એવી પણ કલ્પના કરવી પડે. આવી કોઇપણ જાતની ખટપટમાં ઉતરવાનું કારણ મ્હને લાગતું નથી. મ્હને તો ઉલટું એમ લાગે છે કે પુરુષોએ જ પોતાના અભિમાનમાં ને અભિમાનમાં બધી ખરી મજુરી પોતાને માથે વ્હોરી લીધી. ચોકી પહેરા ભરવાને રાત્રે ફરવું, તે પણ પુરુષે માથે રાખ્યું. મજૂરી મહેનત કરીને કમાઈ લાવવું તે પણ પુરુષે માથે રાખ્યું. ટાઢ તડકો વેઠીને ફળફૂલ ભેગાં કરી લાવવાં કે શીકાર કરી ખોરાક લઈ આવવો, એ પણ પુરુષે માથે રાખ્યું. હળ હાંકી ખેડ કરી, અનાજ પકાવવાનું પણ એણે પોતાને માથે રાખ્યું, અને કોઈ દુશ્મનો ચઢી આવે, તો તેની જોડે લઢીને

માથાં કપાવવાનું પણ એણે પોતાનેજ માથે રાખ્યું છે. પણ આ બધું એ કરે, તે સમજ્યા વગર રહે કે તેને સારૂ ઓશીંગણ થયા વગર રહે, એવી અણસમજુ કે નબદુ માનવસ્ત્રી નથી. પહેલાં પણ નહોતી. એણે આ વ્યવસ્થાની સ્વાભાવિકતા જોઈ અને પોતાને પુરુષે એની ગૃહદેવી તરીકે સ્થાપી છે, એ ઉન્નત ભાવનાનું ઔચિત્ય એણે જોઈ લીધું. પતિની વ્રતિની થવું, કુટુંબની કુટુંબિની થવું, ગૃહની ગૃહિણી થવું એ સમગ્ર માનવજીવનને સફલ કરવાનો આદર્શ, એણે સમજીને સ્વીકારી લીધો. મ્હને એ વિચાર આવ્યા વિના રહેતો નથી કે પૂર્વે યુગયુગો પહેલાં પુરુષે બહારથી આણેલા ખાસ પદાર્થને સામાન્ય રીતેજ અગ્નિ આદિકના સંસ્કારવડે તૈયાર કરવામાં આવતા હશે. પણ પછી દિવસે દિવસે સ્નેહના ઉમળકાવડે એ પદાર્થોને પાકક્રિયાવડે વધારે ને વધારે સુંદર અને રસમય કરવાની ઇચ્છાથી ગૃહિણીઓએ પાકક્રિયાનું મ્હોટું પાકશાસ્ત્ર બનાવી દીધું હશે. અને જે પહેલાં એક ન્હાનીસૂની આવશ્યક બાબત હતી. તેને એમણે પોતાની કલાવડે કલામય અને પોતાના અન્તરના રસોવડે રસમય કરી દીધી હશે. આમાં એમનું ડહાપણ તેમજ સ્નેહ દેખાઈ આવે છે. કદાચ એમ પણ કહી શકાય કે ખાનપાનરૂપી જીવનના એક મુખ્ય ઉપભોગને વધારે મિષ્ટ અને રસમય બનાવવામાં અને તેને પુણ્યભાવભર્યો બનાવવામાં સ્ત્રી, પુરુષ ઉપર અનેરો ઉપકાર કરે છે. પણ એમ કહેવાની અગત્ય નથી. કારણકે, સ્નેહના સંબંધોમાં ઉપકારો મનાતા નથી. સ્નેહનો બદલો સ્નેહથીજ આપી શકાય છે. કામની વહેંચણીને અંગે સ્ત્રીઓએ આ કામ માથે લીધું છે, એમ માનવાનુંજ મ્હને તો અણજુગતું લાગે છે. વહેંચણીની વાતમાં માનસની ક્ષુદ્રતાનું સૂચન થાય છે. સ્ત્રી અને પુરુષના સંબંધમાં, એમના પરસ્પરના ઉમળકાભર્યા સંબંધમાં કામની મજુરશાહી વહેંચણીને સ્થાન નથી. પોતે પોતાની મેળે મિષ્ટાશભર્યું ભોજન તૈયાર કરીને પોતાના પતિને કે પોતાના કુટુંબને તે જમાડવું, એ વ્રતિનીનો કે ગૃહિણીનો, એક

ઉદાત્ત તેમજ ઉદાર આદર્શ છે. મ્હને લાગે છે કે રા. ન્હાનાલાલ જેવાએ આ ભાવનાને મૂર્તિમન્ત કરવા એકાદ જયા જયંત જેવું નાટક સર્જવાની જરૂર હવે ઉભી થતી જાય છે.

આપણામાં કહેવત છે કે 'ગુરૂવગર જ્ઞાન નહિ' અને રસોઈની કળામાં તો સચોટ રીતે એ કહેવત લાગુ થાય છે. કેટલીક સ્ત્રીઓનો હાથ બહુ ફોરો હોય છે, ત્યારે કેટલીકનો હાથ બહુ ભારે હોય છે. કેટલીક બહેનો ચપટી વગાડતામાં રસોઈ બનાવી કાઢે છે, ત્યારે કેટલીકનો કલાકના કલાક સુધી પરવારજ આવતો નથી. એ બધું તો આઘું રહ્યું પણ રોટલી કેમ બરોબર ફુલાવવી એ શીખવામાં પણ ગુરુની જરૂર હોય છે. રોટલી એ રોજની ચીજ છે પણ રોજની ચીજનેજ સારી કરીને ખાવામાં ખરી ચતુરાઈ છે, એમ કોણ નહિ કહે? જે સ્ત્રી રોટલી સરસ બનાવી શકે, તે ઘણું કરીને બીજી રસોઈમાં પણ ચતુરજ હશે. કારણ કે રોજની રોટલીનુંજ કામ કપરૂં છે. રાંધણછઠને દહાડે ઘણુંખરૂં રોટલી કરવાની હોતી નથી. પણ રસોઇની ચતુરાઇનો ખપ તો તે દહાડે પણ ખૂબ પડે છે. કેટલીક ઉંચી કોમોમાં, તે દિવસે દાળ નહિ પણ કઢી અને મગચણાનાં વરોડાં કરવાનો રિવાજ હોય છે. વરોડામાં પણ એવું છે કે તે જો પાણીપોચાં રહ્યાં હોય, તો બીજે દહાડે બગડી જાય. દાળ બીજે દિવસે ન રહે માટે કઢી કરવાનો ચાલ હોય છે. શાકમાં પણ કારેલાં કંકોડાં, કે બટાટા જેવું તળ્યું શાક કરવાનું હોય છે, કે બીજા દહાડા સુધી રહે. રસોઇને ઠીકઠાક કરી, ઢાંકવા ઢૂમવામાં પણ ચતુરાઈ રાખવાની હોય છે, કે જેથી રસોઈ ઉંદર બિલાડી ચુંથી ન નાંખે, તેમ તે બફાઈ પણ ન જાય. અને એ બધા કરતાં વધારે અગત્યનું કામ જે સ્ત્રીએ માથે લીધું છે, તે તો મ્હને એ લાગે છે કે, પુરુષ જે પોતાના કામકાજમાં દબાઈ જઇને, શ્રમમાં ડૂબી જાત, તેને તેમાંથી મિષ્ટ–ભોજન જમવાને સારૂ બોલાવવો અને જમાડવો.

પીરસવું એ પણ એક કળા છે. કહેવાય છે કે 'માગ્યા વગર માયે ન પીરસે' તથાપિ તેમાં એ પણ સૂચિત થઈ જાય છે કે, પીરસવામાં માના જેવું મમતાભર્યું કોઈ ભાગ્યેજ હોય છે. પણ પીરસવાના વિષય સંબંધે આપણે અત્યારે બોલવાનું નથી, કારણ કે પીરસવાનું તો રાંધણ છઠને બીજે દિવસે શીળસાતમે આવે. એ શીળસાતમ અથવા શીતલા સપ્તમી સંબંધે પણ ઘણું કહેવા જેવું છે, પણ એના માહાત્મ્યમાં આપણે અત્યારે ઉતરતા નથી.

ત્યારે આપણે જોયું કે, રાંધણછઠ, એ એક સ્ત્રીઓનો અને સૂચક તહેવાર છે. અને એ શીળસાતમના ઉત્સવનો અંગભૂત છે. આપણા આદર્શોને મૂર્તિમન્ત કરીને, જીવન્ત રાખવાની આપણા પૂર્વજોની કલા આ વિષયમાં તેમજ બીજી અનેક રીતે વ્યક્ત થાય છે, એ ભાગ્યેજ કહેવાનું રહે. આપણે એક પિતાનો પરિવાર છિયે. એક પ્રભુના મન્દિરનુંજ આપણે ભોજન લઇયે, એ ભાવનાને જગન્નાથજીના મન્દિરમાં અઢારે વર્ણો સાથે ભોજન લે છે, તે સંસ્થામાં કેવી મનોહર રીતે વ્યંજિત કરવામાં આવી છે તથાપિ હિન્દુ જન સમાજે શૌચાચારની વ્યવસ્થા નાતિઓ પરત્વે, વર્ણો પરત્વે યોગ્ય રીતે સ્વીકારી છે. શૌચમાત્રનેજ આપણે કોઇવાર આત્યન્તિક સાધ્ય માની લઇયે અને આપણો બન્ધુભાવ વિસરી જઇયે તેની સ્હામે એ સંસ્થા એક પ્રકાશમય દીવાદાંડી જેવી છે. એવાં તો અનેક સૂચક કર્મો આપણામાં છેઃ વૈશ્વદેવ સમયે દ્વિજ ચાણ્ડાલને—શ્વપાકને નમન કરે છે અને તેને અન્નનો ભાગ આપે છે. ખેડમાં પાપ રહેલું છે, તે સુચવનારો અને ખેડ વિના પણ એમને એમ સાદાં ફળફળાદિકથી જીવનવ્યવહાર ચલાવનારાં મનુષ્યોના જમાનાની વ્યંજના કરનારો એવો પણ એક દિવસ આપણામાં છે, કે જ્યારે સ્ત્રીઓ ખેડયા વગરનું ધાન્ય ખાવાનું વ્રત કરે છે અને તેવીજ રીતે દળવા, ખાંડવા, કાપવાના દોષો તરફ આપણને કાંઈ નહિ તો વર્ષમાં એક એક દિવસે પણ જાગૃત કરનાર વ્રતનો દિવસ પણ રાખવામાં આવેલો

છે. આ બધા સુન્દર વ્યંજનાવાળા તહેવારોમાં આપણે છઠસાતમના તહેવારને લેખી શકિયે—અને રાંધણ છઠને સ્ત્રીઓના તહેવાર તરીકે વિશેષે. રાંધવાનું કાર્ય એ આવું મહિમાભર્યું અને સ્નેહથી ઉપાડી લેવામાં આવેલું હોવા છતાં તેના સ્હામે વિરોધ કે આક્ષેપનો સંભવ કેમ ઉભો થયો હશે ? આપણે કાંઇક ગડબડ કરી તો હશેજ. કામની કે કેળવણીની.



# કીડીઓ ને ગોળ.

કીડીઓના વિષય ઉપર લોર્ડ એવબરી પ્રમાણભૂત ગણાય છે. એમનો કીડીઓ પરનો ગ્રન્થ મ્હેં વાંચ્યો નથી. મ્હને વિચાર થાય છે કે, એમણે એમાં શું શું લખ્યું હશે ? કીડીઓની શી શી ખાસિયત એમાં વર્ણવી હશે ? એમના શા શા પેગામના પ્રયોગો એમણે નોંધ્યા હશે ? ગમે તેમ હોય પણ અભ્યાસકો કોઇ વિષયનો ખાસ અભ્યાસ કરે, તે ઉપરથી આપણે તે વિષય સંબંધે જે અનુભવ મળે, તે નોંધવાની જવાબદારી છોડી દઇ શકિયે નહિ. એમના અને આપણા અનુભવ સરખા હોય તો એમને તેથી પુષ્ટિ મળે. બીજો માણસ આપણી હામાં હા મેળવે તેથી આપણને ઘણો સંતોષ થાય છે. લગભગ ખુશાલી થાય છે, એ વાત કાર્લાઇલે કહી, તે પહેલાંથીજ આપણે જાણિયે છિયે. બીજી તરફથી કહી શકાય કે, જો અનુભવો જૂદા જૂદા નિવડે, તો જ્ઞાનની અભિવૃદ્ધિને અર્થે તેની નોંધ ઉલટી વધારે ઇષ્ટ છે. વળી અનુભવ જો નવોજ હોય, તો તો તેની ભલામણ કરવાપણું રહેતુંજ નથી. કેમકે, માણસ અને ઉરાંગ ઉટાંગને સાંધવાની સાંકળને, એ લોકો ઘણા વખતથી ખોળ્યાં કરે છે, તેવી સાંકળ જેવો પણ પ્રાણીશાસ્ત્રના વિષયમાં, તે નવો

અનુભવ કેમ ન થઇ પડે ? જો કે મ્હારે કબૂલ કરવું જોઇયે કે, કીડીઓની બાબતમાં એવો કોઇ સંગીન અનુભવ જાહેર કરવાનો મ્હારો ઇરાદો નથી.

જ્યારે હું કીડીઓની કાર્યદક્ષતા, સહકારિતા, ખંતીલાપણું, અને અર્થપરાયણુતાનો વિચાર કરૂં છું, ત્યારે તેઓ બહુજ ધ્યાન દેવાલાયક પ્રાણીઓ છે, એમ થયા વગર મ્હને રહેતું નથી. કદાચ આપણે ધ્યાન ન દઇયે, તોપણ તેઓ એવું સચોટ કાર્ય કરે છે કે, આપણે તેના તરફ ધ્યાન દેવુંજ પડે. ખંતીલાપણામાં તો મનુષ્યોને કીડીઓ દૃષ્ટાંત લેવા લાયક ગણાય છે. વળી ખાંડ, ગોળ, મિઠાઈ જે એમણે દીઠું તે જ્યાં હોય, ત્યાંથી સ્વીકારી લેવું અને તે બાબતમાં તે કોનું છે અને કોનું નહિ એ પ્રશ્નને કેવળ અસ્થાનેજ ગણવો, એ બાબતમાં એઓ સચોટ દૃષ્ટાંતરૂપ છે. વેપારીઓ પૈસા એંચવાની બાબતમાં ગમે ત્યાંથી આવો, આ રસ્તે આવો કે તે રસ્તે આવો, પણ પૈસો ખેંચવો, એ બાબતમાં એમનાંજ દૃષ્ટાંતથી કામ કરતા હોય, એમ જણાય છે. મખમાખીઓ અને ભ્રમર અનેક પુષ્પોમાંથી પરાગ ખેંચે છે, પણ કહેવાય છે તે પ્રમાણે ભમરો ચંપા જેવા મનોહર ને સુવાસિત ફૂલ પાસે જતોજ નથી. આવા પ્રકારની ભૂલ કીડીઓ કરતી નથી. વળી કહેવાય છે કે, કન્યારત્ન હરકોઈ કુળમાંથી લેવું, પણ તેમાં આપણા લોકો ન્યાતજાત જુએ છે; અને યુરોપના લોકોને બધુંયે ખપે છે, તોપણ તે લોકો કુળનો, જાતનો ને ધર્મનો થોડો ઘણો પણ વિચાર કર્યા વિના રહેતા નથી. કીડીઓ તો નિખાલસપણે જ્યાં ગળપણ દીઠું, ત્યાં વિના સંકોચે લાગુ થઈ જાય છે.

રસના ઇન્દ્રિયના રસભોગમાં કીડીની આટલી બધી પ્રીતિ છે, એટલુંજ નહિ પણ એનો રસ લેવામાં એ પોતાનો જીવ પણ ખુએ છે. તે છતાં પાંચ વિષયોથી હણાતાં પાંચ પ્રકારનાં પ્રાણીઓમાં,

મૂકવાનું માન આપણા પ્રાચીનોએ કીડીને કેમ નહિ આપ્યું હોય, એ શંકા થાય એવી છે. કીડીઓ બિચારી ગોળના કે ખાંડના દાબડામાં રસ લેવાને દાખલ થઈ હોય, ત્યાં ક્રૂર પદ્મિનીઓ એનાં મુખ બંધ કરી દે છે, અને પછી કીડીઓ બિચારી ચોવીસ કલાક ગોંધાઈ જઈ પંચત્વને પામી જાય છે, એ કોને અજાણ્યું છે? ભ્રમરના વિનાશમાં જેમ પદ્મિની અને હસ્તિની બેને કાર્ય કરવું પડે છે, તેવી અહીં જરૂર પડતી નથી. અહીં તો પદ્મિની કે હસ્તિની ગમે તે એકજ આ ક્રૂર કાર્ય કરી નાંખે છે. તો પછી ચિત્રિણી કે શંખિણી વિષે તો કહેવુંજ શું?

કીડીઓ માછલાં કે ભમરાના દૃષ્ટાંતની પેઠે મચ્છીમારના ક્રૂર કાંટાથી કે કમલિનીના કેર કરનારા સ્વભાવથીજ નાશ પામે છે એમ નથી. એને તો એવા નિમિત્તની પણ જરૂર પડતી નથી. પતંગિઉં જેમ દીપકમાં જઇને પડે, તેમ મધને, મુરબ્બાને, કે રસદાર કોપરાપાકને અનાયાસેજ તમે ઉઘાડાં મૂકી રાખો કે, કીડી તેના પોતાના સ્વાભાવિક રસપ્રેમથી તેનો ભોગ થઈ પડે છે. અને પછી આપણે પરિણામ જોઇને તેનો શોકમાત્રજ કરવો રહે છે. દૂધમાં તરત પડેલી માખીની પેઠે દયા ખાઇને એને કાઢી નાખવાનો વખત પણ રહેતો નથી. મ્હને આશ્ચર્ય થાય છે કે માખી તેલમાં તરત બુડી જાય, એ જ્ઞાનથી, તેલને જેમ સામાન્ય રીતે વર્જ્યતજ કરે છે, તેમ કીડીઓ પોતાનો વિનાશ એકનો નહિ પણ અનેકનો, જેનાથી થતો જુએ, તેનાથી દૂર કેમ નહિ રહેતી હોય? એટલું ડહાપણ એમનામાં કેમ નહિ આવી ગયું હોય? પણ કીડીઓને ક્યાં ઠપકો દેવો? મ્હોટાં મ્હોટાં વધારે વિવેકી પ્રાણીઓની પણ એ દશા હોય છે, તો કીડીને શું કહેવું?

**એટલે મ્હને લાગે છે કે, એકંદરે આપણે કહી શકિયે કે કીડી એ ઉપમા આપવાલાયક પ્રાણી છે. પણ જ્યાં કીડી અને ગોળ**

તરફ આપણે દૃષ્ટિપાત કરિયે છિયે, ત્યારે તો અનેક ઉપમાઓના રમ્ય પ્રદેશો આપણી આગળ દૃશ્યમાન થાય છે. સંતો મહંતો અને મહાત્માઓને લોકો ગોળને કીડીઓની પેઠે વળગે છે. પતિઓને સતીઓ ગોળની પેઠે ઝંખે છે, અને વિલાયતમાં શોખીનો સુન્દરી-ઓની આસપાસ ગોળની પાછળ કીડીઓની પેઠે ઝઝુમે છે. આ દેશમાં પણ એમ ન હોઈ શકે, એમ મ્હારૂં કહેવું નથી. પણ આપણા દેશમાં મર્યાદાથી કાંઇક મર્યાદા રહી છે. એટલે કીડીઓની ઉપમાને વધારે લાયક ત્યાંના લોકો છે. આપણે એમની લાયકાઇએ પહોંચતાં વધારે વાર લાગશે. જો કે એ તરફના પ્રયત્નો પણ આપણે કરતા નથી, એમ કહિયે, તો સુધારકોને અન્યાય થયો ગણાય.

અંગ્રેજ લોકો પણ કીડીઓ જેમ ગોળને વળગે, એમ હિન્દુ-સ્થાનને વળગ્યા છે, એમ કહી શકાય. કોઇવાર ગામ જતા પહેલાં ગોળ ઉઘાડો રહી ગયો હોય, અને પછી ઘણે દહાડે પાછા આવિયે, ત્યારે અથવા હરકોઇ કારણથી ગોળ ઉઘાડો રહી ગયો હોય અને ઘણે દહાડે એને જોઇયે, ત્યારે કીડીઓના પ્રતાપથી લાલ રસભર્યો ગોળ કેવો ધોળો અને સૂકો ને જર્જરિત થઈ ગયો હોય છે, એનો ખ્યાલ અનુભવથી ઘણાને હશે. દાદાભાઈ અને ડિગ્બી જેવા દ્રષ્ટાઓ પણ હિંદને વિષે કહે છે કે, હિન્દુસ્થાનને ચૂશી ચૂશીને અંગ્રેજ લોકોએ એવો સફેદ પૂણી જેવો કરી દીધો છે. હાલમાં દશા બદલાઈ હોય તો મ્હને ખબર નથી. અલબત અંગ્રેજ લોકો દોઢસો બસો વર્ષથી હિન્દુસ્થાનરૂપી ગોળને ચૂસવાનું કાર્ય કરી રહ્યા છે, એમ કોઈ કહે, તો તેને તો ઐતિહાસિક સત્ય તરીકે માનવું પડે. જો કે ગોળ કેટલો સોસાઈ ગયો છે, ને હજી તેમાં કેટલો રસ અને મિઠાશ બાકી રહ્યાં છે, તે બાબતમાં પુષ્કળ મતભેદને અવકાશ રહે. આ ઉપરાંત એમ પણ કબૂલ કરવું જોઇયે કે, કીડીઓની ગોળ ચૂસવાની કળામાં અને વેગમાં સૈકાના સૈકાઓ થયાં કાંઈ ફેરફાર થયો જણાતો

નથી. ભલે પછી ડારવિનીયનો અભ્યાસથી શક્તિ, કલા ને વેગ વધી જવા ગમે તે કહેતા હોય. પણ આપણા વિલાયતી ભાઇઓની કળા અને વેગ બન્નેમાં ચોક્કસ સુધારોવધારો થએલો છે, એમ કહેવામાં કોઇને પણ સંકોચ નહિ રહે. અને શરમાશરમીને અંગે કોઇને જરા સંકોચ લાગે, તો વેપારની આવકજાવકના આંકડાઓ અને વિલાયતનાં હુંડિયામણ, પેન્શનો વગેરેના આંકડાઓથી તેમજ કાઉન્સીલોની બજેટ વખતની ચર્ચાઓથી સર્વ સંદેહોનું નિરાકરણ થઈ જવામાં વાંધો આવે એવું નથી. આપણે ઉપર ધોળા ગોળની વાત કરી, તેમાં જેમ કીડીઓ કાણાં પાડીને અંતર અને બાહેર ચોમેર ફરી વળી હોય છે, તેમ એ લોકો પણ અંતર્ અને બહિર્ બધે ઓતપ્રોત થઈ ગયા છે. આપણા અંગ્રેજ બન્ધુઓને ન્યાય આપવા આપણે એટલું કહેવુંજ જોઇયે કે, કીડીઓની પેઠે કોનું છે કે કોનું નહિ, એ બાબતમાં એ લોકોની કેવળ નિખાલસવૃત્તિ છે. ફલાણાનું લેવું કે ફલાણાનું નહિ એ વિષયમાં એ લોકોને રાગદ્વેષ કાંઇ છેજ નહિ. કીડીઓની પેઠે ગોળ ખાધા સાથેજ કામ. ગોળ ઉપરનો નિખાલસ પ્રેમ એજ એમને પ્રેરી રહ્યો છે. અલબત, એ ગોળ જો ઢીલો થઈ જાય, આભનાં નિર્મલ નીર એમાં પડતાં એ રસબસ થઈ જાય, તો કીડીઓને એમાં ઝબકોળાઇને સમાઈ જવાનો, શાન્ત થઇ જવાનો વારોજ આવે. એ તેમને ખબર હોય, અથવા કીડીએ સંચેલું તેતર ખાઇ જાય છે, એના ઉપરથી પણ એ લોકો કાંઈ અનુભવ લેતા હોય, તો હિન્દુસ્થાન અને ઈંગ્લાંડ બન્ને દેશનો ઇતિહાસ બદલાઈ જાય. પણ ઇતિહાસ બદલવો, એ ન્હાનીસૂની વાત નથી. ગોળ સૂકો પડતો જાય છે, ને કીડીઓને ફાવતું જાય છે. એ ગોળમાં સ્વર્ગીય સ્નેહવારિનું સિંચન કોણ કરે?

મ્હને વિચાર આવે છે કે, અંગ્રેજ લોકોને સિંહનું નિશાન કોણે આપ્યું હશે? હમણાં તો સિંહના જેવી ક્રૂરતા કે સિંહના જેવું

આળસ એકે એમનામાં નથી. અને એ લોકોનોમાં સિંહના જેવી પશુતા નથી, એ તો એ લોકો પોતેજ કહેશે. એ લોકો વનવગડાના રાજા નથી, પણ સંસ્કૃતિનાં આદિસ્થાન હિન્દુસ્થાન જેવા મનુષ્યોના ભરેલા હિન્દુસ્થાનના રાજા છે, એમ એ લોકો જાણે છે. વળી વગડા જેવા દરિયાના રાજા કે રાણી હોવાનો તેઓ પહેલાં હક કરતા, તે પણ હવે કરતા નથી. ત્યારે સિંહપણું હવે રહ્યું શેમાં એ મ્હને આશ્ચર્ય થાય છે. ઉલટું આપણે જ્યારે એમની કાર્યદક્ષતા, સહકારિતા, ખંતીલાપણું, અર્થપરાયણતા ઈત્યાદિક જોઈયે છિયે, ત્યારે ઈંગ્લાંડને 'દરિયાની રાણી' કે સિંહની ઉપમા આપવા કરતાં પિપ્પીલિકાના મહાપ્રદેશની ઉપમા આપવી, એમાં ચોક્કસ રીતે વધારે ઉચિતતા છે, એની કોણ ના પાડશે? લાલ કીડીઓની પેઠે એઓ કાર્યકુશળ હોય છે, એટલુંજ નહિ પણ તેઓ જો ચ્હીડાય, તો તેમનો ચટકો પણ બહુ વસમો હોય છે. અલબત આપણે કબૂલ કરવું જોઇયે કે, અંગ્રેજ લોકોને કીડીઓની ઉપમા આપવી, એ હીનોપમા છે, કારણ કે કીડીઓ પાણીમાં કાંઇ લાંબું તરી શકતી નથી. પણ અંગ્રેજો તો ડેન્માર્કથી ઈંગ્લાંડ, અને ઈંગ્લાંડથી અમેરીકા, ઓસ્ટ્રેલિયા, આફ્રિકા અને હિંદુસ્થાન સુધી વચમાં મ્હોટા મ્હોટા સમુદ્રો તરી વળીને બધે ફરી વળ્યા છે. વળી કીડીઓ એ બહુ ન્હાનાં પ્રાણી છે. ખરૂં છે કે ઈશ્વરની દૃષ્ટિમાં, સમગ્ર જગત્ની દૃષ્ટિમાં કે વિશાળ વૈજ્ઞાનિક દૃષ્ટિમાં આપણે સૌ ન્હાનાં પ્રાણીઓજ છિયે. તોપણ એ લોકોને કદાચ આવી ઉપમા ગમે નહિ, પણ મ્હને તો લાગે છે કે નિરપરાધી પ્રાણીઓને ફાડી ખાનાર સિંહની ઉપમા કરતાં કીડીની ઉપમા કાંઈ ખોટી નથી. અલબત એમાં ન્હાનમ છે પણ ન્હાનમને તો બાઇબલમાં કેટલી બધી વખાણી છે? ખેર, બાઇબલનો આદર્શ કદાચ એમની નજરમાં ન આવતો હોય, અને હીનોપમાને આપણે વર્જીત કરવી હોય, તો કીડીઓનું વર્ણન કરતાં આપણે એમ કહી શકિયે કે, કીડીઓ અંગ્રેજ લોકો જેવી

કાર્યકુશળ, ખંતીલી અને પોતપોતામાં સહકાર કરનારી હોય છે. આ સુંદર ઉપમાનો લાભ લોર્ડ એવબરીએ પોતાના કીડીઓ સંબંધી ગ્રંથમાં લીધો છે કે નહિ, એની મ્હને ખબર નથી.

આ રીતે કીડીઓ એ પોતે અનેક ઉપમાને ગ છે, એમ કહેવામાં કોઈ પણ જાતની અતિશયોક્તિ છે, એવી શંકા કોઈકનેજ રહેશે. કીડી ને ગોળના દૃષ્ટાંતમાંથી તો સ્નેહીઓએ, સરકારે અને આપણે સર્વેએ શિખામણ લેવા જેવું છે, એમ આપણે ઉપર જોયું છે. અલબત શિખામણ લેવી કે ન લેવી, એ માણસની પોતપોતાની મુનસફીની વાત છે, પણ જેમ દુનિયાંમાં અનેક બનાવો અને અનેક શિક્ષકો દુનિયાંને શિક્ષણ આપી રહ્યા છે, તેમ કીડીઓ પણ પોતાના તરફથી દુનિયાંને શિખામણ આપવાનું કાર્ય કરી રહી છે, એમ આપણે કબૂલ કરિયે, એમાં આપણી નુકશાન નથી.



## આયુષ્

આપણા પ્રાચીનો કહી ગયા છે કે 'आयुर्वै घृतम् ।' ઘી એ ખરેખર આયુષ્યજ છે. ઘી જેવા જીવનવાળા વિષય ઉપર હું કાંઈક લખવા ધારૂં છું પણ લેખનું મથાળું જો ઘી જેવું હોય, તો કોઈને એકલા સાદા ઘીમાં રસ ન પડે, એમ ધારી, મથાળે તેના સૂચક આયુષ્ શબ્દને મૂકું છું. અલબત્ત અત્યારે કેટલાક લોકોમાં માખણ વધારે પ્રિય થતું જાય છે, પણ આપણા લોકોમાં હજી તો ઘણા સમય સુધી ઘી પ્રિયજ રહેશે, એ વિષયમાં મ્હને જરાય શંકા નથી.

માખણને ઉતારી પાડવાનો આપણો હેતુ હોઈજ ન શકે. એટલાસારૂ નહિ કે, માખણ તો બિચારૂં ઉતારેલુંજ હોય છે. તેમ

એટલાસારૂ પણ નહિ કે વિલાયતમાં માખણનું બહુ માન છે, માટે આપણે તેને બહુ માન આપવું જોઇએ. પણ એ ગૌમાતાની પ્રસાદી છે, સ્વયમ્ શ્રીકૃષ્ણચન્દ્રને પણ એના ઉપર અતિ પ્રેમ હતો, એટલે પ્રિયની પ્રિય વસ્તુ આપણને પ્રિય ન લાગે, એમ હોય નહિ. વળી ઘી જેને આપણે આયુષ્ અથવા જીવનજ કહિયે છિયે, તે એમાંથી ઉત્પન્ન થાય છે. એટલુંજ નહિ પણ માખણના અનેક ગુણો, ઉપયોગો અને લાભોને લઇને તે એટલું બધું હૃદયંગમ થઈ ગયું છે કે વાચ્યાર્થ, લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થ ત્રણેમાં તેનો ઉપયોગ સાધારણ થઈ પડ્યો છે. એટલે જે માખણ એક નહિ પણ અનેક અર્થમાં અને સામાન્ય લોકોમાં નહિ પણ મ્હોટા લોકોમાં પણ પ્રિય થવા માંડ્યું છે, તેની અવગણના કરવાની ધૃષ્ટતા કોણ કરે?

આમ છતાં પણ ઘીનો મહિમા કાંઈ ઓછો થતો નથી. માખણ કરતાં ઘી ભારે ગણાય છે, એ જાણીતીજ વાત છે. એના કરતાં મોંઘુંયે હોય છે. અલબત સ્વાદની સ્હરાશમાં માખણ કાંઇક ચઢે ખરૂં. પણ એમ તો સસ્તી વસ્તુ વધારે સ્હરી ક્યાં નથી હોતી? પણ ઘી બીજી રીતે મ્હને મહિમાભર્યું લાગે છે. ઘી આપણી પ્રજાને પ્રિય છે, તે ઉપરથી આપણી પ્રજાના માનસની વૃત્તિનું પણ સૂચન થાય છે. છાશમાંથી સંસ્કારવડે માખણ કાઢવામાં આવે છે, ત્યારે તેમાંથી ખટાશ લગભગ નીકળી જાય છે, સત્વ બધું કેન્દ્રિત થાય છે અને મિઠાશ ભેગી થાય છે. પણ તેમાં જરાક ખટાશ રહી ગઈ હોય છે, અને પાણીનો ભાગ પણ જરાક તેમાં રહી ગયો હોય છે. અને તેથી માખણ વ્હેલું બગડી જાય છે. એ બગડી ન જાય, તેને સારૂ તેને વિશેષ સંસ્કાર આપીને, કરાએલું રૂપાન્તર તે ઘી. આપણી પ્રજાને તાત્કાલિક સ્હરાશ કરતાં ચિરંજીવિત્વવાળી સ્હરાશ વધારે પ્રિય છે. કદાચ એજ કારણથી આપણે ઘડીઘડીના છૂટાછેડા અને બદલાતી બદલાતી પસંદગીઓ કરતાં આપણામાં પ્રચલિત લગ્ન વ્યવસ્થાની શાન્તિને વધારે પસંદ કરતા હોઈશું. કદાચ એથીજ

લિવરપૂલ અને માનચેસ્ટરના તાજગી અને ચમકાટવાળા કાપડની સમક્ષ પણ આપણને ખાદીની ભાવના પ્રિય થઈ પડી છે. કદાચ તેથીજ ધનવાન બની જવાની લોલુપતાને આધીન ન થઈ જતાં આપણા લોકો પોતપોતાના વંશપરંપરાગત ધંધાઓને સ્વીકારવાની વ્યવસ્થાને વધારે પસંદ કરે છે. ટુંકામાં, માખણની સ્હરાશ અને તાજગી આપણે જાણિયે છિયે. તેનો લાભ પણ કાંઈક કાંઈક લેતા રહિયે છિયે, ઉત્સવના પ્રસંગોમાં. પણ ઘી એ આપણને સામાન્ય રીતે વધારે પ્રિય છે.

આ રીતે આપણા પ્રજાકીય સ્વભાવને ઘી વધારે અનુકૂળ છે, એટલુંજ નહિ પણ શાસ્ત્રમાંયે એનો મહિમા ઓછો નથી. યજ્ઞમાં મુખ્ય આહુતિ ઘીની અપાય છે, એ તો બધા જાણે છે. યજ્ઞદેવને ઘૃત પ્રિય છે. અને યજન કરનારા બ્રાહ્મણોને પણ ઘી પ્રિય હોય છે, એ વાત પણ વિસરવા જેવી નથી. હમણાં હમણાંમાં આપણા લોકોમાં ઘી ગોળ કરતાં તેલ મરચાંનો ઉપયોગ બહુ વધી પડ્યો છે. જેમ દેશની આર્થિકસ્થિતિ સુધારવાનો મક્કમ ઉપાય ખાદી છે, એમ ગાંધીજી કહે છે, તેમ દેશની શારીરિક સ્થિતિ સુધારવાનો ઉપાય જો મ્હારે કહેવાનો હોય તો તેલ મરચાં, ચાહ ચીરૂટ વિગેરેનો ઉપયોગ કાઢી નાંખી કે ઓછો કરી, ઘી ગોળના ઉપયોગને હું આપણી શારીરિક સ્થિતિ સાધવાના રામબાણ ઉપાય તરીકે સૂચવું. કોઈ કહે કે અત્યારે તો ઊંચા વર્ણના સુધરેલા ઘણા લોકોમાં ક્ષય પેસી ગયો છે, તેને સારૂ તમારો ઉપાય કામમાં આવે, એવો નથી. કારણ કે ઘી એમને ભારે પડે. તો મ્હારે એજ ઉત્તર આપવાનો છે કે ઘી ગોળ છોડીને, તેલ મરચાં અને તેનાથી ઈંગિત થતી બધી સૂકા શોખની ચીજોનો જ્યારથી આપણને શોખ થયો છે, ત્યારથીજ ઘી ભારે પડે એ દશા ઉત્પન્ન થઈ છે. માટે એ દશા છે, તે તો ઘી ગોળની સૂચનાને ખરી રીતે પુષ્ટિ આપે છે.

પણ આમાંયે નવા જમાનાના પ્રતાપ ફરી વળ્યા છે, એમ કોઈ કહેશે. અને કોઈ એમ પણ કહેશે કે રાજ્યના પ્રતાપ ફરી વળ્યા છે. હકીકત એ છે કે મોંઘવારી એટલી બધી વધી ગઈ છે કે, પહેલાં થોડી આવકમાં લોકો જે સુખચ્હેનથી રહી શકતા, મિષ્ટાન્ન પાણી ઉડાવી શકતા ને મ્હાલી શકતા, તે હવે સામાન્ય રીતે આવક વધી છે, તો પણ બની શકતું નથી. પહેલાં સ્હેજસ્હેજમાં ઉપર ઘીની ન્યાતો થતી, હવે સારી સ્થિતિનો માણસ પણ ઉપર ઘીની ન્યાત કરે તોયે એનો દમ નીકળી જાય, એવો ઘાટ થઈ ગયો છે. મ્હારા એક મિત્ર ડાકટર કહે છે કે, તમે ફીકર શું કરવાને રાખો છો ? હજી તો એવો વખત આવશે કે, ઘીને શીશીમાં ભરીને ડાકટરો તરફથી દવા તરીકે 'પ્રિસ્ક્રાઇબ' કરવામાં આવશે. બહુ સારી વાત. અત્યારેજ બહુ કપરો વખત આવી પહોંચ્યો છે. કેટલાક ગરીબ લોકો બિચારા ઘીનું મ્હોંજ દેખતા નથી. અમારે ત્યાં એક કામ કરનારી બાઈ રહેતી, તેની ન્હાની બાળક છોકરી કોઈ દિવસ અમારે ત્યાં જમે ને એને ઘી આપે, ત્યારે એ કહેતી કે, 'એને ઘી નથી ભાવતું, એ કોઈ દહાડો ખાતીજ નથી.' એ વાત એના સંજોગો સાથે સંભારૂં છું, ત્યારે હંમેશાં મ્હારૂં હૃદય દ્રવિત થઈ જાય છે. ચીજ ન મળી શકે ત્યારે એમાં શું છે, એ તે શું ભાવે, એવી વૃત્તિ સંજોગોને અંગે ઉત્પન્ન થાય, અથવા ઉત્પન્ન કરવી પડે, તો નવાઈ નથી. પોતાની પરિસ્થિતિમાં સંતોષ ખોળવો, એ મનુષ્યની સ્વાભાવિક ડહાપણભરી વૃત્તિ હોય છે. ખરે, ત્રણ શેરનાં ઘી, ને ટકે શેરનાં દૂધ ખાઈ લોકો મઝા કરતા એ દિવસો ગયા છે. **મિલ્ટન** કહે છે કે, સેતાનનું પરમેશ્વર પાસે ન ચાલ્યું ત્યારે એની પ્રીતિનાં પાત્ર **આદમ** અને ઈવાને અસંતોષવડે વણસાડવામાં તેણે પોતાનું કર્ત્તવ્ય માન્યું. આવી પણ પ્રકૃતિ થાય છે. પણ એ બીજી વાત છે.

ખોરાક તરીકે ઘીની કિંમત જાણવી હોય, તો **હીરા** કડીયાને પૂછવું. કહેવાય છે કે એ કડીયાની ઉત્તમ કારીગિરીના નમૂનારૂપ

કોટ ને દરવાજો જે ડભોઈમાં છે, તેવા એ બીજા કોઇને બનાવી ન આપે, તે સારૂ તેને દીવાલમાં ચણી લેવામાં આવ્યો હતો. પણ તેણે પોતાના સાગ્રીતોને સાધી, એવી યુક્તિ કરી કે દિવાલમાં એક ન્હાનું સરખું કાણું રખાવ્યું, તેમાંથી હવા જાય આવે તે ઉપરાંત એની સ્ત્રી હંમેશાં નિયમિત રીતે ઘી રેટી જતી. અને એના પ્રતાપે એ લાંબો વખત જીવ્યો. દુનિયામાં બને છે તેમ પાછી રાજાને એની ગરજ પડી, એને સંભાર્યો, અને કોઈ એને પાછો લાવી આપે, એમ એ ઇચ્છિવા લાગ્યો. છેવટે રાજા પાસેથી કોઇએ વચન લઈ દીવાલ ખોલાવી, એને તેમાંથી કાઢયો, અને રાજાનું કામ થયું. ત્યારથી કહેવત નીકળી કે, 'ઘી ખાજો રે ઘી ખાજો, હીરો કડીયો કહે ઘી ખાજો; ઘર વેચીને ઘી ખાજો.' શરીરને ટકાવવા અને મજબૂત કરવાના સાધન તરીકે ઘીનાં આટલાં વખાણ છે. ચાર્વાક મતવાળા પણ ઘીને તો માહાત્મ્ય આપે છેજ. પણ જ્યારે હીરો કડીયો ઘર વેચીને ઘી ખાવાનું કહે છે, ત્યારે એ લોકો દેવું કરીને ઘી ખાવાનું કહે છે. દૃષ્ટિબિન્દુમાં જરાક ફેર છે. દાનતનો ફેર છે, એટલું બધું આપણે નહિ કહિયે.

પણ આ બધા ઉપરથી એટલું તો કહી શકાય કે, શરીર જેને ધર્મનું આદ્ય સાધન માનવામાં આવેલું છે, તે શરીરને સારૂ ઘૃત એ પણ એક આદ્ય સાધન છે. ન્હાનાં બાળકોને પણ ઘીને મધ ચટાડવામાં આવે છે, એ જાણીતી વાત છે. એટલે ઘૃતને શરીરનું આદ્ય સાધન કહેવામાં બહુ વાંધો કઢાય એવું નથી. અને તે છતાં પણ કોઈ કહે કે અમારાં છોકરાંને તો અમે મધ ઘી ચટાડયાંજ નથી તો આપણે એમ પણ કહી શકિયે કે, જેમ તલમાં તેલ અને કાષ્ટમાં અગ્નિ સંતાઇને રહેલો હોય છે, તેમ કાંઈ નહિ તો બાળક દૂધ તો પીતુંજ હશે, એ દૂધમાં ઘી સંતાઇને રહેલું હોય છે. એટલે એમની તકરાર કોઈ રીતે નભી શકે એવી નથી.

"आयुर्वै घृतम्" એ ખરૂં છે, એટલુંજ નહિ પણ ઘૃતનો મહિમા એથી પણ વિશેષ છે. શ્રુતિ કહે છે કેઃ—

घृतमस्य योनिर्घृते श्रितो घृतम्वस्य धाम ।

ઘૃત એ એનું ઉત્પત્તિસ્થાન છે, ઘૃતમાં એ રહેલો છે, ઘૃત એ પરમાત્માનું ધામ છે. જે પરમાત્મા સર્વત્ર વ્યાપી રહ્યો છે, જે દૂધમાં અને દહીંમાં વ્યાપક છે, તે એના સારરૂપ ઘૃતમાં રહેલો છે, આયુષ્યમાં રહેલો છે, જીવનતત્ત્વમાં રહેલો છે, એમ કહેવું એ અતિશયોક્તિ નથી, પણ પુનરૂક્તિજ છે. પોતામાંથીજ પોતે ઉત્પન્ન થાય છે; પોતામાંજ પોતે રહે છે, અને પોતેજ પોતાનું ધામ છે. પંચામૃત સ્નાનમાં ઘૃતવડે જ્યારે ભગવાન વિષ્ણુને આપણે સ્નાન કરાવિયે છિયે, ત્યારે એ યજ્ઞપુરૂષના અંગવડેજ એનું આપણે યજન કરિયે છિયે. ઘૃત એ વિરાટ્‌ની વિભૂતિ છે,



# વિલાયતના પોપટ.

આપણા દેશમાં આગળના વખતમાં પોપટને બોલતાં શીખવતા અને હજી પણ પોપટોને ભણાવવાનું કામ ચાલુ છે. લાલા લજપતરાયે એમ દેખાડી આપ્યું ગણાય છે કે, ૧૫૦ વર્ષ પહેલાં દેશના લોકો ભણેલા વધારે હતા અને હવે ખરૂં ભણતર ઉલટું ઓછું થઈ ગયું છે. પણ એ વાતને કોઈ બહુ ગણકારતું નથી, કારણ કે આજ તો સહુ છાપેલાં કાટલાંને જુએ છે. તથાપિ એ બાબત ઉપર અત્યારે આપણે ચર્ચામાં નહિ ઉતરિયે. આપણે તો વિલાયતના પોપટની વાત કરવાની છે. ત્યાંનું અને આપણું પોપટિયા ભણતર જૂદું. આપણે ત્યાં પોપટને 'અચરે અચરે રામ' શીખવવાનું અને વિલાયતમાં શીખવવાનું 'અચરે અચરે કામ.'

'અચરે અચરે રામ' તે મૂળમાં તો 'ઉચરે ઉચરે રામ' હશે. વિલાયતના પોપટ ઉચ્ચરવામાં કાંઈ પાછા પડે એવા હોતા નથી. માત્ર એને રામને બદલે કામની લગની લાગી હોય છે. હોંશિયાર છોકરાંને આપણે પોપટ જેવાં કહિયે છિયે, એટલે માણસને પોપટ કહેવામાં કોઇ જાતનું અપમાન કહેવાય નહિ. એટલુંજ નહિ પણ શામળભટની વાર્તાઓમાં આવે છે કે એની વાર્તાની જાદુઇ પરીઓ ભલભલા રાજકુંવરોને પોપટ બનાવી દેતી. અંગ્રેજી 'વંત્રીઓની વાતો'માં પણ વંત્રીઓ માણુસને માખીઓ, જાનવરો કે પંખીઓ બનાવી દેતી કહેવાય છે.

આપણા દેશની વિદ્યાદેવી આપણા દેશના કુમારોને 'અચરે અચરે રામ'ના પાઠ ભણાવતી, પણ હવે તો આપણા દેશમાં વિલાયતની હૂરી આવી પહોંચી છે. તે નવું ભણુતર ભણાવવા મંડી છે. એ 'અચરે અચરે કામ'નો પાઠ ભણાવે છે. ભણાવી ભણાવીને પોપટ બનાવી દે છે, એમ કહેવામાં કાંઇ ખોટું નથી, કારણ કે સામાન્ય સુન્દરીઓ પણ જો પુરૂષને ભણાવીને પોતાનો પોપટ બનાવી દે છે, તો પછી સ્વર્ગની દેવી અથવા વિલાયતની હૂરી, માણસને પોતાના પંથનો પોપટ બનાવી દે, એમાં શું આશ્ચર્ય છે?

આ પ્રમાણે વિલાયતની હૂરીએ બનાવેલા ચતુર નરોને આપણે વિલાયતના પોપટો કહિયે. વિલાયતના પોપટોમાં ઘણા વર્ગો છે જેવા કે, વિલાયતના રાજતંત્રના પોપટો, વિલાયતના સમાજતંત્રના પોપટો, વિલાયતના અર્થતંત્રના પોપટો, વિલાયતના વાદતંત્રના પોપટો. વળી એમાં પણ અનેક અવાન્તર ભેદો છે, એમ કહી શકાય. જેમકે, વાદતંત્રના પોપટોમાં કેટલાક જડવાદના પોપટો છે; કેટલાક બુદ્ધિવાદના પોપટો છે; કેટલાક સ્વચ્છંદવાદના પોપટો છે. એવા અનેક ન્હાના મ્હોટા ભણુતરના ભેદો છે. ઘણા લોકો માને છે કે, આપણે આપણી અક્કલથીજ બધું કરિયે છિયે. પણ મ્હને લાગે છે

કે ખરી રીતે તો એ એક ભ્રમ છે. આપણે સૌ સંસ્કારોનેજ આધીન છિયે. હા, એટલું ખરૂં કે, એ સંસ્કારો ચોક્કસ અથવા અચોક્કસ રૂપમાં, સ્પષ્ટ અથવા અસ્પષ્ટ રીતે, ધોરણથી અથવા ધોરણ વગર, ગમે તેવી રીતે નંખાયા અથવા આવી ગયા હોય; પણ એકંદરે તો માણસ એ સંસ્કારો વડેજ રમતું પૂતળું છે, એમ આપણે ખુશીથી કહી શકિયે. માણસ એ પોતે પોતાને પ્રેરણા આપે છે, બુદ્ધિ આપે છે, ત્યારે પણ એની પાછળ ઘણુંખરૂં કોઇને કોઈ સંસ્કારજ હોય છે. એ સંસ્કાર સારા હોય તો માણસ સારી દિશામાં વળે, ખોટા હોય તો ખોટીમાં વળે, અને ગમે તેવા આડાઅવળા પરચુરણિયા હોય, તો આડોઅવળો અથડાયા કરે.

માણસ અજ્ઞાન સાથે જન્મે છે. અને બાળપણથી જ એને કાંઈ કાંઈ શીખવાની બહુ ઇચ્છા હોય છે. ભણીને પોપટ થવાના એને કોડ હોય છે. એને ભણાવનાર કોણ મળે, એ પાછું એના ભાગ્યાધીન છે. જુઓને બાળભારતને ઘણુંયે ભણવું છે. પણ એ જઈ પડયું છે વિલાયતની હૂરીના હાથમાં. એ જે ભણાવે એ ખરૂં. એણે એને કૈંક ઊંઠાં ભણાવી દીધાં છે. અને હજી કૈંક ભણાવે છે. એણે ભણાવેલા પોપટો એવા હોંશિયાર બની જાય છે કે કહેવાની વાત નહિ. એ હૂરી એમની આભ્યન્તર કામવાસનાને પોષવાનું જ ભણતર ભણાવે છે, એટલે એ બધાયે એના ઉપરની મોહિનીમાં અંજાયેલા રહે તો નવાઈ નહિ. એના આખા ભણતરનો મંત્ર કામ છે. મ્હને કોઈ વાર એમ પણ પ્રશ્ન થઈ આવે છે કે

कोऽयं नाम महामार्गः प्रच्छन्नो वाम एव वा ।
यस्मिन्पतन्ति धावन्तो मनुष्या हतदृष्टयः ॥

આપણા દેશમાં પંચ મકારની સાધનાવાળો અતિ ગર્હિત એવો એક વામમાર્ગ હોવાનું કહેવામાં આવે છે. એ લોકોએ પોતાનાં હુકમનાં પત્તાં ઉઘાડાં કરી દઈ, પોતાની બાજી બગાડી દીધી જણાય છે.

વિલાયતની હૂરીનો પંથ એવો ઉઘાડો નથી. ચતુરને સમજાવવાનાં એમાં સાધનો છે ખરાં પણ સામાન્ય રીતે તો એ પોતાનો મૂળમંત્ર ગુપ્ત રાખે છે. હમણાં હમણાં રશિયામાં ધાંધલીઆઓ નીકળ્યા તેમણે વળી પાછો એમના મૂળમંત્રને ઉઘાડો કરી દીધો છે. આપણા કવિ નર્મદાશંકર પહેલાં એ હૂરીના પોપટ બની ગએલા : પણ પછી એમણે એ હૂરીનો મૂળમંત્ર જાણી લીધો. અને છચોક ઉઘાડી રીતે કહી દીધું કે, ભાઇઓ, જાગો! આપણે તો ખોટી જાળમાં ફસાઈ ગયા છિયે. તે વખતે એમના જગાડવાથી ઘણા જાગી ઉઠયા હતા. પણ જેમ દરિયામાં કે ખારા દરિયાને મળતી નદીના મુખમાં રહી રહીને જુવાર આવે છે, તેમ સમાજમાં પણ એવા ભરતી ઓટ રહી રહીને થયાં કરે, તો નવાઈ નથી. આજકાલ પણ પાછી ભરતી આવી છે.

આ વિલાયતી પોપટોની બધી વિદ્યાનો મૂળમંત્ર કામ છે, એમ તો આપણે કહ્યું. પણ 'કામ' શબ્દ હલકા અર્થમાંજ છે, એમ આપણે કાંઈ કહેવાનું નથી. એક રીતે તો કામ એજ મનુષ્ય માત્રની સર્વ પ્રવૃત્તિઓનું મૂળ છે. શ્રુતિ તો એટલે સુધી કહે છે કેઃ—

कामो दाता, कामोऽदाता, कामो वै प्रतिगृहीता कामोऽगात् ।

જીવના સમગ્ર સંસારનો ઉદ્ભવજ કામનામાં છે. આ હું એટલા સારૂ કહું છું કે આપણે એમ ન સમજીયે કે આપણે કે આપણો ધર્મ કાંઈક કામથી પરજ છિયે, એવું કાંઈ નથી. કામ અને રામ જોડે રમે છે. રામને કામના થઈ એટલેજ જગત્ થયું. પણ કામના રામને એટલો બધો ઘેરી ન લે, કે એ આત્મારામ છે તે ભૂલી જઇને દુઃખી થઇ જાય, એટલું સાધવાનો સંસ્કૃતિના સર્વ સદ્ગુરુઓનો આશય હોય છે. બાકી કામ એ તો મનુષ્યમાં સાહજિકજ છે. પણ એ કામ મહાશન, મહાપાપ કરાવનારો અને આપણો વૈરી છે. એના નચાવ્યા આપણે નાચવાનું નથી. વિલાયતની હૂરી આપણને એ મંત્રથી નચાવવા નીકળી છે.

કામ શબ્દને ગમે તે અર્થમાં લ્યો, તોયે ચાલી શકે તેમ છે. કામ તે વિત્તૈષણા, દારૈષણા, અથવા લોકૈષણાના અર્થમાં પણ ચાલી શકે. કેમકે, ધનનો ધખારો, ભોગનો અભખરો અને પ્રખ્યાત થવાની ધગશ એ સૌ ઉપર કહેલી ત્રણ એષણાનાંજ તીવ્ર રૂપો છે. વળી કામને ક્રિયાના રૂપમાં લઇએ, તોપણ લેવાય એવું છે. કામ, કામને કામ—ક્રિયા, ક્રિયા ને ક્રિયા—એ વિલાયતના પોપટોને બહુ પસંદ છે. ક્રિયા એટલે રજોગુણ. વિલાયતની રજોગુણી અતિક્રિયાથી કંટાળીને રવિન્દ્રનાથ ટાગોરે નવરાશની અથવા આરામની ફિલસુફીને એકવાર આગળ કરી હતી, એ યાદ આવે છે. ક્રિયા તો મનુષ્યમાં સ્વાભાવિક છે. પ્રવૃત્તિ એ મનનો સ્વભાવ છે અને એને વધારવાનો બોધ કરવો એટલે વાંદરાને નીસરણી આપવી. વળી કામ શબ્દ ઇન્દ્રિયવાસના અથવા સ્ત્રીવાસનાના અર્થમાં પણ વિલાયતી ભણતરને અંગે ખાસ લાગુ થાય એવો છે. એ મંત્રે કેક માણસોને હિંદુસ્થાનમાં ઘેલાં કરી મૂક્યાં છે. અને એ મંત્રની ભુરકીથી કેક પોપટો કાંઇનું કાંઈ કરી નાંખવાને તૈયાર થઇ ગયા છે.

આપણે અત્ર કહેવું જોઇએ કે, વિલાયતની હૂરીએ આપણા માણસોને પોતાના જાદૂથી એના પોપટ બનાવી દીધા છે. કોઇકને કાંઠલે અને કોઇકને પગે એણે દોરા બાંધી દીધા છે. અને કેટલાકને તો એ દોરો એવો ગળે વળગ્યો છે કે કલ્પાન્તે પણ એ એને ભાગ્યે જ છોડે. પણ અમુક બાબતમાં નહિજ છોડે, એમ આગ્રહપૂર્વક કહેવું એ તો સાહસજ ગણાય. વળી એમ પણ કેમ ન બને કે એમને કોઈ પુણ્યમયી દેવી મળી જાય, એની પાસે એ ઘડીભર ઉભા રહે, પોતાનો દોરોધાગો ઇશારતથી બતાવે અને એ પ્રેમથી એમનો ગળાનો કે પગનો દોરોધાગો છોડી નાંખે ને એઓ વિલાયતની પરીના પોપટ મટી જઇને એકાએક આપણા હિંદુસ્થાનના વીરો બની જાય. એવી મીઠડી વાણી વડે એમનો ઉદ્ધાર કોણ કરશે ? **લીલાવતી ભારતભૂમીનો સુમતિવિલાસ** અત્યારે તો યાવની

વારાંગનાના પાંજરામાં પૂરાયો છે, ને પોતાની સૌન્દર્યભરી, સૌષ્ઠવભરી સદ્દગુણભરી પતિવ્રતા સજની એને અણગમતી થઇ ગઈ છે. ન્હાનપણથીજ એને આ વારાંગનાએ ઊંધું ભણાવી દીધું છે. હવે તો એણે પ્રચ્છન્ન મહિયારી થઇને, નવી મોહિની લગાડીને, એ વિલાયતના પોપટને ફરી પોતાનું ઠરી બેસવાનું ઠામ દેખાડવાનું છે. એ લીલાવતી વાણી કોની વાચામાં આવીને વસશે ?



# માયાપુષ્પ.

અમારી વિદ્યાભૂમિના બગીચામાં એક સુન્દર સદાય લીલીછમ રહેતી મ્હોટાં પાંદડાંવાળી, ઘેરી, અને અદ્દભુત પુષ્પોવાળી અવનવી વેલ છે. મ્હને લાગે છે કે એને ફળ નથી. અને ફળ હશે, તોય કોઈ માળીએ એનાં ફળનાં વખાણ કર્યાં હોય એમ જાણ્યામાં નથી. એટલે કદાચ એને ફળ હશે, તોયે એમાં ભલીવાર નહિ હોય એમ જણાય છે. એ વેલનું પુષ્પ જોઉં છું, ત્યારે મ્હને પ્રભુના દરબારની માયારૂપી મહાવેલીનો વિચાર આવે છે. એ ફૂલનું નામ મ્હને ખબર નહોતું, ત્યારે એનાં રૂપ રંગ અને આકૃતિ ઉપરથી મ્હેં એનું માયાપુષ્પ એવું નામ પાડી દીધેલું. એને **પાંડવ કૌરવનાં** ફૂલ કહે છે.

એ ફૂલને અંગ્રેજીમાં Passion-flower એટલે વિકારપુષ્પ કહે છે. આ નામ પણ તેનો દેખાવ જોતાં બંધબેસતું છે. એ પુષ્પમાં ભાતભાતના રંગો હોય છે. એના વચલા દલની આસપાસની લાલ બેસણીમાંથી નીકળેલી સોએક, જાંબુડિયાં રંગની ઝીણા ઝીણા રેસા જેવી, વિકારોની કુંપળો જેવી, પાંખડીઓ હોય છે. એને પાંખડીઓ નહિ પણ તન્તુઓ કહિયે, તો વધારે ઠીક. જીવોના અન્તઃકરણમાં એવા અનેક વિકારતન્તુઓ હોય છે અને તે વચમાં

રહેલા આત્માને ઘેરી લે છે. એ ઉપરથી આ પુષ્પને વિકારપુષ્પ કહેવામાં આવે, તો કાંઇ ખોટું નથી. પણ વિકારોને એક પ્રખ્યાત યુરોપિયન ચિત્રકારે દોર્યાં છે એ પ્રમાણે એ ઘણા હોવા છતાં ઘણું-ખરૂં એક બીજા જોડે ભળી ગયેલા, ગુંચવાઈ ગયેલા અને ગુંથાઇ ગયેલા હોય છે. પણ આ ફૂલમાં તો એ રેસાઓ બધા સ્ફુટ રીતે ભિન્ન ભિન્ન અનેક જીવોની પેઠે એક મૂળમાં જોડાએલા તથાપિ સ્પષ્ટ રીતે જૂદા જૂદા વ્યક્તિત્વવાળા હોય છે. એ રેસાઓ લગભગ સોએક જેટલા હોય એમ લાગે છે. **કૌરવો** સો એટલે એ થયા **કૌરવો**. અને વચમાં જે દલ હોય છે, તેની આસપાસ પાંચ ન્હાનાં ન્હાનાં તથાપિ જરા પુષ્ટ, રંગે લીલાં છાંટાદાર સુન્દર ન્હાનાં દલ હોય છે. એ પાંચને સંબંધે **પાંડવની** કલ્પના પણ ગોઠે એવી છે. વળી એ પણ જોવા જેવું છે કે **કૌરવો** **પાંડવની** સ્હામે જ બધા તાકી રહ્યા હોય, એવો જ ઘાટ હોય છે. અને તે છતાં એ પાંચ **પાંડવોથી** **કૌરવો** આઘા જ હોય છે. બેયનાં વર્તુલો જ જૂદાં હોય છે. વળી વધારેમાં આપણે એમ પણ કલ્પના કરી શકિયે કે એ ફૂલના કેન્દ્રરૂપ જે વચલું દલ હોય છે, તે મધ્યસ્થદલને લગભગ વળગીને, **શ્રીકૃષ્ણને** વળગીને પાંચ **પાંડવો** રહેતા તેમ, આ પાંચ ન્હાનાં દલો એ ફૂલમાં રહેલાં હોય છે.

એકાદ માળીને પૂછતાં એણે વળી એનું જૂદું નામ આપેલું. કારણકે, નામ આપવું, એ આપણા હાથની વાત છે. નામ આપવામાં આપણે કાંઇ પાછા પડતા નથી. છોકરૂં જન્મે કે એ કેવા ગુણ દેખાડે છે, એની ફીકર કર્યા વગર કોઇ મારફત, બાપના ઘર તરફથી એનું નામ પાડી દેવામાં આવે છે; અને નામ પાડવાના સાહસમાં કેમ જાણે પાછળ ન રહી જવાય એટલા સારૂ બાળકના મોસાળિયાં પણ બીજું નામ પાડી દે છે. વહુ ઘરમાં આવે કે તરત સાસરિયાં એનું નવું નામ પાડે છે. અલબત, આગળ સાસરાનાં બીજાં માણસ પાડતાં, હવે કોઇકોઇ વર જ નામ પાડી આપેછે; પણ નામ તો નવું પડે

છે. આગળ એમ હતું અને હવે આમ છે, એનું કારણ શું હોઈ શકે ? શું કદાચ એમ હશે કે આગળ વહુ પહેલી ઘરમાં આવે ત્યારે જ સાસરિયાંને નવુંનવું લાગતાં નવું નામ પાડતાં હશે ? અને વરને તો એની રમણીયતા દિનેદિને અવનવી લાગતી હોવાથી, એ એનું એક નામ પાડવાનો વિચાર કરે તે પહેલાં બીજું નામ સ્ફુરી આવતાં એકેને અંગે નામકરણ વિધિ પૂરો થતો જ નહિ હોય ? આપણે જોઈયે છિયે કે વાલ્મીકિના મહાકાવ્યમાં કે ભવભૂતિના અદ્‌ભુત નાટકમાં ભગવાન રામચંદ્ર ઘણુંખરૂં તો સીતાનું નામ ભાગ્યે જ દે છે. કોઈક અતિ પ્રબલ શોકઆદિ વિકારના પ્રસંગે જ હા સીતે ! એમ એમનાથી થઈ જાય છે. છોકરીને કે કામ કરનારીને એનું નામ દઈને બીજા ઓરડામાંથી બોલાવતા હોઈયે, એમ પત્નીને બોલાવવાની પરિપાટી નવી છે. અલબત તે વિલાયતથી વહાણમાં બેસીને અહિંઆં આવી છે–વિલાયતની બીજી અનેક વાનીઓની પેઠે–વિલાયતની હકુમતની પેઠે. પ્રિયજનના નામનું ઉચ્ચારણ એ પણ એટલા સુકોમળ ભાવો હૃદયમાં પ્રેરે છે કે તેને બજારૂ ચીજની માફક જેમ તેમ ફેંકાફેંકીમાં વાપરવાનું આપણા રસિક જનો યોગ્ય નહિ ગણતા હોય શું ? હૃદયબીના ભક્તો પણ પોતાના ઉપાસ્ય–દેવનું નામ હૃદયમાં ગુપ્ત રાખે છે. ભાવિક ક્રિશ્ચિયનો પણ ક્રાઇસ્ટને આલીક, લોર્ડ, કહીને સ્તવે છે. અને આપણા દેશની સંસ્કારભરી, ભાવભરી મહિલાઓ પણ પોતાના પતિના નામનું હૃદયમાં અહોનિશ રટણ હોવા છતાં, તેનું ઉચ્ચારણ વૈખરીવડે કરતી નથી. પણ એ બધો નામ દેવાના વિવેકનો વિષય છે, નામ પાડવાના સાહસનો નહિ.

**નામ પાડવું એ હંમેશાં સાહસ હોય છે, એમ જ કાંઈ નથી. માણસોનાં નામ પાડવામાં ઘણીવાર એ સાહસ નિવડે છે, એ વાત ખરી પણ કેટલીકવાર નામ સાચું પણ નિવડી આવે છે. એ ઉપરાંત**

પંડિતો પદાર્થોને કે ક્રિયાઓને નામો આપે છે, તે તો ઘણો વિચાર કરીને ડહાપણથી આપે છે. પણ તેમાં યે દુઃખ એ છે કે બીજા ચપળ વિદ્વાનો હોય છે, તે એમના ડહાપણને તો કબૂલ રાખે છે, પણ એમના ડોળને કબૂલ રાખતા નથી. જુઓને અત્યારે પદાર્થવિજ્ઞાનને વિષે લગભગ ઘણા વિદ્વાનો તરફથી એમજ જણાવવામાં આવે છે કે એમાં માત્ર નામકરણજ છે. દૃષ્ટાંત તરીકે સૂર્ય પૃથ્વીને ગુરુત્વાકર્ષણથી ખેંચે છે, એમ કહેવામાં આપણે કાંઈ નવી શોધ કરીજ નથી. પૃથ્વી અને સૂર્ય વચ્ચે જે કાંઈ ખેંચતાણ હશે, તેને આપણે એક નવું નામ આપ્યું. અલબત, નામ આપવાથી કાંઈ લાભ નથી, એમ તો કોઈ નજ કહે. નામથી નામી પ્રાપ્ત થાય છે. અજામિલે પોતાના છોકરાના નામને બ્હાને પણ નારાયણનું નામ લેતાં તેને કેવો લાભ થયો, એ પુરાણોમાં કહ્યું છે.

જે ફૂલની આપણે વાત કરિયે છિયે, તે ફૂલનું નામ એક માળીએ 'ઘડિયાળનું ફૂલ' એવું બનાવેલું. આપણે બાળકનું નામ ગુણદોષનો કશોય વિચાર કર્યા વિના પાડિયે છિયે, તો પછી બાગના માળીએ એનાં ફૂલનું નામ વિચારોના સહચાર કે સામ્યને લીધે ઘડિયાળનું ફૂલ એવું પાડી દીધું હોય, તો એ દરગુજર કરવા જેવું મ્હને લાગે છે. પાડી દીધેલું હું એટલાસારૂ કહું છું કે થોડા વખત પછી મ્હેં વધારે ચોકસાઈ કરવા એને ફરીવાર પૂછેલું, ત્યારે એણે કહેલું કે "સાહેબ, એને કેટલાક ઘડિઆળનું ફૂલ પણ કહે છે, અને કેટલાક એને કૃષ્ણકમળ પણ કહે છે." તે પછી કેટલેક વખતે મ્હને માલુમ પડ્યું કે એને પાંડવ કૌરવનું ફૂલ પણ કહે છે. માયામાંયે મુખ્યત્વે બેજ પક્ષો છે ને, **પાંડવો** અને **કૌરવો**.

આ ફૂલને હું માયાપુષ્પ કહું છું તે નામમાં એના અંગ્રેજી નામનું તાત્પર્ય પણ આવી જાય છે. કારણ કે, માયા એ સ્નેહનો એક મીઠો પર્યાય શબ્દ છે. એટલે આપણે એમ કહિયે કે

Passion નું કોમળરૂપ સ્નેહ અને સ્નેહનું કોમળરૂપ તે માયા. એ માયાએજ આખું જગત્ બંધાએલું છે. વળી માયાના અનેક રંગો, માયાનું વૈવિધ્ય અને માયાની મનોહરતા પણ આ ફૂલમાં વિશિષ્ટરૂપે દૃશ્યમાન થાય છે. એટલુંજ નહિ પણ આ ફૂલ માયાના પુષ્પ જેવા જગત્નું એક પ્રકૃતિએ રચેલું પ્રતીકજ હોય નહિ એમ દેખાય છે. એના મધ્યમાં, આગળ કહ્યું તેમ એકાકી 'दंडो दमयतामस्मि' એમ જેણે કહેલું છે, એવા પુરૂષોત્તમ–જાણે માયાના અવ્યાકૃતરૂપે વિરાજે છે. એના ઉપર અંડાશય હોય છે ને તેમાંથી ઉપર નીકળેલા માયાના ત્રણ ગુણો જેવા ત્રણ દાંડલાઓ હોય છે. એ ત્રણ દાંડલાની નીચે પંચમહાભૂતો જેવી પાંચ પાંખડીઓ તેમજ સ્ત્રીકેશરો અને પુંકેશરો માયાના વૈભવને વિસ્તારે છે. તે પછી આસ-પાસ ગોળાકારમાં વિસ્તૃત ભૂમિકા હોય છે. એ ભૂમિકા પહેલાં શ્વેત, ને પછી જેમ મધ્ય દંડથી આઘે જતી જાય, તેમ લાલ થતી જતી દેખાય છે. અને એ ભૂમિકામાંથી અનેક જીવોની પેઠે અથવા અનેક વાસનાતન્તુઓની પેઠે અનેક શ્વેતશ્યામ રેસાઓ સર્વે બાજુએ વિરાટની વિભૂતિઓ સમા વિલસે છે. આવા પુષ્પને માયાપુષ્પથી બીજું વધારે સારૂં નામ શું આપિયે ?



# મચ્છરદાની

કોણ કહેશે કે અત્યારના જમાનામાં મચ્છર વધી પડ્યા નથી! જ્યાં જુઓ ત્યાં મચ્છર. મ્હોટાં શહેરમાં વળી વધારે. ગટર હોય ત્યાંયે ખરા અને ન હોય ત્યાંયે ખરા. ગટર હોય કે ખાળકુઆ હોય બન્નેમાંના મચ્છરો પોતાની કુળપરંપરાને તો જાણે જાણતાજ ન હોય એમ સારાં શીળાં માણસો પાસે આવીને પોતાનાં ગીત ગાવા મંડી જાય છે. કેટલાક લોકો તેને ગણગણાટ કહે છે, પણ મચ્છરો તો તેને અહોનિશ રટવા જેવું સંગીત માનતા હોવાનું સ્પષ્ટ જણાઈ આવે છે.

આ મચ્છરોને ચીથરિયાં લખાણોની ઉપમા પણ આપી શકાય એ લખાણોની પેઠેજ એ પણ ગંદવાડમાંથી ઘણુંખરૂં ઉત્પન્ન થયા હોય છે. એની પેઠેજ એ પોતાની લાયકાતના વિચાર વિના પોતાનાં ગીત ગાયાં કરે છે. એની પેઠેજ એ માણસોને ચ્હોટી પડે છે ને પોતાનો મેલ માણસનામાં દાખલ કરી દે છે.

આ મચ્છરોથી બહુ ચેતતા રહેવાની જરૂર છે એમ દાકતરો કહે છે. પ્હેલાં તો એને વધવાજ ન દેવા. પણ કદાચ વધ્યા તો આપણને કરડવા ન દેવા. પણ જો કરડવા લાગ્યા અને વધારે અસર થઈ ગઇ તો ઋતુનો તાવ—કે જમાનાનો જ્વર જે કહો તે—ચઢી આવવાનો. અને આજના વખતમાં તાવમાંથી વાત કેવી વધી જાય છે એ કોને અજાણ્યું છે? કેટલીવાર એની અસર હૃદય સુધી પ્હોંચી જાય છે. કહે છે કે કેટલાકને મચ્છરની અસર ઓછી થાય છે ને કેટલાકને વધારે થાય છે. પણ એ તો બધીયે અસરોનું એમજ છે.

મચ્છર ધોળે દહાડે કાંઇક ઓછા અસર કરે છે, પણ રાતે એનો જુલમ બહુ હોય છે. માટે રાત્રે તેના સંબંધી તજવીજ

રાખવાની જરૂર રહે છે. અને એને માટે સારામાં સારો ઇલાજ મચ્છરદાની છે.

કોઈ કહેશે કે મચ્છરદાની તો રાત્રે કામની, દિવસની તો નહિજ ને; અને રાત્રેય પલંગ ખાટલામાં સુઈએ ત્યારે જ ને. આ શંકા આપણને જીવનની સામગ્રીઓની ક્ષણિક કૃતકૃત્યતાના ગંભીર તત્ત્વ-ચિન્તનમાં લઈ જાય છે. જે વસ્તુઓને આપણે જીવનભરની માનિયે છિયે તે પણ જીવનભર ક્યાં રહે છે? અને જેવી ધારી હોય એવીયે ક્યાં રહે છે? એમે કહેવાય કે જીવનનું સાફલ્ય ઘડીઓમાંજ હોય છે. સ્નેહીઓના સંબંધ જીવનની કોઈ એક વિરલ ધન્ય ક્ષણ વડે સફળ થઈ જાય છે. સ્વરાષ્ટ્રના વિજયડંકાની ઘડીને માટે સૈનિક ને સેનાની પોતાના પ્રાણની આહુતિ આપે છે. કેમકે એકજ ધન્ય ક્ષણ આખા જીવનને સુરભિમય, પ્રકાશમય કે રસમય કરી મૂકે છે. મહાત્માઓનો સમગ્ર પુરુષાર્થ જીવનને મહાન કરવા તરફ નહિ એટલો મૃત્યુની ક્ષણને પ્રભુના પાર્ષદોના દર્શનથી સફળ કરવા તરફ હોય છે. પણ ગંભીર વાતથી કોઈને ગુંચવણ ન થાય માટે ચાલુ વિષય ઉપરજ આવિયે.

કેટલાક કહે છે કે મચ્છરદાની એ તો શણગાર છે. પણ એ કામનો શણગાર છે. જેમ ધર્મભાવનાની આછી જાળીમાંથી જગત્ જોઈએ તે રમ્ય અને મનોહર લાગે એમ મચ્છરદાનીમાંથી જોતાં પદાર્થો કોઈક અવનવી મનોહરતા ધારણ કરતા જણાતા નથી? કોઈ કહેશે કે એતો શાન્તિએ સૂતા હો એટલે બધું મનોહર લાગે, પણ એ મચ્છરદાની વડેજ શાન્તિએ સુવાય છે એમ ન કહી શકાય? નહિ તો મચ્છરો આપણને કેટલા હેરાન કરી નાખે?

મચ્છરો, મ્હોટા થઈ જાય,—વકરે, ત્યારે ડાંસ કહેવાય છે. અને ડાંસ ખાઉધરા બહુ હોય છે—પરદેશી લોકો જેવા. એટલા ઉપરથીજ

'ભૂખ્યો ડાંસ જેવો' એ કહેવત નીકળી હશે. પોતાનાં વાજાં વગાડતા જાય અને લોહી ચૂસતા જાય. આ ડાંસ, મચ્છરની ધૃષ્ટતાને પણ ધન્ય છે. આવા મચ્છરો જૂના જમાનામાં નહિ હોય; નવા જમાનાનીજ નીપજ એ લાગે છે. નહિ તો તેની ફરિયાદ જૂના લોકોએ જરૂર કરી હોત. માકણની લાડમારીનાં ચિત્રો સાહિત્યલેખકોએ આપ્યાં છે. પણ મચ્છર વિષેનો કાંઈ જૂનો ધ્યાન ખેંચે એવો લેખ મળી આવતો નથી. અલબત એક કહેવત છે કે "માકણ, મચ્છર, જૂ ને જાતિ એ મારોમાં પાપજ અતિ" પણ તેના છેલ્લા શબ્દને વિષે તકરાર છે. કેટલાક કહે છે કે ત્યાં 'અતિ' નહિ પણ "નથી" છે. એટલે જ્યાં સુધી કહેવતનો અર્થજ તકરારી હોય ત્યાં સુધી તેનો આધાર લેવો એ યોગ્ય ન ગણાય.

પણ આપણે તો મચ્છરદાનીનો મુદ્દો પકડવાનો છે. નાના મ્હોટા બધા મચ્છરો મચ્છરદાની હોય તો પછી કાંઈ ન કરી શકે. શાન્તિથી સુવાને સારૂ મચ્છરદાની બહુ કામની છે. પણ એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે એ મચ્છરદાનીમાં મ્હોટાં ગાબડાં ન જોઇયે. બ્હારની દુનિયાને જોવાને એની ઝીણી આછી જાળી પૂરતી હોય છે પણ જો મ્હોટાં ગાબડાં હોય તો તે મચ્છર અંદરજ ઘુસી જાય અને પલંગનેય કડવો કરી મૂકે.

અને વળી ગાબડાવાળી મચ્છરદાની દેખાય પણ એવીજ ને. પણ મચ્છરદાનીમાં એક બીજી એ ખુબી છે. તેમાં સૂતારને પણ તે એક પ્રકારની શોભા આપે છે. ઝીણા બુરખા નીચેના ચહેરાની શોભા વધતી નથી એમ કોણ કહેશે?—અલબત હોય તેની વધે એટલોજ એનો અર્થ. સિનેમાનાં ચિત્રોમાં મચ્છરદાની કેવી મોહક થાય છે? મચ્છરદાની એટલે આજના જમાનાની પ્રિય ચીજ એમ પણ કહી શકાય. કેમકે આપણા લોકોને છેક ઓઝલપડદે રહેવું નથી. છતાં જાળી વડે સુરક્ષિત રહેવું હોય એમ તો લાગે છે.

પણ અહીં કોઈ કહેશે કે મચ્છરદાનીમાં ગોંધાઈ રહેવું—ચારે તરફથી—એ શું—ઝીણી હોય કે જાડી; એ પડદાપડદી શાં? આજ કાલ તો શહેરનાએ કોટો તોડી નંખાય છે ત્યાં વળી પથારીને આવા કોટની શી જરૂર છે? હવેના વખતમાં કિલ્લાઓ કયાં કામના રહ્યા છે? આવી શંકા કરવામાં આવે તો આપણે અલબત કહેવું પડે કે આ શંકા બહુ વજુદવાળી છે. નવા જમાનાની તોપો પાસે કેટલાક કિલ્લાઓ પણ ટકી શકતા નથી. પણ આપણે એ વાતમાં નહિ ઉતરિયે. મચ્છરને અટકાવવાની મચ્છરદાની એ કિલ્લા જેવી છે કયાં? કિલ્લામાં અને મચ્છરદાનીમાં તો કઠિન નિશ્ચલ ધર્મ અને મીઠી મધુરી ધર્મભાવના જેટલો બધો ભેદ છે. મચ્છરદાની તો દેખાયે સારી, તેમાં મચ્છરો આવી યે ન શકે ને જેને મચ્છરના ગાયનનો શોખ હોય તે ગાયનને સાંભળી યે શકે. મચ્છરદાની બહાર મચ્છર ગાયન કરે અને આપણને ઇજા ન કરે તો પછી મેલેરિયાની તો બ્હીક નહિ.

કહે છે કે મચ્છરોમાં એક જાતનું ઝેર હોય છે. ઝેર હોય કે નહિં એ ઝેરનાં લક્ષણને જાણનારા દાકતરો જાણે. પણ એમ તો લાગે છે કે પારકા લોહીથી પોતાની પુષ્ટિને સાધનાર મચ્છરો આઘા રહે એજ સારૂં. એનો દંશ તો વીંછીના કરતાંયે ખોટો, કારણ વીંછી તો એક દહાડો હેરાન કરે પણ આ તો દિવસોના દિવસો તાવે ફફડાવે.

કોઈ કહેતું હતું કે એક અંગ્રેજ લેખક મચ્છરની જબરી પ્રશંસા કરે છે—એનાં ગાનની, એની ચાલચલણની. એ આવે છે તે છુપાઇને નહિ પણ ગીત ગાતો ગાતો જાહેર રીતે. પણ એમ તો ઇસ્ટ ઇન્ડિઆ કંપની યે જાહેર રીતે વેપારનાં ગીત ગાતી ગાતી જ આવી હતી ને. જો એ પ્રાણી એવું સરસ જ લાગતું હોય તો એ લોકો એને પોતાના દેશમાં કેમ ન લઈ જાય? પણ એમના દેશમાં યે હેરાનગતિ નહિ હોય એમ કોણે કહ્યું! મચ્છર નહિ હોય ને મચ્છરનો ભાઇ મોહ હશે. એમની વાત એ જાણે.

મુખ્યત્વે કરીને ગંદા અને બંધેચ પાણીમાં મચ્છર સંખ્યાબંધ વધે છે એ વાત પણ સમજાય એવી છે. કારણકે આવા સ્વભાવનાં અને આવી હવા ફેલાવનારાં પ્રાણી એવા પાણીમાં જ રાચે ને. મચ્છરનાં ઈંડાંનો નાશ કરવાનું કેટલાક દાકતરો અને તેની પાછળ માસ્તરો પણ સૂચવે છે. મચ્છરને મારી નાંખવાની દવા હજી બરાબર હાથ આવી જણાતી નથી. નહીં તો એઓ એનોજ ઉપયોગ વિનાસંકોચે સૂચવે–પણ ઈંડાંનો નાશ એ પણ દયા અને અહિંસાપ્રેમીને રુચવો મુશ્કેલ છે. જેમ કેટલાક સાહિત્યપ્રેમીઓ કહે છે ને કે ભાઈ બહુ સખ્ત ટીકા ન કરવી, ઉગતો લેખક બિચારો સ્હોરાઈ જાય. પણ આપણે આપણે સારૂ એક સુન્દર મચ્છરદાની રાખવી એમાં તો આવી હિંસા યે નથી, અને આપણું રક્ષણ છે. કાર્લાઇલના ‘ લૂગડાંની ફિલ્સુફી ’ ના ગ્રંથમાં આત્મા અને શરીરના ઢાંકણ રૂપે લૂગડાંની મ્હોટી કિંમત બતાવી છે તો પછી માનવ જેની અંદર સુખ શાન્તિથી સુઇ શકે એવી મચ્છરદાનીની કિંમત ઓછી છે એમ કોણ કહેશે ?



# ગુલાબના કાંટા.

લોકો કહે છે કે, બ્રહ્માને ભૂલ કરવાની બહુ ટેવ છે. ગુલાબને કાંટા કર્યા, ચંદનવૃક્ષને ફલ વગરનું કર્યું; સરસ્વતીને કુંવારી રાખી. એવાં એવાં કાંઈ કાંઈ અણુજુગતાં કામો એ કરે છે, એમ કહેવાય છે. માણસ જાતના ગૃહસંસારમાં આડાં હોઠાં ચોકઠાં બઝાડી દેવાની અને લાકડે માંકડાં વળગાડી દેવાની જવાબદારી પણ બ્રહ્માને માથે નાંખવામાં આવે છે. કેમ જાણે એવા પ્રકારની કાર્યસિદ્ધિ કરવામાં માણસો પોતે બ્રહ્માથી પાછાં હઠે એવાં હોય નહિ? ગુલાબે પોતે કદાચ પોતાના સંરક્ષણને સારૂ કાંટા રાખ્યા હશે, તોપણ કોને ખબર છે?

અલબત કાંટાથી રક્ષણ થાય છે એમ કહેવામાં આપણે કાંઈ નવું કે ન મનાય એવું કહેતા નથી. કાંટાથી ખેતરોનું રક્ષણ કરવામાં આવે છે, એટલું જ નહિ પરંતુ કાંટા જેવાં લડાઈનાં સાધનોવડે પ્રજાઓ પણ પોતાના રક્ષણની યોજના કરે છે. યુરોપિયનો પોતાના હાથને આજુબાજુથી બચાવવાને સારૂ પણ છરીકાંટા વાપરે છે. ઘણાખરાં માણસો પણ કાંટો રાખે છે. એટલે શૂરવીર પુરૂષો કે સુંદર લલનાઓ ઇચ્છાપૂર્વક કાંટો રાખે છે, તેમ ગુલાબ પણ સ્વેચ્છાએ કાંટા રાખતું નહિ હોય, એમ કેમ કહેવાય?

આ ઠેકાણે ગુલાબ નિર્જીવ હોઇને એને એવી ઇચ્છા હોઈ ન શકે, એવી શંકા કોઇ જ ન કરે. કારણકે આપણા દેશના સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક જગદીશ બોઝે પ્રકટ દેખાડી આપ્યું છે કે, વનસ્પતિઓ સર્વ જીવન્ત છે, અને એમને ઇચ્છા, સુખ દુઃખ ઇત્યાદિક આપણી પેઠે થાય છે. આમ વૈજ્ઞાનિક સંમતિ ઉપરાંત આપણે તો ઉદ્ભિજ પ્રાણીઓ તરીકે જ વનસ્પતિને માનતા આવ્યા છિયે અને કદાચ વિજ્ઞાનને કે તત્વજ્ઞાનને કોઈ શંકાશીલ મનુષ્ય પત ન કરે, તો

કલ્પનાથી ગુલાબમાં સજીવારોપણ કરવામાં તો કોઈ વાંધો નહિ જ લે. કારણકે, એવા પ્રકારના સાહિત્યના અલંકારો સંબંધે કે સાહિત્ય પ્રદેશની અસંભવિત કલ્પનાઓ સંબંધે આપણે ભાગ્યે જ વાંધો લઇયે છિયે.

ઉત્ક્રાન્તિવાદવાળા એમ કહે છે કે, જેમ જેમ વખત જાય છે, તેમ તેમ જૂદીજૂદી જાતનાં પ્રાણીઓ પોતપોતાના ઉપયોગનાં સાધનોને પોતાના અંગમાં વધારે સારી રીતે તૈયાર કરે છે. સિંહને બીજાં પ્રાણીઓને ફાડી ખાવા સારૂ નખની જરૂર પડે છે, એટલે એના નખ બહુજ મજબૂત અને તીણા થયા છે: પતંગિયાને જાત જાતના રંગોવાળી વનસ્પતિમાં ફરવાનું ફાવે ને એ પોતાનું રક્ષણ વધારે સહેલાઇથી કરી શકે એ કારણે એની પાંખ ઉપર જાતજાતના રંગો આવી ગયા છે; રીંછને ટાઢ ન વાય, ઠંડી ન લાગે, એટલા સારૂ વધારે વાળ ઉગી આવ્યા છે. આવી અનેક જાતની કલ્પનાઓ. એ બાબતોમાં કરવામાં આવે છે. તો આ ગુલાબને કોનાથી બચાવવા કાંટા ઉગી નીકળ્યા હશે એ પણ ગંભીરતાપૂર્વક વિચારવા જેવો પ્રશ્ન છે.

'ગુલાબ' શબ્દ ફારસી ભાષામાંથી આવ્યો કહેવાય છે. આપણે ત્યાં એ ફૂલ જૂના વખતમાં નહિ હોય, એમ તો નહિ. પણ એની પેદાશ થોડી હોય કે ગમે તે કારણ હોવાથી આપણા કવિઓનું એણે બહુ ધ્યાન ખેંચ્યું જણાતું નથી. ફારસી કવિતામાં તો આપણી કવિતામાં જે સ્થાન કમળને છે, તે સ્થાન ગુલાબને છે. ગુલાબ એ ફારસી કવિઓનું પરમ પુષ્પ છે. ગુલાબને જ્યારે આપણે જોઇયે છિયે અને સુંઘિયે છિયે, ત્યારે ઘડીભર તો એમ પણ થઈ જાય છે કે, જો એનામાં મ્હોટાપણું હોત અને રાત અને દિવસની ઝીણી સમજણ એનામાં હોત—કમળના જેવી—તો કમળ કરતાં પણ ગુલાબને કદાચ ઉપલી ખુરશી આપવી પડત. સામાન્ય ગુલાબનો રંગ ગુલાબી હોય છે. પણ ગુલાબી રંગના નામ ઉપરથી, હરકોઈ ગુલાબનો રંગ

તે ગુલાબી, એમ જો કહિયે તો ભૂલ કહેવાય. ગુલાબનો રંગ બદલાય છે, એમ કહેવા કરતાં ગુલાબ ઘણાં રંગનાં હોય છે, એમ કહિયે, તો ગુલાબને વધારે ન્યાય થાય.

ગુલાબના રંગો પણ ભાતભાતના હોય છે. અલબત ગુલમેંદી જેટલી જાતો ગુલાબના રંગોમાં હોતી નથી. પણ સ્ત્રીઓના ચહેરાના ત્રણે આકર્ષક રંગો સફેદ, પીળો અને ગુલાબી એ ત્રણે ગુલાબે રાખ્યા છે. અમેરીકાની જૂની પ્રજાનો લાલ રંગ પણ એણે રાખ્યો છે. અંગ્રેજ લોકોએ તો ફૂલોની એક ભાષા બનાવી છે અને તેમાં આ રંગરંગના ગુલાબનો સરસ ઉપયોગ કર્યો છે. જેમકે, અસલ ગુલાબી ગુલાબ એટલે પ્રેમ; લાલ ગુલાબ એટલે શરમાળપણું; શતપત્ર અથવા બહુપાંખડીનું ગુલાબ એટલે અભિમાન; કસ્તૂરિયો ગુલાબ એટલે ચટીલું સૌન્દર્ય; કાંટા વગરનો ગુલાબ એટલે બાલ–સ્નેહ; ધોળો ગુલાબ ( જરા કરમાએલો ) એટલે આછી સ્મૃતિઓ; પીળો ગુલાબ એટલે પ્રેમની ઝાંખપ અથવા ઈર્ષ્યા. વળી લાલ ગુલાબની કળી એટલે શુદ્ધિ અને મોહકતા; અને ધોળા ગુલાબની કળી એટલે મુગ્ધાત્વ અથવા કન્યાકાળ. વળી એ કળીઓના ઉપર ઉઘડેલું ગુલાબ રાખવાથી ગુપ્તપણું સૂચવાય છે. ગુલાબની બીજી અવાન્તર જાતોથી પણ બીજાં અનેક પ્રકારનાં સૂચનો ઘડી કાઢવામાં આવ્યાં છે. જેમકે જાપાની ગુલાબનો અર્થ એવો થાય છે કે, 'સુન્દરતા એજ તમારૂં આકર્ષણ છે.' એટલે આ હિસાબે કોઈ સુન્દર સ્ત્રીને જો હંમેશને વાસ્તે ચ્હીડવવી હોય, તો જાપાની ગુલાબ તેને ભેટ કરવું, એ રામબાણ ઈલાજ ગણી શકાય. આ ગુલાબની સંકેત ભાષા, એ પુષ્પોની સંકેત ભાષાનો એક ભાગ છે. તેનો કેટલો ઉપયોગ વિલાયતમાં થતો હશે, એની મ્હને ખબર નથી, પણ ત્યાં ફૂલ મોંઘાં મળતાં હોય, તો આ હકીકત જાણ્યા પછી મ્હને આશ્ચર્ય થાય નહિ.

ભાષાને સારૂ ગુલાબ વપરાય છે, તો પછી સાહિત્યમાં ઉપમાને સારૂ ગુલાબ વપરાય, એમાં તો કાંઈ કહેવાપણુંજ નથી. ખરે, હાફૂસ

કેરી જે વખતે ખાઇયે છિયે, તે વખતે આલૂફોન્ઝો સાહેબનો ઉપકાર આપણને કરામ્રફલવત્ પ્રત્યક્ષ થાય છે, તેમ ગુલાબને જોઇયે છિયે, ત્યારે સ્નેહ, સુગંધ અને ખુશનુમાપણું એ ત્રણેના વાચક જેવા એ પુષ્પની કદરને સારૂ આપણા અરબસ્તાન કે ઈરાનના ભાઇઓનો ઉપકાર પણ આપણને હૃદયંગમ થવો ઘટે છે.

ગુલાબ પરદેશી ફૂલ હશે તેથી કે એના કાંટાને લઇને આપણા કવિઓમાં એની ઉપમા બહુ રૂઢ નહિ થઈ હોય ? હવેના જમાનામાં તો આપણા લોકો પરદેશનું ખુશી થઇ થઇને લે છે, સ્વીકારે છે અને ખાય છે. યુરોપનાં પાણી સુદ્ધાં અહીં આવે છે એટલે પરદેશી હોવાના કારણથી આપણા કવિઓ કાવ્યમાં ગુલાબને બહુ અડકતા ન હોય, એમ તો લાગતું નથી. ગુલાબના કાંટાનો અનુભવ થયાને લીધે, કવિઓને એમ થતું હશે કે અમારે ગુલાબ નામે ન જોઇયે; થોડી સુગંધવાળાં હોય, તોય અમારે બીજાં ફૂલ સારાં; કાંટાવાળાંનું કામ નહિ. કે આપણા હાલના કવિઓ ગુલાબને બહુ આગળ નહિ કરતા હોય, તેનું કાંઈ ત્રીજુંજ કારણ હશે ? ગુલાબ પરદેશી હોય, તોપણ હવે તો દેશી જેવું જ થઈ ગયું છે. આપણામાં કહ્યું છે કે બાલક પાસેથી પણ સુભાષિત હોય, તો લેવું; કન્યારત્ન હીન કુળમાંથી પણ લેવું અને ધૂળમાંથી પણ સુવર્ણ લેવું; એમ સર્વમાંથી આપણે સાર લેવાનો છે. તો પછી ગુલાબનું ફૂલ પરદેશનું હોય તથાપિ કાં ન સ્વીકારવું ? પણ "બગીચાના પુસ્તક"માં તો જણાવ્યું છે કે હિન્દુસ્થાન એ ગુલાબનું એક ઉત્પત્તિસ્થાન છે એટલે એ પરદેશી હોવાની શંકાનું તો નિરાકરણ થઇ જાય છે.

કહે છે કે ઘણાંક વર્ષ પહેલાં આ દેશમાં ગુલાબની માત્ર બે ત્રણ જાતો હતી. પણ અત્યારે તો એની ઘણી જાતો થાય છે. વળી એમ પણ કહે છે કે, અસલ ગુલાબના ફૂલને ફક્ત પાંચ નાજુક ગુલાબી રંગની પાંખડી હતી. એક લેખક જણાવે છે કે યુરોપમાં

હાલ એક હજાર ઉપરાંત ગુલાબની જાતો છે. અને તે ઘણી ખરી સંકરક્રિયા વડે બનાવવામાં આવેલી છે. કહે છે કે જે ગુલાબના ઝાડ ઉપર કેશરના યોગ વડે સંકરક્રિયા કરવાની હોય, તેને ખાસ હલકી જાતની જમીનમાં વાવવામાં આવે છે. વર્ણસંકરતાને સારુ હલકી જમીન વધારે માફક આવે, એ નિયમ કદાચ વધારે વિસ્તૃત ક્ષેત્રમાં પણ લાગુ પડતો હશે.

પણ આપણો મુખ્ય પ્રશ્ન તો હજી રહી જ જાય છે. ગુલાબને કાંટા શા માટે કર્યા હશે? એનામાં મનોહારિત્વ ઉભરાઈ જાય છે, તે સરભર કરી દેવાને એને ઈશ્વરે કાંટા આપ્યા હશે? પણ ગુલાબને કાંટા હોય છે જ ક્યાં? કેર કરે એવા કાંટા તો એની પાસેની અથવા નીચેની ડાંખળીઓને હોય છે. ગુલાબના રોમહર્ષ જેવા પુલકિતને કાંટા કોણ કહે?

